પ્રકાશન નં. ૧૭૯

# ઉસ્વએ રસૂલે અકરમ

સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ્

## ગ્રંથ બીજો

લેખક : હઝરત આરિફ બિલ્લાહ
ડોક્ટર મુહમ્મદ અબ્દુલ હય સા. (મ. ઝિ.)

અનુવાદક : અબ્દુલ કાદિર ફાતીવાલા



પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,
મહમૂદનગર, મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

પ્રકાશન નં. ૧૭૯

'લકદ કાન લકુમ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન હસનહ.'
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જિંદગી તમારા માટે બેહતરીન (આદર્શ) નમૂનો છે. [સૂરએ 'અહઝાબ', આયત : ૨૧]



# ઉસ્વએ રસૂલે અકરમ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

## ગ્રંથ બીજો

વિભાગ-૪ પ્રકરણ-૨ [ ઈબાદતો ]

લેખક :
હઝરત આરિફ બિલ્લાહ ડૉકટર મુહમ્મદ અબ્દુલહય સા. (મ.ઝિ.)
ખલીફએ મજાઝ
હઝરત હકીમુલ ઉમ્મત
મૌલાના શાહ મુહમ્મદ અશરફઅલી સા. થાનવી (કુ.સિ.)



અનુવાદક :
અબ્દુલકાદિર ફાતીવાલા



પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨ તા. જિ. ભરૂચ. (GUJ.)

# ભાગ ચોથો

# પ્રકરણ બીજું

[પ્રકરણ પહેલું જિલ્દ પહેલીમાં આવી ગયું છે.]

## ઈબાદતો

- ☐ તહારત
- ☐ મિસ્વાક
- ☐ ગુસલ
- ☐ વુઝૂ
- ☐ તયમ્મુમ
- ☐ નમાઝ
- ☐ નમાઝ પછીના મઅમૂલાત
- ☐ શાબાનની પંદરમી રાત
- ☐ સવાર–સાંજની તસ્બીહાત
- ☐ કુર્આન મજીદ
- ☐ દુઆ
- ☐ સલાતો–સલામ
- ☐ જુમ્આ
- ☐ મસ્જિદ
- ☐ રમઝાનુલ મુબારક
- ☐ તરાવીહ
- ☐ એ'તિકાફ
- ☐ શબે કદ્ર
- ☐ બંને ઈદો
- ☐ હજ્જ
- ☐ ઝકાત–સદકહ
- ☐ હિજરત
- ☐ જિહાદ
- ☐ શહાદત

# અનુક્રમણિકા

## વિભાગ ચોથો

## પ્રકરણ બીજું

## ઈબાદતો

## દુઆ



## હુઝૂર (સલ.)ની કેટલીક દુઆઓ

## સલાતો સલામ



## ઈસ્તિગફાર



## જુમ્અતુલ મુબારક

## મસ્જિદ અને તેને લગતી બાબતો

## અઝાન અને ઈકામત



## જમાઅત



## ઈમામત

## સફબંદી



## રમઝાનુલ મુબારક



## તરાવીહ

## એ'તિકાફ અને મુઅતકિફ



## શબે કદ્ર

## બંને ઈદોના આ'માલ



## હજ્જ

## ઝકાત અને સદકહ



## હિજરત, જિહાદ અને શહાદત

# નમાઝ અને તેને લગતી બાબતો

## ☆ પાકી ☆

### પાકી ઈમાનનો અંશ છે

અબૂ માલિક અશઅરી (રદિ.)થી રિવાયત છે કે,
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

- ''તહારત અને પાકીઝગી ઈમાનનો અંશ છે અને
- ''અલ્હમ્દુલિલ્લાહ'' શબ્દો અમલના ત્રાજવાને ભરી દે છે તથા
- ''સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુલિલ્લાહ'' ભરી દે છે આસમાનોને અને જમીનને.
- નમાઝ નૂર છે.
- સદકહ દલીલ અને બુર્હાન છે.
- સબર અજવાળું છે.
- કુર્આન કયાં તો હુજ્જત (દલીલ) છે તમારા હકમાં, કયાં તો હુજ્જત છે તમારી વિરુદ્ધ.
- દરેક આદમી સવાર કરે છે (સવારે જાગે છે) પછી સોદો કરે છે તે પોતાની જાનનો, પછી (એ સોદો) કયાં તો તેને નજાત અપાવે છે યા તો તેને હલાક કરી દે છે.

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



B
2

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'દસ ચીજો છે જે પ્રાકૃતિક કામો પૈકી છે :–

(૧) મૂંછોને કતરાવવી.

(૨) દાઢી છોડવી (વધારવી).

(૩) મિસ્વાક કરવું.

(૪) નાકમાં પાણી લઈને સફાઈ કરવી.

(૫) નખ કપાવવા.

(૬) આંગળીઓ વચ્ચેના જોડાણ (સાંધા) આગળ (જેમાં અધિકતર મેલ–કચરો રહી જાય છે) તેને કાળજીથી ધોવું.

(૭) બગલના બાલ સાફ કરવા.

(૮) દૂંટી નીચેના વાળની સફાઈ કરવી.

(૯) પાણીથી ઈસ્તિન્જા કરવું.

હદીસ નકલ કરનાર ઝકરિય્યા (રદિ.) કહે છે કે,

'અમારા શયખ મુસઈબ (રદિ.)એ બસ આ નવ જ ચીજોની વાત કરી અને ફરમાવ્યું કે,

દસમી ચીજ ભૂલી ગયો છું અને મારું અનુમાન છે કે, તે કુલ્લી કરવું છે.' ['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## કુદરતી હાજત

(૧) આંહઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બયતુલખલા (સંડાસ)માં દાખલ થતા ત્યારે ડાબો પગ પ્રથમ અંદર મૂકતા અને જયારે બહાર નીકળતા ત્યારે જમણો પગ પ્રથમ બહાર મૂકતા.

['તિરમિઝી']

(૨) જયારે સંડાસ જતા ત્યારે આ દુઆ પઢતા :

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ્ખુબુસિ વલ્ખબાઈસ.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! તારી પનાહ ચાહું છું ખબીસ (દુષ્ટ) જિન્નાતથી, મર્દ હોય કે ઔરત.

(૩) જયારે આપ (સંડાસ) માંથી બહાર આવતા ત્યારે આ દુઆ પઢતા :–

- 'ગુફરાનક' અથવા
- 'અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અઝહબ અન્નીલ્અઝા વ આફાની '.

અથવા આ બંને દુઆ પઢતા.

ભાવાર્થ :

બધી તા'રીફો અલ્લાહના જ માટે છે જેણે મારાથી નુકસાન કરનારી ચીજોને દૂર કરી અને મને શાંતિ આપી.

['ઝાદુલ મઆદ','તિરમિઝી', 'ઈબ્ને માજહ']

(૪) જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કુદરતી હાજતના માટે બેસતા ત્યારે જયાં સુધી આપ જમીનથી બિલકુલ નજીક ન થઈ જતા ત્યાં સુધી પોતાનું સતર (ગુપ્ત ભાગ) ખોલતા ન હતા.

['ઝાદુલ મઆદ']

(૫) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પેશાબ કરવા ચાહતા ત્યારે નરમ જમીનની તલાશ કરતા. જો આપને નરમ (પોચી) જમીન ન મળતી તો લાકડી યા બીજી કોઈ સખત વસ્તુ વડે સખત જમીનને ખોદી નરમ (પોચી) બનાવી લેતા અને પછી પેશાબ કરવા બેસતા.

['ઝાદુલ મઆદ']

(૬) હબીબ ઈબ્ને સાલિહ (રદિ.)થી રિવાયત છે કે,
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે હાજતની જગામાં દાખલ થતા ત્યારે પોતાના જોડા પહેરી લેતા હતા અને પોતાનું માથું ઢાંકી લેતા હતા.

['ઈબ્ને સઅદ']

(૭)
- કયારેક આપ પાણીથી ઈસ્તિન્જા ફરમાવતા.
- કયારેક ઢેલા (માટીના ઢેફાં)થી (ઈસ્તિન્જા ફરમાવતા.)
- કયારેક બંનેનો ઉપયોગ કરતા.
- ઢેલાની સંખ્યા એકી રાખતા. ઓછામાં ઓછી ત્રણ રહેતી.
- આપ ઈસ્તિન્જા કરવા માટે ડાબા હાથનો ઉપયોગ કરતા.
- જયારે આપ પાણીથી ઈસ્તિન્જા ફરમાવતા ત્યારે તેના પછી જમીન પર હાથ ઘસીને ધોતા.

['ઝાદુલ મઆદ']

(૮) પેશાબ કરવાના માટે ઉકડૂં બેસતા ત્યારે જાંઘ (સાથળ)ની વચ્ચે પૂરતું અંતર રાખતા.હાજતના માટે બેસવા માટે રેતી કે માટીની ટેકરી યા પથ્થરોની ટેકરી યા ખજૂર વગેરેની આડને ઘણી પસંદ ફરમાવતા.

['ઈબ્ને સઅદ']

(૯) જયારે આપ હાજતના માટે બેસતા ત્યારે કિબ્લાની તરફ ન મુખ કરતા અને ન પીઠ કરતા. ['ઝાદુલ મઆદ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

- કયારેક બંનેનો ઉપયોગ કરતા.
- ઢેલાની સંખ્યા એકી રાખતા. ઓછામાં ઓછી ત્રણ રહેતી.
- આપ ઈસ્તિન્જા કરવા માટે ડાબા હાથનો ઉપયોગ કરતા.
- જયારે આપ પાણીથી ઈસ્તિન્જા ફરમાવતા ત્યારે તેના પછી જમીન પર હાથ ઘસીને ધોતા. ['ઝાદુલ મઆદ']

(૮) પેશાબ કરવાના માટે ઉકડૂં બેસતા ત્યારે જાંઘ (સાથળ)ની વચ્ચે પૂરતું અંતર રાખતા. હાજતના માટે બેસવા માટે રેતી કે માટીની ટેકરી યા પથ્થરોની ટેકરી યા ખજૂર વગેરેની આડ ને ઘણી પસંદ ફરમાવતા.

['ઈબ્ને સઅદ']

(૯) જયારે આપ હાજતના માટે બેસતા ત્યારે કિબ્લાની તરફ ન મુખકરતા અને ન પીઠ કરતા. ['ઝાદુલ મઆદ']



હઝરત અબૂ હુરયરહ(રદિ.) થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે ઈસ્તિન્જાના માટે જતા હતા ત્યારે હું આપને પાણી લાવીને આપતો હતો, તો આપ તહારત (પાકી) કરતા હતા. પછી પોતાના હાથ માટી પર ઘસતા હતા. પછી હું બીજું વાસણ લાવતો હતો ત્યારે આપ તેમાં વુઝૂ કરતા હતા.

['સુનને અબૂ દાઉદ']

ખુલાસો :

મતલબ એ છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઢેલા વગેરેથી ઈસ્તિન્જા કરવા પછી પાણીથી પણ તહારત (સ્વચ્છતા) ફરમાવતા હતા.

તે પછી હાથને જમીન પર ઘસીને ધોતા હતા.

તે પછી વુઝૂ ફરમાવતા હતા.

આ હદીસથી જાણવા મળ્યું કે આપની પવિત્ર આદત એ જ હતી કે હાજતથી ફારિગ થઈ ને ઈસ્તિન્જા કરવા બાદ વુઝૂ પણ ફરમાવતા હતા, પરંતુ કયારેક કયારેક એ જાહેર કરવા માટે કે વુઝૂ કરવું માત્ર ઉત્તમ અને અફઝલ છે, ફર્ઝ કે વાજિબ નથી, એને છોડી પણ દેતા હતા.

'સુનને અબૂ દાઉદ' અને 'સુનને ઈબ્ને માજહ'માં હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે

એક વખતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પેશાબથી ફારિગ થયા તો હઝરત ઉમર (રદિ.) વુઝૂના માટે પાણી લઈને ઊભા થઈ ગયા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'હે ઉમર ! આ શું છે ? શા માટે પાણી લઈને ઊભા છો ? '

હઝરત ઉમર (રદિ.)એ અરજ કરી કે, 'આપના વુઝૂના માટે પાણી લાવ્યો છું '

આપે ફરમાવ્યું કે,

'હું એના માટે મામૂર (આદેશિત) નથી (અર્થાત્ મને એવો હુકમ નથી) કે જયારે પેશાબ કરું તો જરૂરી છે કે વુઝૂ કરું અને જો હું એવી પાબંદી અને મુદાવમત (નિત્યતા) કરું તો ઉમ્મતના માટે એક કાનૂન અને એક દસ્તૂર બની જશે.' ['મઆરિફુલ હદીસ']

## કુદરતી હાજત અને ઈસ્તિન્જા વિષે સૂચનાઓ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

' હું તમારા માટે એક પિતા સમાન છું, પોતાની ઔલાદના માટે. (અર્થાત્ જેવી રીતે ઔલાદની ખૈર ખ્વાહી અને તેમની જિંદગીના ઉસૂલ અને

આદાબ શીખવવા દરેક પિતાની જવાબદારી છે, એ જ રીતે તમારી તા'લીમ અને કેળવણી પણ મારું કામ છે.)

(એટલા માટે) તમને બતાઉં છું કે :–

જયારે તમે હાજતથી ફારિગ થવા માટે જાઓ ત્યારે ન કિબ્લાની તરફ મુખ કરીને બેસો કે ન તેની તરફ પીઠ કરીને બેસો.'



હઝરત અબૂ હુરયરહ (રદિ.) કહે છે કે,

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈસ્તિન્જામાં ત્રણ ઢેલા (માટીના ઢેફાં)નો ઉપયોગ કરવાનો હુકમ આપ્યો. ઈસ્તિન્જામાં લીદ અને હાડકાંનો ઉપયોગ કરવાની મનાઈ કરી. જમણા હાથથી ઈસ્તિન્જા કરવાની પણ મનાઈ ફરમાવી. ['મઆરિફુલ હદીસ', 'ઈબ્ને માજહ', 'દારમી']



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુગફફલ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હિદાયત ફરમાવી કે,

'તમારામાંથી કોઈ હરગિઝ એવું ન કરે કે, પોતાના ગુસલ ખાનામાં પહેલા પેશાબ કરે પછી તેમાં ગુસલ કે વુઝૂ કરે, કારણ કે અધિકતર વસવસા એનાથી જ પેદા થાય છે.'

['મઆરિફુલ હદીસ', 'સુનને અબૂ દાઉદ ']

## હાજત થી ફારિગ થવાના સ્થાને જવાની દુઆ

હઝરત ઝૈદ ઈબ્ને અરકમ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'હાજતથી ફારિગ થવાના સ્થાનોમાં ખબીષ મખ્લૂક શયાતીન વગેરે રહે છે. એટલે તમારામાંથી કોઈ જયારે સંડાસ જાય ત્યારે પહેલાં આ દુઆ કરવી જોઈએ :–

'અઊઝુબિલ્લાહિ મિનલ ખુબુષિ વલ ખબાઈષ.'
['અબૂ દાઉદ', 'ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અરકમ (રદિ.) ફરમાવે છે કે,
મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું,
ફરમાવતા હતા કે,

'જયારે જમાઅત ઊભી થઈ જાય અને તમારામાંથી કોઈને ઈસ્તિન્જાની હાજત હોય તો તેને જોઈએ કે, પહેલા ઈસ્તિન્જાથી ફારિગ થાય.
['જામિઅ તિરમિઝી', 'સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']

## બિહિશ્તી ઝેવરમાંથી ઈસ્તિન્જા વિષેના મસાઈલ

- જે નજાસત આગળ કે પાછળના માર્ગથી નીકળે તેના માટે ઈસ્તિન્જા કરવું જરૂરી છે. ['શામી']
- જો નજાસત આમતેમ બિલકુલ ન લાગે અને તેના માટે પાણીથી ઈસ્તિન્જા ન કરી શકે, બલકે પાક પથ્થર યા માટીના ઢેલા (ઢેફાં)થી ઈસ્તિન્જા કરી લે અને એટલું લૂંછી નાખે કે નજાસત જતી રહે અને બદન સાફ-સ્વચ્છ થઈ જાય તો પણ જાઈઝ છે, પરંતુ આ વાત સ્વાભાવિક સ્વચ્છતાની વિરુદ્ધ છે. અલબત્ત જો પાણી ન હોય યા ઓછું હોય તો મજબૂરી છે. ['તનવીર', 'શામી']
- ઢેલા વડે ઈસ્તિન્જા કરવાની કોઈ ખાસ રીત નથી. માત્ર એટલો ખ્યાલ રાખે કે નજાસત આમ-તેમ ફેલાવા ન પામે. બદન સારી રીતે સ્વચ્છ થઈ જાય. ['ફુતૂહે હિન્દિય્યહ']

- ઢેલાથી ઈસ્તિન્જા કરવા બાદ પાણીથી ઈસ્તિન્જા કરવું સુન્નત છે. ['તિરમિઝી']

  પરંતુ જો નજાસત હથેળીના ઘેરાવા (વિસ્તાર) (રૂપિયાના બરાબર) કરતાં વધારે ફેલાઈ જાય તો એવા વખતે પાણીથી ધોવું વાજિબ છે. ધોવા વગર નમાઝ ન થશે અને જો નજાસત (ગંદકી) ફેલાયેલી ન હોય તો ફકત ઢેલા વડે પાક કરી લે તો નમાઝ પઢી શકે છે, પરંતુ સુન્નતના ખિલાફ છે. ['શર્હે તનવીર']
- જયારે સંડાસમાં જાય ત્યારે દરવાજાથી બહાર 'બિસ્મિલ્લાહ' કહે અને (સંડાસમાં દાખલ થવા માટેની) મસનુન દુઆ પઢે.
- જયારે અંદર દાખલ થાય ત્યારે પ્રથમ ડાબો પગ અંદર મૂકે.
- સંડાસમાં ઉઘાડા માથે ન જાય. ['ઝાદુલ મઆદ']
- જો કોઈ વીંટી પર અલ્લાહ–રસૂલનું નામ લખેલું હોય તો તેને ઉતારી લે. ['નસાઈ']
- જે તા'વીઝ પર મોમ જામહ (મીણનું પડ) કરી લીધું હોય યા કાપડમાં સીવી લીધું હોય, તેને પહેરીને (સંડાસમાં) જવું જાઈઝ છે.
- સંડાસની અંદર જો છીંક આવે તો માત્ર દિલમાં જ 'અલ્હમ્દુલિલ્લાહ' કહી લે, જબાનથી અલ્લાહ તઆલાનું નામ ન લે.
- અને જયાં સુધી (સંડાસની ) અંદર રહે, ન કંઈ વાત કરે, ન કંઈ બોલે. ['મિશ્કાત']
- પછી જયારે (સંડાસમાંથી) બહાર નીકળે ત્યારે પ્રથમ જમણો પગ બહાર કાઢે અને દરવાજામાંથી (બહાર) નીકળીને પછી મસનૂન દુઆ પઢે.
- ઈસ્તિન્જા બાદ ડાબા હાથને જમીન પર ઘસીને અથવા માટી ચોળીને ધૂએ. ['દુર્રે મુખ્તાર']
- ડાબા હાથ વડે ઈસ્તિન્જા કરવું જોઈએ. જો ડાબો હાથ ન હોય તો પછી એવી મજબૂરીના સમયે જમણા હાથ વડે (ઈસ્તિન્જા કરવું) જાઈઝ છે.
- એવી જગાએ ઈસ્તિન્જા કરવું કે કોઈ શખ્સની નજર ઈસ્તિન્જા કરનારના સતર (ગુપ્ત ભાગ) પર પડતી હોય, (તો એવી જગાએ ઈસ્તિન્જા કરવું ) ગુનોહ છે.
- ઊભા રહીને પેશાબ કરવું તથા નહેર, કૂવા કે હોઝમાં તેમજ તેના કિનારે પેશાબ કરવું કે પાખાનહ કરવું મકરૂહ છે.
- મસ્જિદની દિવાલની પાસે પાયખાનહ કે પેશાબ કરવું, કબ્રસ્તાનમાં પાયખાનહ કે પેશાબ કરવું, ઉંદરના દરમાં યા કોઈ સૂરાખ (બાકોરા)માં પેશાબ કરવું મના છે.

- નીચી જગાએ બેસીને ઊંચી જગાએ પેશાબ કરવું મના છે.
- માણસોના બેસવાની જગાએ કે રસ્તામાં ચાલવાની જગાએ પાયખાનહ યા પેશાબ કરવું મના છે.
- વુઝૂ યા ગુસલ કરવાની જગામાં પાયખાનહ કે પેશાબ કરવું મકરૂહ અને મના છે .
- હાજતથી ફારિગ થતી વખતે (અત્યંત જરૂરત વગર ) વાત કરવી ન જોઈએ. ['મિશ્કાત']
- પેશાબ કરતી વખતે યા ઈસ્તિન્જા કરતી વખતે ગુપ્ત અંગને જમણા હાથથી સ્પર્શ ન કરે, બલકે ડાબો હાથ લગાડે. ['બુખારી', 'મુસ્લિમ']
- પેશાબ—પાખાનહના છાંટાઓથી ઘણું બચવું જોઈએ, કારણ કે અકસર (અધિકતર) કબરનો અઝાબ પેશાબના છાંટાઓથી ન બચવાના કારણે થાય છે. ['તિરમિઝી']
- જંગલ કે શહેરની બહાર મેદાનમાં હાજતથી ફારિગ થવાની જરૂરત પડે તો એટલે દૂર જવું જોઈએ કે લોકોની નિગાહ ન પડે. ['મઆરિફુલ હદીસ', 'સુનને અબૂ દાઉદ', 'તિરમિઝી']
- અથવા કોઈ નીચાણવાળી જગાએ ચાલ્યો જાય, જ્યાં કોઈ જોઈ ન શકે.
- પેશાબ કરવાના માટે નરમ જમીન તલાશ કરવી જોઈએ કે જેથી પેશાબના છાંટા ન ઊડે, બલકે જમીન (પેશાબને) શોષતી ચાલી જાય. ['તિરમિઝી']
- બેસીને પેશાબ કરવું જોઈએ. ઊભા ઊભા પેશાબ ન કરે. ['તિરમિઝી']
- પેશાબ બાદ ઈસ્તિન્જા સુકવવું હોય તો દીવાલ વગેરેની આડમાં ઊભા રહેવું જોઈએ. ['બિહિશ્તી ગવહર']



# મિસ્વાક

મિસ્વાકની ફઝીલત અને એના મહત્વ વિશે પુષ્કળ હદીસો નકલ થયેલી છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'જો ઉમ્મત પર દુશ્વાર (મુશ્કેલ) હોવાનો ખૌફ ન હોત તો હું તેમના પર દરેક નમાઝના માટે મિસ્વાકને વાજિબ કરી દેત.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ']



મિસ્વાક કરવું મુખની સ્વચ્છતાનો ઝરીયો છે તેમજ હક સુબ્હાનહુ વ તઆલા વ તકદુસની રઝા (પ્રસન્નતા)નો સબબ છે. ['બુખારી']

અને ફરમાવ્યું કે,

'જયારે પણ જિબ્રઈલ અલયહિસ્સલામ આવ્યા ત્યારે તેમણે મને મિસ્વાક કરવા માટે જરૂર કહ્યું. ખતરો છે કે, (જિબ્રઈલ અલયહિસ્સલામની વારંવારની તાકીદ અને વસીયતના કારણે) હું પોતાના મુખના આગલા હિસ્સાને મિસ્વાક કરતાં કરતાં ઘસી ન નાંખું !' ['મુસ્નદે અહમદ']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કુર્આનની કિરાઅત કરવાનો યા સૂવાનો ઈરાદો ફરમાવતા ત્યારે મિસ્વાક કરતા અને ઘરમાં દાખલ થતી વખતે પણ મિસ્વાક કરતા.

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પવિત્ર ઘરમાં દાખલ થયા પછી સૌથી પહેલું કામ જે કરતા તે મિસ્વાક કરવાનું હતું, વળી વુઝૂ અને નમાઝના સમયે પણ મિસ્વાક કરતા હતા.



આંગળી વડે મિસ્વાક કરવું પણ કાફી છે. ભલે પોતાની આંગળી વડે હોય કે બીજાની આંગળી વડે. વળી સખત અને ખરબચડાં કપડાં વડે હોય

તો પણ કાફી છે.

અબૂ નઈમ અને બયહકી રિવાયત કરે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દાંતોની પહોળાઈ પર મિસ્વાક કરતા હતા.

'મવાહિબે લદુન્નિયહ' (કિતાબ)માં છે કે,

મિસ્વાક જમણા હાથ વડે કરવું જોઈએ. એ મુસ્તહબ છે.



હદીસના કેટલાક વિવરણકર્તાઓએ કહયું છે કે,

'મિસ્વાકમાં યમીનનો હેતુ એ છે કે, શરૂઆત જમણી તરફથી કરે.'



હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે,

'રાતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મિસ્વાક મૂકી દેવામાં આવતું. જયારે રાતની નમાઝ માટે ઊઠતા ત્યારે મિસ્વાક કરતા, વુઝૂ કરતા.' ['બુખારી', 'મુસ્લિમ', 'ઈબ્ને સઅદ']

હઝરત આયશા સિદ્દીકહ (રદિ.)થી રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મામૂલ (નિત્યક્રમ) હતો કે દિવસ યા રાતમાં જયારે પણ આપ સૂતા ત્યારે ઊઠયા પછી વુઝૂ કરવાથી પહેલાં મિસ્વાક જરૂર કરતા.

['મઆરિફુલ હદીસ', 'મુસ્નદે અહમદ', 'સુનને અબૂ દાઉદ']

(વફાતની બીમારીમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આખિરી અમલ મિસ્વાક હતો.)



હઝરત આયશા સિદ્દીકહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'તે નમાઝ જેના માટે મિસ્વાક કરવામાં આવે, તે નમાઝની સરખામણીમાં જે મિસ્વાક વગર પઢવામાં આવે, સિત્તેર ગણી ફઝીલત ધરાવે છે.' ['બયહકી', 'મઆરિફુલ હદીસ']

# મિસ્વાકની સુન્નતો

(૧) મિસ્વાક એક વેંત કરતાં વધારે લાંબું ન હોય અને આંગળી કરતાં વધારે જાડું ન હોય. ['બહરુર્રાઈક']

(૨) ઓછામાં ઓછું ત્રણ વખત મિસ્વાક કરવું જોઈએ અને દરેક વખતે પાણીમાં ભીનું કરવું જોઈએ.

(૩) જો આંગળી વડે મિસ્વાક કરવું હોય તો તેની રીતે એ છે કે :–

- મોઢાંની જમણી તરફ ઉપર–નીચે અંગૂઠા વડે સાફ કરે.
- એ જ પ્રમાણે ડાબી તરફ શહાદતની આંગળી વડે (સાફ) કરે.



(૪) મિસ્વાક પકડવાની રીત

- નાની આંગળી મિસ્વાકની નીચેની તરફ, અંગૂઠો મિસ્વાકના છેડાની નીચે અને બાકીની આંગળીઓ મિસ્વાકની ઉપર હોવી જોઈએ. ['શામી']

- મિસ્વાક દાંતોમાં પહોળાઈમાં કરવું જોઈએ તેમજ જીભ પર લંબાઈમાં કરવું જોઈએ.
- દાંતોના જાહેર અને છુપા ભાગને તથા આજુબાજુના ભાગને પણ સાફ કરવું જોઈએ.
- એ જ પ્રમાણે મુખના ઉપર અને નીચેના હિસ્સાને તેમજ જડબાં વગેરેમાં પણ મિસ્વાક કરવું જોઈએ.

['તહતાવી']



# મિસ્વાક કરવાના સુન્નત યા મુસ્તહબ સમયો

(૧) સૂઈને ઊઠયા પછી

(૨) વુઝૂ કરતી વખતે

(૩) કુર્આન મજીદની તિલાવતના માટે

(૪) હદીસ શરીફ પઢવા–પઢાવવા માટે

(૫) મુખમાં બદબૂ–દુર્ગંધ થઈ જાય ત્યારે અથવા દાંતોનો રંગ બદલાય જાય ત્યારે

(૬) નમાઝમાં ઊભા થવાના વખતે જો વુઝૂ અને નમાઝમાં ઘણો ફાસલો (સમયગાળો) થઈ ગયો હોય

(૭) ઝિક્રે ઈલાહી કરવાથી પહેલાં

(૮) ખાનએ કા'બા યા હતીમમાં દાખલ થતી વેળા

(૯) પોતાના ઘરમાં દાખલ થવા બાદ

(૧૦) પત્નીનો સંગ કરતાં પહેલાં

(૧૧) કોઈ પણ મજલિસે ખૈરમાં જવા પહેલાં

(૧૨) ભૂખ–પ્યાસ લાગે ત્યારે

(૧૩) મોતના આસાર (નિશાનીઓ) પેદા થઈ જવા પહેલાં

(૧૪) સેહરીના સમયે

(૧૫) ખાવાનું ખાવાથી પહેલાં

(૧૬) સફરમાં જવાથી પહેલાં

(૧૭) સફરમાંથી આવવા પછી

(૧૮) સૂવાથી પહેલાં

['અત્તરગીબ વત્તરહીબ']



# ગુસલ

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે જનાબત (સંભોગ)નું ગુસલ ફરમાવતા ત્યારે :–

- સૌથી પ્રથમ બંને હાથ ધોતા હતા.
- પછી ડાબા હાથ વડે ઈસ્તિન્જાની જગાને ધોતા હતા અને જમણા હાથથી ડાબા હાથમાં પાણી નાખતા હતા. (હાથ વડે પાણી નાખવાની આ રીત એવા સંજોગમાં હતી કે કોઈ નાનું વાસણ પાણી લેવા માટે ન હતું.)
- તે પછી વુઝૂ કરતા. વુઝૂ એવી જ રીતે કરતા જેવી રીતે નમાઝના માટે વુઝૂ કરતા હતા.
- તે પછી પાણી લેતા અને બાલોના મૂળમાં આંગળીઓ નાંખીને ત્યાં પાણી પહોંચાડતા હતા. અહીં સુધી કે, જયારે આપ એ સમજતા કે આપે સર્વત્ર સંપૂર્ણ રીતે પાણી પહોંચાડી દીધું છે ત્યારે બંને હાથોને ભરી ભરીને ત્રણ વખત પાણી પોતાના માથાના ઉપર નાખતા હતા.
- તે પછી આખા બદન પર પાણી વહાવતા હતા.
- પછી બંને પગ ધોતા હતા.

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ']

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) એ જ પ્રકારની હદીસ હઝરત મયમૂનહ (રદિ.)થી પણ રિવાયત કરે છે.

એમાં હઝરત મયમૂનહ (રદિ.) ઉમેરો કરે છે કે,

'(આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગુસલથી ફારિગ થયા પછી) મેં આપને રૂમાલ આપ્યો તો આપે પાછો આપી દીધો.'

સહીહયન (સહીહ બુખારી અને સહીહ મુસ્લિમ)ની જ બીજી રિવાયતમાં આ ઉમેરો પણ છે કે,

'રૂમાલનો ઉપયોગ કરવાના બદલે આપે શરીર પરથી પાણી હાથ ફેરવીને ખેરવી નાખ્યું. ['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ']



હઝરત આયશા (રદિ.) અને હઝરત મયમૂનહ (રદિ.)ની આ હદીસોથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગુસલની સંપૂર્ણ વિગતો જાણવા મળે છે. એટલે કે :–

- આપ સૌથી પહેલાં પોતાના બંને હાથ બે–ત્રણ વખત ધોતા હતા (કારણ કે એ હાથો વડે જ આખા શરીરને ગુસલ આપવામાં આવે છે.)
- તે પછી આપ ઈસ્તિન્જાની જગાને ડાબા હાથ વડે ધોતા હતા અને જમણા હાથ વડે તેના પર પાણી નાખતા હતા.
- તે પછી ડાબા હાથને માટીથી ઘસીને અને મસળીને ખૂબ માંજતા હતા અને ધોતા હતા.
- તે પછી વુઝૂ કરતા હતા (જેમાં ત્રણ–ત્રણ વખત કુલ્લી કરતા અને નાકમાં પાણી લઈને તેની સારી રીતે સફાઈ કરીને મુખ અને નાકના અંદરના ભાગને ગુસલ આપતા હતા.)
- આદત પ્રમાણે મુબારક દાઢીમાં ખિલાલ કરીને (આંગળાં નાખીને) તેના એકે–એક બાલને ગુસલ આપતા હતા અને બાલોના મૂળમાં પાણી પહોંચાડતા હતા.
- ત્યાર પછી એ જ પ્રમાણે માથાનાં બાલોને કાળજીથી ધોતા હતા અને દરેક બાલના મૂળમાં પાણી પહોંચાડવાની કોશિશ કરતા હતા.
- તે પછી બાકીના સમગ્ર શરીરને ગુસલ આપતા હતા.
- તે પછી ગુસલની તે જગાએથી ખસીને પગોને ફરી પાછાં ધોતા હતા. (સંભવિત છે કે આપ એવું એટલા માટે કરતા હતા કે, ગુસલની જગા સાફ અને પુખ્તા હોતી ન હતી.) ['મઆરિફુલ હદીસ']

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'હયઝવાળી (માસિક આવતું હોય તેવી) ઓરત અને જુનુબી (જનાબત–સંભોગનું ગુસલ જેના પર વાજિબ હોય તેવો ) આદમી કુર્આને પાકમાંથી કંઈ પણ ન પઢે (અર્થાત્ કુર્આને મજીદ જે અલ્લાહ તઆલાનો પવિત્ર કલામ છે તેની તિલાવત એ બંનેના માટે મના છે.)

['મઆરિફુલ હદીસ', 'જામિઅ તિરમિઝી']

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'શરીરના દરેક બાલની નીચે જનાબત (સંભોગ)ની અસર થાય છે એટલા માટે જનાબતના ગુસલમાં બાલોને સારી રીતે ધોવા જોઈએ (જેથી ઈન્સાનના શરીરનો તે ભાગ જે બાલોથી છુપાયેલો રહે છે તે પાક-સાફ થઈ જાય.) તેમજ ચામડીનો જે ભાગ જાહેર છે (જેના પર બાલ નથી) તેને પણ સારી રીતે ધોવું અને સાફ કરવું જોઈએ.

['સુનને અબૂ દાઉદ', 'જામિઅ તિરમિઝી', 'સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

## જે સૂરતોમાં ગુસલ કરવું સુન્નત છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'દરેક મુસલમાન પર હક છે (અર્થાત્ તેના માટે જરૂરી છે ) કે, અઠવાડિયાના સાત દિવસોમાં એક દિવસ (યાની જુમ્આના દિવસે) ગુસલ કરે, એમાં પોતાના માથાનાં વાળોને અને સમગ્ર શરીરને સારી રીતે ધૂએ.'

['સહીહ બુખારી ', 'સહીહ મુસ્લિમ ' , 'મઆરિફુલ હદીસ']

હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે શખ્સ જુમ્આના દિવસે (જુમ્આની નમાઝના માટે) વુઝૂ કરી લે તો પણ કાફી છે અને ઠીક છે અને જો ગુસલ કરે તો ગુસલ કરવું અફઝલ છે.'

['મુસ્નદે અહમદ ', 'સુનને અબૂ દાઉદ ', 'જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

(૧) જુમ્આના દિવસે ફજરની નમાઝ બાદથી જુમ્આ સુધી તે લોકોના માટે ગુસલ કરવું સુન્નત છે જેમના પર જુમ્આની નમાઝ વાજિબ છે.

(૨) બંને ઈદોના દિવસે ફજર બાદ તે લોકોના માટે ગુસલ કરવું સુન્નત છે જેમના પર બંને ઈદોની નમાઝો વાજિબ છે.

(૩) હજ યા ઉમરહના એહરામના માટે ગુસલ કરવું સુન્નત છે.

(૪) હજ કરનારાઓએ-અરફહના દિવસે ઝવાલે આફતાબ (સૂરજના ઢળવા) બાદ ગુસલ કરવું સુન્નત છે. ['બિહિશ્તી ગવહર']

# વુઝૂ

## કિયામતમાં વુઝૂના અંગોની નૂરાનિયત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,
'મારા ઉમ્મતી કિયામતના દિવસે બોલાવવામાં આવશે ત્યારે વુઝૂની અસરના કારણે તેમના ચહેરાઓ અને હાથો તેમજ પગો રોશન અને મુનવ્વર હશે. તો તમારામાંથી જે કોઈ પોતાના તે (અંગોની) નૂરાનિયત વધારી શકે અને મુકમ્મલ (પરિપૂર્ણ) કરી શકે, તો એવું અવશ્ય કરે.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ']

## વુઝૂની રીત

હઝરત ઉસ્માન (રદિ.)થી રિવાયત છે કે,
તેમણે એક દિવસે એવી રીતે વુઝૂ ફરમાવ્યું કે :–

- પ્રથમ પોતાના બંને હાથો પર ત્રણ વખત પાણી નાખ્યું.
- પછી ત્રણ વખત કુલ્લી કરી.
- (પછી) ત્રણ વખત નાકમાં પાણી લઈને તેને કાઢયું અને નાકની સફાઈ કરી.
- પછી ત્રણ વખત પોતાનો પૂરો ચહેરો ધોયો.
- પછી જમણો હાથ કોણી સુધી ત્રણ વખત ધોયો.
- પછી એ જ પ્રમાણે ડાબો હાથ કોણી સુધી ત્રણ વખત ધોયો.
- તે પછી માથાનો મસહ કર્યો.
- પછી જમણો પગ ત્રણ વખત ધોયો.
- પછી એ જ પ્રમાણે ડાબો પગ ત્રણ વખત ધોયો.

(આ પ્રમાણે સંપૂર્ણ વુઝૂ કર્યા બાદ )

હઝરત ઉસ્માન (રદિ.)એ ફરમાવ્યું કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા કે, આપે બિલકુલ મારા આ વુઝૂની જેમ વુઝૂ ફરમાવ્યું અને ઈરશાદ ફરમાવ્યો કે,

'' જેણે મારા આ વુઝૂની જેમ વુઝૂ કર્યું, પછી બે રકાત નમાઝ સંપૂર્ણ ધ્યાન (એકાગ્રતા)ની સાથે એવી પઢી જે હદીસે નફસથી ખાલી રહી (અર્થાત્ આમતેમની વાતો નહીં વિચારી ) તો તેના પાછલાં બધાં ગુનાહો માફ થઈ ગયાં.''

['સહીહ બુખારી ', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ]

વુઝૂના સમયે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુઆ પઢતા હતા:–

**'અશ્હદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ વ અશ્હદુઅન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ. અલ્લાહુમ્મજ્અલ્ની મિનત્તવ્વાબીન વજઅલ્ની મિનલ્મુતતહ્હિરિન વજઅલ્ની મિન્ ઈબાદિકસ્સાલિહીન વજ્અલ્ની મિનલ્લઝીન લા ખવફુન અલયહિમ્ વલાહુમ યહઝનૂન.'**

ભાવાર્થ :

હું ગવાહી આપું છું કે, અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ (ઈબાદતના લાયક) નથી અને ગવાહી આપું છું કે, બેશક હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.

હે અલ્લાહ ! આપ મને ખૂબ વધારે તવબા કરનારાઓમાં અને ખૂબ વધારે પાકી હાસિલ કરનારાઓમાં શામેલ ફરમાવો અને પોતાના નેક બંદાઓમાં શામેલ ફરમાવો અને તે લોકોમાં શામેલ ફરમાવો જેમને (કિયામતના દિવસે) ન કોઈ પ્રકારનો ખૌફ હશે અને ન તેઓ ગમગીન થશે.



'સુનને નસાઈ'(કિતાબ)માં નકલ થયેલું છે કે,

વુઝૂ બાદ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ) ફરમાવ્યા કરતા હતા કે :–

**'સુબ્હાનકલ્લાહુમ્મ વબિહમ્દિક અશહદુ અલ્લા ઈલાહ ઈલ્લા અન્ત અસ્તગ્ફિરુક વ અતૂબુ ઈલયહ.'**

['ઝાદુલ મઆદ']

ભાવાર્થ :

હે અલ્લાહ ! તું પાક છે અને હું તારી તા'રીફ બયાન કરું છું. હું ગવાહી આપું છું કે, માત્ર તું જ ઈબાદતના લાયક છે અને હું તારાથી મગફિરત ચાહું છું અને તારી સામે તવબા કરું છું.



હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે,

હું જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે વુઝૂના સમયે હાજર થયો તો મેં આપથી વુઝૂ કરતી વખતે સાંભળ્યું કે, આપ દુઆ કરી રહયા હતા :

**'અલ્લાહુમ્મગ્ફિરલી ઝન્બી વ વસ્સિઅલી ફી દારી વ બારિક લી ફી રિઝકી.'** ['ઝાદુલ મઆદ']

ભાવાર્થ :

હે અલ્લાહ ! મારા ગુનાહોને બક્ષી દે અને મારા ઘરને વિશાળ બનાવ અને મારી રિઝક (રોજી)માં બરકત આપ !



મસ્તૂરદ ઈબ્ને શદ્દાદ (રદિ.)થી રિવાયત છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા કે, આપ જયારે વુઝૂ ફરમાવતા ત્યારે હાથની સૌથી નાની આંગળીથી પગની આંગળીઓને (એટલે કે તેમના દરમિયાની હિસ્સાને) ઘસતા હતા (અર્થાત્ ખિલાલ ફરમાવતા હતા.)

['જામિઅ તિરમિઝી', 'અબૂ દાઉદ', 'ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અનસ (રદિ.) થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તરીકો હતો કે, જયારે વુઝૂ ફરમાવતા ત્યારે એક હાથથી પાણી લઈને ઠૂડ્ડી (હડપચી)ના નીચે પવિત્ર દાઢીમાં અંદરના ભાગમાં પહોંચાડતા અને તેનાથી પવિત્ર દાઢીમાં ખિલાલ ફરમાવતા (અર્થાત્ હાથની આંગળીઓ તેની વચ્ચેથી કાઢતા) અને ફરમાવતા કે,

'મારા પરવરદિગારે મને એવું જ કરવાનો હુકમ આપ્યો છે.'

['મઆરિફુલ હદીસ ', 'સુનને અબૂ દાઉદ']



વુઝૂમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાણી સારી રીતે ઉપયોગ કરતા, પરંતુ તે છતાં ઉમ્મતને પાણીના ઉપયોગમાં ઈસરાફ (બગાડ)થી બચવાની તા'લીમ ફરમાવતા હતા.

['ઝાદુલ મઆદ']

## વુઝૂની સુન્નતો અને તેના આદાબ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને ફરમાવ્યું કે,

'એ અબૂ હુરયરહ ! જયારે તમે વુઝૂ કરો ત્યારે :–

''બિસ્મિલ્લાહિ વલ્હમ્દુલિલ્લાહિ '' કહી લિયા કરો (એની અસર એ થશે કે) જયાં સુધી તમારું આ વુઝૂ બાકી રહેશે ત્યાં સુધી તમારા રક્ષક ફરિશ્તાઓ (અર્થાત્ આ'માલના લખનારાઓ) તમારા માટે બરાબર નેકીઓ લખતાં રહેશે.

['મુઅજમે સગીર, તબરાની', 'મઆરિફુલ હદીસ']



લકીત ઈબ્ને સબિરહ (રદિ.)થી રિવાયત છે કે,

મેં અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! મને વુઝૂ વિષે બતાવો !'

(અર્થાત્ એ બતાવો કે કઈ વાતોનો વુઝૂમાં મારે ખાસ તૌર પર ઈન્તેઝામ કરવો જોઈએ.)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

- '(એક તો એ કે ) સમગ્ર વુઝૂ ખૂબ સારી રીતે અને સંપૂર્ણ રીતે કર્યા કરો (જેમાં કોઈ કમી કે કસર ન રહે.)
- (બીજું એ કે ) હાથ–પગ ધોતી વખતે તેની આંગળીઓમાં ખિલાલ કર્યા કરો અને
- (ત્રીજું એ કે ) નાકના નસ્કોરાંમાં પાણી ચઢાવીને સારી રીતે તેની સફાઈ કર્યા કરો, સિવાય કે તમે રોઝહથી હોવ.' ( અર્થાત્ રોઝહની હાલતમાં નાકમાં પાણી વધારે ન ચઢાવો.

['મઆરિફુલ હદીસ ','સુનને અબૂ દાઉદ','જામિઅ તિરમિઝી']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અધિકતર પોતે જ વુઝૂ કરી લેતા અને કયારેક એવું થતું કે બીજો આદમી પાણી રેડતો.

['ઝાદુલ મઆદ']

## વુઝૂ પર વુઝૂ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે શખ્સે તહારત છતાં (અર્થાત્ વુઝૂ હોવા છતાં ફરીથી તાઝહ) વુઝૂ કર્યું તેના માટે દસ નેકીઓ લખવામાં આવશે.'

['જામિઅ તિરમિઝી']



આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝમાં અકસર (અધિકતર) નવું વુઝૂ ફરમાવતા અને કદી કદી કેટલીયે નમાઝો એક જ વુઝૂથી પઢી લેતા. ['ઝાદુલ મઆદ']

## વુઝૂનો મસનૂન તરીકો

- વુઝૂ કરનારાએ વુઝૂથી પહેલાં નિય્યત કરવી જોઈએ કે નમાઝના માટે વુઝૂ કરી રહયો છું. (એનાથી સવાબ વધી જાય છે.)
- વુઝૂ કરતી વખતે કિબ્લારુખ કોઈ ઊંચી જગાએ બેસે કે જેથી પાણીના છાંટાં ન પડે.
- પછી **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** પઢીને વુઝૂ શરૂ કરે.

(૧) કેટલીક રિવાયતોમાં (વુઝૂ શરૂ કરતી વખતે ) આ પ્રમાણે પઢવાનો ઉલ્લેખ છે :

**'બિસ્મિલ્લાહિલ અઝીમી વલ્હમ્દુલિલ્લાહિ અલા દીનિલ ઈસ્લામ.'**

(૨) પછી બંને હાથોને પહોંચા (કાંડા) સુધી ત્રણ વખત ધૂએ. દાંતોને ઘસે અને ત્રણ વખત એવી રીતે કુલ્લી કરે કે, સમગ્ર મુખમાં પાણી પહોંચી જાય.(અલબત્ત જો રોઝહ હોય તો ગરારહ ન કરે કે પાણી ગળામાં ચાલ્યું જાય.)

(૪) પછી ત્રણ વખત નાકમાં પાણી ચઢાવે અને ડાબા હાથથી નાક સાફ કરે (જો રોઝહ હોય તો જેટલે દૂર નરમ નરમ ગોશ્ત છે તેનાથી ઉપર પાણી ન લઈ જાય.)

(૫) પછી ત્રણ વખત મોઢું ધૂએ. પેશાની (કપાળ)ના બાલોથી લઈને ઠૂડ્ડી (હડપચી)ના નીચે સુધી અને એક કાનની લવ (બૂટ)થી બીજા કાનની લવ સુધી. બધી જગાએ પાણી વહી જાય. બંને અબરૂઓ (ભમર, ભવાં)ના નીચે પણ પાણી પહોંચી જાય. કયાંય સુકૂં ન રહે. ચહેરો ધોતી વખતે દાઢીનો ખિલાલ કરે. દાઢીના નીચેથી આંગળીઓ નાખીને ખિલાલ કરે.

(૬) પછી ત્રણ વખત જમણો હાથ કોણી સહિત ધૂએ. પછી ડાબો હાથ (ત્રણ વખત) કોણી સહિત ધૂએ અને એક હાથની આંગળીઓમાં (બીજા હાથની આંગળીઓ) નાખીને ખિલાલ કરી લે. ઓરતે જો વીંટી કે બંગડી પહેરેલી હોય તો તેને હલાવી લે કે કયાંય સુકૂં રહી ન જાય.

(૭) પછી એક વખત સમગ્ર માથાનો મસહ કરે અને તેની સાથે બંને કાનોનો મસહ કરી લે. કાનની અંદરની બાજુએ કલિમહની આંગળીથી તેમ જ કાનોની ઉપર અંગૂઠા વડે મસહ કરે. પછી આંગળીઓની પીઠ તરફથી ગર્દનનો મસહ કરે (પરંતુ ગળાનો મસહ ન કરે, એની મનાઈ છે.) કાનોના મસહના માટે નવું પાણી લેવાની જરૂરત નથી. માથાના મસહથી જે બચેલું પાણી હાથમાં લાગેલું છે તે જ કાફી (પૂરતું) છે.

['તિરમિઝી', 'મિશ્કાત']

(૮) પછી જમણો પગ ટખ્નહ (ઘૂંટી) સહિત ત્રણ વખત ધૂએ. પછી ત્રણ વખત ડાબો પગ ટખ્નહ (ઘૂંટી) સહિત ધૂએ અને ડાબા હાથની નાની આંગળી વડે પગની આંગળીઓમાં ખિલાલ કરે. જમણા પગની જમણી નાની આંગળીથી શરૂ કરે અને જમણા પગની નાની આંગળી પર પૂરું કરે. (આ વુઝૂનો મસનૂન તરીકો છે.) ['બિહિશ્તી ઝેવર']

## વુઝૂના મસાઈલ

- વુઝૂના અંગો ખૂબ ઘસીને મસળીને ધોવું જોઈએ.
- વુઝૂ મુસલસલ (નિરંતર) કરવું જોઈએ અર્થાત્ એક અંગ ધોવા બાદ બીજા અંગને ધોવામાં વિલંબ અને મોડું ન થવું જોઈએ.
- વુઝૂ તરતીબ (ક્રમ)વાર કરવું સુન્નત છે.
- વુઝૂના દરમિયાન આ દુઆ પઢે :–

  **'અલ્લાહુમ્મગ્ફિરલી ઝમ્બી વ વસ્સિઅલી ફી દારી વબારિકલી ફી રિઝકી.'**
- જયારે વુઝૂ કરી ચૂકે ત્યારે આ દુઆ પઢે :–

  **'અશ્હદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂવ રસૂલુહૂ.'** ['મુસ્લિમ']
- તે પછી આ દુઆ પઢે :–

**'અલ્લાહુમ્મજ્અલ્ની મિનત્તવ્વાબીન વજ્અલ્ની મિનલ મુતતહ્હિરીન. સુબ્હાનકલ્લાહુમ્મ વબિહમ્દિક અશ્હદુ અલ્લા ઈલાહ ઈલ્લા અન્ત અસ્તગ્ફિરુક વ અતૂબુ ઈલયક.'**

['તિરમિઝી', 'બિહિશ્તી ઝેવર']

# તયમ્મુમ

હઝરત જાબિર (રદિ.) રિવાયત કરે છે કે,

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તયમ્મુમ (ની હકીકત, હાથને પાક જમીન પર) બે વખત મારવું છે. એક વખત ચહેરાના માટે અને એક વખત કોણીઓ સુધી બંને હાથોના માટે.' ['મુસ્તદરક']

● હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક નમાઝના માટે જુદું તયમ્મુમ ફરમાવતા ન હતા તેમજ ન આપે કદી એનો હુકમ આપ્યો, બલકે તયમ્મુમને બિલકુલ વુઝૂનું સ્થાન આપ્યું હતું. ['ઝાદુલ મઆદ']

● તયમ્મુમનો તરીકો ઈમામે આ'ઝમ, ઈમામ માલિક અને ઈમામ શાફિઈ (રહ.)ની નજીક એ છે કે, બે વખત જમીન પર હાથ મારવું, એક વખત ચહેરાના માટે અને એક વખત કોણીઓ સુધી બંને હાથોના માટે. ['મદારિજુન્નુબુવ્વહ']

મસલો :–

જે ઉઝર (શરઈ કારણ)થી વુઝૂના માટે તયમ્મુમ જાઈઝ છે. તે જ રીતે ગુસલના માટે તયમ્મુમ જાઈઝ છે. ગુસલના તયમ્મુમનો પણ એ જ તરીકો છે. (જે ગુસલે જનાબત પર ફર્ઝ થાય છે.) ['બિહિશ્તી ઝેવર']

મસલો :

● પાક માટી, રેતી, પથ્થર, ચુનો, માટીના કાચાં કે પાકાં વાસણો જેના પર તેલ ન હોય, માટીની કાચી કે પાકી ઈંટો, માટી અથવા ઈંટ યા ચુના કે પથ્થરની દીવાલ, ગીરદ (એક પ્રકારની લાલ માટી) અને મુલતાની માટી પર તયમ્મુમ કરવું જાઈઝ છે.

● તયમ્મુમના ત્રણ ફર્ઝ છે :–

(૧) નિય્યત કરવી

(૨) બંને હાથ માટી પર મારીને મુખ પર ફેરવવું

(૩) બંને હાથ માટી પર મારીને બંને હાથોને કોણી સહિત ઘસવું.

['બિહિશ્તી ઝેવર']

# તયમ્મુમનો મસનૂન તરીકો

તયમ્મુમનો તરીકો એ છે કે :–

- પ્રથમ નિય્યત કરે કે, હું નાપાકી દૂર કરવાના માટે તયમ્મુમ કરું છું.
- પછી 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ' પઢે.
- પછી બંને હાથ માટીના મોટાં ઢેલાં (ઢેફાં) પર મારીને તેને ખંખેરી નાંખે. વધારે માટી લાગી જાય તો તેને ફૂંક મારીને ઉડાવી દે અને બંને હાથોને મુખ પર એવી રીતે ફેરવે કે, કોઈ જગા બાકી ન રહી જાય. જો એક બાલના બરાબર પણ જગા છૂટી જશે તો તયમ્મુમ સહીહ ન થશે.
- પછી બીજી વખત બંને હાથ માટી પર મારે અને તેને ખંખેરીને પ્રથમ ડાબા હાથની ચારે આંગળીઓ જમણા હાથની આંગળીઓના છેડાની નીચે મૂકીને ખેંચતા ખેંચતા કોણી સુધી લઈ જાય. આ રીતે લઈ જવામાં જમણો હાથ નીચેની તરફ ફરી જશે.
- પછી ડાબા હાથની હથેળી જમણા હાથની ઉપરની તરફ કોણીથી આંગળીઓ સુધી ખેંચતા ખેંચતા લઈ જાય અને જમણા હાથના અંગૂઠાની પીઠ પર ફેરવે.
- એ જ પ્રમાણે જમણા હાથને ડાબા હાથ પર ફેરવે.
- પછી આંગળીઓનો ખિલાલ કરે.
- જો વીટી પહેરેલી હોય તો તે તેને ઉતારવું અથવા હલાવવું જરૂરી છે.
- આંગળીઓનો ખિલાલ કરવો પણ ફર્ઝ છે.
- વુઝૂ અને ગુસલ બંનેના તયમ્મુમનો એ જ તરીકો છે.

['બિહિશ્તી ઝેવર']



# નમાઝ દોહરાવવી જરૂરી નથી

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, સહાબા (રદિ.)માંથી બે શખ્સો સફરમાં ગયા. કોઈ મોકા પર નમાઝનો વખત આવી ગયો. તેમની સાથે પાણી ન હતું. એટલે બંનેએ પાક માટીથી તયમ્મુમ કરીને નમાઝ પઢી લીધી.

પછી નમાઝનો વખત ખત્મ થવાથી પહેલાં પાણી પણ મળી ગયું તો એક સાહબે વુઝૂ કરીને ફરી પાછી નમાઝ પઢી અને બીજા સાહબે નમાઝ દોહરાવી નહીં.

જયારે બંને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા ત્યારે એની વાત કરી.

જેમણે નમાઝ દોહરાવી ન હતી તેમને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમે ઠીક તરીકો અપનાવ્યો અને તમે જે નમાઝ તયમ્મુમ કરીને પઢી તે તમારા માટે કાફી થઈ ગઈ.'

(શરઈ મસલો એ જ છે કે એવા મોકા પર તયમ્મુમ કરીને નમાઝ પઢી લેવું કાફી છે. બાદમાં વખતની અંદર પાણી મળી જાય તો પણ દોહરાવવાની જરૂરત નથી એટલે તમે જે કર્યું તે ઠીક મસલા પ્રમાણે કર્યું.)

અને જેમણે વુઝૂ કરીને નમાઝ બીજી વખત પઢી હતી તેમનાથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, 'તમને બમણો સવાબ મળશે, કારણ કે તમે બીજી વખત જે નમાઝ પઢી તે નફલ થઈ ગઈ. અલ્લાહ તઆલા નેકીઓને બરબાદ ફરમાવતા નથી.'

['સુનને અબૂ દાઉદ ', 'મુસ્નદે દારમી', 'મઆરિફુલ હદીસ']



# નમાઝ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને કિર્ત (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'સૌથી પ્રથમ જે ચીજ વિશે બંદાથી પૂછપરછ થશે તે નમાઝ છે. જો તે ઠીક ઊતરી તો તેના બધાં આ'માલ ઠીક ઊતરશે અને જો તે ખરાબ નીકળી તો તેના બધાં આ'માલ ખરાબ નીકળશે.'

['તિબરાની', 'હયાતુલ મુસ્લિમીન']



હઝરત ઉબાદહ ઈબ્ને સામિત (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'પાંચ વખતની નમાઝ અલ્લાહ તઆલાએ ફર્ઝ કરી છે. જેણે તેના માટે સારી રીતે વુઝૂ કર્યું અને ઠીક વખત પર તેને પઢી તેમજ રુકૂઅ અને સિજદહ પણ જેવી રીતે કરવા જોઈએ તેવી જ રીતે કર્યા અને ખુશૂઅ (એકાગ્રતા)ની સિફતની સાથે તેને અદા કરી તો એવા શખ્સના માટે અલ્લાહ તઆલાનો પાકો વાયદો છે કે, તે તેને બક્ષી દેશે અને જેણે એવું નહી કર્યું

(અને નમાઝની બાબતમાં તેણે કોતાહી–ઊણપ કરી) તો તેના માટે અલ્લાહ તઆલાનો કોઈ વાયદો નથી. ચાહશે તો તેને બક્ષી દેશે અને ચાહશે તો સઝા આપશે.'

['મઆરિફુલ હદીસ', 'મુસ્નદે અહમદ', 'સુનને અબૂ દાઉદ']



# પાંચ ફર્ઝ નમાઝોના સમયો

હઝરત બુરયદહ (રદિ.)થી રિવાયત છે કે,

એક સાહબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નમાઝના સમયોના વિશે પ્રશ્ન પૂછયો.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને ફરમાવ્યું કે, 'આ બંને દિવસ (આજે અને કાલે ) તમે અમારી સાથે નમાઝ પઢો.'

પછી (બપોર બાદ) જેવો સૂરજ ઢળ્યો, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બિલાલ(રદિ.) ને હુકમ આપ્યો અને તેમણે અઝાન આપી. પછી આપે તેમને ફરમાવ્યું તો તેમણે ઝોહરની નમાઝના માટે ઈકામત કહી (અને ઝોહરની નમાઝ પઢવામાં આવી.)

પછી (અસરનો સમય થયો ત્યારે ) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બિલાલ (રદિ.)ને હુકમ આપ્યો તો તેમણે (નિયત પ્રમાણે પ્રથમ અઝાન અને પછી) અસરની નમાઝના માટે ઈકામત કહી (અને અસરની નમાઝ થઈ.) આ અઝાન અને પછી આ નમાઝ એવા વખતે થઈ કે, સૂરજ ખૂબ ઊંચો અને સંપૂર્ણ રીતે રોશન હતો (અર્થાત તેની રોશનીમાં તે ફર્ક નહી પડયો હતો જે સાંજે થઈ જાય છે.)

પછી સૂરજ અસ્ત થતાં જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બિલાલ (રદિ.) ને હુકમ આપ્યો તો તેમણે મગરિબની (નિયત પ્રમાણે અઝાન કહી પછી)ઈકામત કહી (અને મગરિબની નમાઝ થઈ.)

પછી જેવી જ શફક★ ગાયબ થઈ તો આપે તેમને હુકમ આપ્યો તો તેમણે ઈશાની (નિયમ પ્રમાણે અઝાન કહી પછી) ઈકામત કહી (અને ઈશાની નમાઝ પઢવામાં આવી.)

પછી રાત ખતમ થતાં જેવી સુબ્હે સાદિક પ્રગટ થઈ, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બિલાલ (રદિ.) ને હુકમ આપ્યો અને તેમણે ફજરની (નિયમ પ્રમાણે અઝાન કહી પછી) ઈકામત કહી (અને ફજરની નમાઝ પઢવામાં આવી.)

★ શફક : સવાર અને સાંજની લાલિમા (રતાશ) જે ક્ષિતિજ પર હોય છે.

પછી જયારે બીજો દિવસ થયો ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બિલાલ (રદિ.)ને ઠંડા સમયે ઝોહરની નમાઝ કાયમ કરવાનો હુકમ આપ્યો અને ફરમાવ્યું કે,

'ઝોહર આજે (મોડું કરીને) ઠંડા સમયે પઢવામાં આવે.'

એટલે આપના હુકમ પ્રમાણે તેમણે ઠંડા વખતે ઝોહરની અઝાન અને પછી ઈકામત કહી અને ખૂબ સારી રીતે ઠંડો વખત કરી દીધો (અર્થાત્ કાફી મોડું કરીને ઝોહર તે દિવસે બિલકુલ આખરી વખતે પઢવામાં આવી) અને અસરની નમાઝ એવા વખતે પઢી કે સૂરજ જો કે ઊંચો જ હતો, પરંતુ ગઈકાલની સરખામણીમાં વધારે મોડું કરીને પઢી અને ઈશા એક તૃતિયાંશ રાત વીતી ગયા બાદ પઢી અને ફજરની નમાઝ ઈસ્ફારના વખતે (અર્થાત્ દિવસનું અજવાળું ફેલાઈ ગયું ત્યારે) પઢી.

પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'પેલા સાહબ કયાં છે જેઓ નમાઝના સમયો વિશે પૂછતા હતા ?'

તે શખ્સે અરજ કરી કે,

'હું હાજર છું, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !'

આપે ફરમાવ્યું કે,

'તમારી નમાઝોનો મુસ્તહબ વખત એના દરમિયાનમાં છે જે તમે જોયો.' ['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



## ઝોહરની નમાઝ

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જયારે ગરમી સખત હોય તો ઝોહરને ઠંડા વખતમાં પઢયા કરો.'

['સહીહ બુખારી']



## ઈશાની નમાઝ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ફરમાવેછે કે,

એક વખતે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈશાની નમાઝના માટે તે વખતે બહાર તશરીફ લાવ્યા જયારે એક તૃતિયાંશ રાત થઈ ચુકી હતી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જો એ ખ્યાલ ન હોત કે મારી ઉમ્મતના માટે આ વખત ભારી અને મુશ્કેલ થઈ જશે તો હું આ નમાઝ (હંમેશાં મોડું કરીને) આ જ વખતે પઢયા કરત, કારણ કે આ નમાઝના માટે હંમેશાં આ જ વખત અફઝલ છે.'

['સહીહ મુસ્લિમ ', 'મઆરિફુલ હદીસ']

## ફજરની નમાઝ

હઝરત રાફિઅ ઈબ્ને ખદીજ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'ફજરની નમાઝ ઈસ્ફારમાં અદા કરો !

(અર્થાત્ સવારનું અજવાળું ફેલાઈ જાય ત્યારે ફજરની નમાઝ પઢો.)

કારણ કે એમાં વધારે અજર અને સવાબ છે.'

['સુનને અબૂ દાઉદ ', 'જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## નમાઝમાં મોડું કરવાની મનાઈ

હઝરત અલી મુર્તઝા (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે,

'અલી ! ત્રણ કામો એવા છે કે તેમાં મોડું ન કરશો :–

(૧) નમાઝ જયારે એનો સમય થઈ જાય.

(૨) જનાઝો જયારે તૈયાર થઈને આવી જાય અને

(૩) પતિ વગરની ઓરત જયારે તેના માટે કોઈ યોગ્ય જોડ મળી જાય.

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## ઊંઘ કે ભૂલી જવાના કારણે નમાઝ કઝા થઈ જાય તો....

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે કોઈ નમાઝને ભૂલી ગયો અથવા નમાઝના વખતે સૂતો રહયો તો તેનો કફફારો એ છે કે, જયારે યાદ આવે કે સૂઈ ને ઊઠે ત્યારે જ પઢી લે.'
[' મઆરિફુલ હદીસ ', 'સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ']

## નમાઝમાં સુસ્તી

હઝરત અબૂઝર ગિફારી (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે,

'તમારો શું હાલ થશે અને શું રવૈયો થશે જયારે એવા (કુકર્મીઓ અને ખુદાથી નહીં ડરનારા) લોકો તમારા પર શાસન કરશે, જેઓ નમાઝને મુર્દા અને નિર્જીવ કરશે (અર્થાત્ તેમની નમાઝો ખુશૂઅ, ખુઝૂઅ અને આદાબની કાળજી ન હોવાના કારણે નિર્જીવ હશે.) અથવા તેઓ નમાઝોને તેના સહીહ વખત પછી પઢશે ?'

મેં અરજ કરી કે,

'તો આપનો મારા વિશે શું હુકમ છે ?'

(અર્થાત્ આ સંજોગોમાં મારે શું કરવું જોઈએ ?)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમે વખત થઈ જવા પર પોતાની નમાઝ પઢી લો. એ પછી જો તેમની સાથે નમાઝ પઢવાનો મોકો આવે તો તેમની સાથે પઢી લો. એ તમારા માટે નફલ થઈ જશે.' ['મઆરિફુલ હદીસ', 'સહીહ મુસ્લિમ']

□

## બીજી નમાઝનો ઈન્તેઝાર

એક વખતે મગરિબની નમાઝ બાદ કેટલાક લોકો ઈશાની નમાઝનો ઈન્તેઝાર કરી રહયા હતા. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા અને આપ એટલા ઝડપથી ચાલીને આવ્યા કે આપ હાંફતા હતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'લોકો ! ખુશ થઈ જાવ ! તમારા પરવરદિગારે આસમાનનો એક દરવાજો ખોલીને તમને ફરિશ્તાઓની સામે કર્યા અને ફખરના તૌર પર ફરમાવ્યું કે,

'' જુઓ ! આ નેક બંદાઓ એક નમાઝ અદા કરી ચૂકયા અને બીજી નમાઝનો ઈન્તેઝાર કરી રહયા છે ! '' ['ઈબ્ને માજહ']

## બે નમાઝોને ભેગી કરવી

'બુખારી' અને 'મુસ્લિમ'માં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે,

તેઓ ફરમાવે છે કે :–

'મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કદી નથી જોયા કે આપે તેના ગેર વખતમાં કોઈ નમાઝ પઢી હોય, પરંતુ મગરિબ અને ઈશાની બે નમાઝોમાં જેને મુઝદલિફહમાં ભેગી કરી.'

બીજી હદીસોમાં અરફાતમાં ઝોહર અને અસરની નમાઝો પણ ભેગી ફરમાવવું નકલ થયેલું છે.

આ ભેગી (નમાઝ) હજ્જના મનાસિકના કારણે (પઢી) હતી, નહી કે સફરના કારણે.

'જામિઉલ ઉસૂલ'માં 'અબૂ દાઉદ'ની રિવાયતથી હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી નકલ થયેલું છે કે,

તેમણે કહયું કે,

'નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કદી સફરમાં મગરિબ અને ઈશાને ભેગી કરીને નથી પઢી, પરંતુ એક વખતે.'



'જમઅ બયનસ્સલાતયન' (બે નમાઝો ભેગી કરવા)નો અર્થ એ છે કે, પહેલી નમાઝમાં એટલું મોડું કરવામાં આવે કે, તેને તેના આખરી વખતમાં પઢવામાં આવે અને બીજી નમાઝમાં એટલી ઉતાવળ કરવામાં આવે કે તેને તેના શરૂઆતના વખતમાં પઢવામાં આવે.

કેટલાક એને 'જમ્એ સૂરી' નામ આપે છે, કારણ કે જાહેરી સૂરતમાં તો જમ્અ (ભેગી) છે, પરંતુ દરહકીકત (ખરેખર) જમ્અ (ભેગી) નથી અને આ જ તે સૂરત (રીત) છે જેના પર અહનાફ (હનફીઓ) સફરમાં 'જમ્અ' ભાવાર્થ કરે છે. ['મદારિજુન નુબુવ્વહ']



'જામિઉલ ઉસૂલ'માં 'અબૂ દાઉદ'થી નાફિઅ તેમજ અબ્દુલ્લાહ ઈબ્ને વાકિદી (રદિ.)ની રિવાયતથી નકલ થયેલું છે કે,

એક વખતે સફરમાં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી મુઅઝ્ઝિને કહયું કે, 'અસ્સલાત' (નમાઝનો સમય થઈ ગયો.)

ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે,

'ચાલતા રહો !'

(તેઓ) અહીં સુધી (ચાલતા રહયા) કે શફકના અસ્ત થવા પહેલાં ઊતર્યા અને મગરિબની નમાઝ અદા કરી.

તે પછી ઈન્તેઝાર કર્યો અહીં સુધી કે, શફક ગાયબ થઈ ગઈ. પછી ઈશાની નમાઝ પઢી.

તે પછી ફરમાવ્યું કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સફરમાં ઉતાવળ હોય ત્યારે આપ આ જ પ્રમાણે ફરમાવતા અને આ જ પ્રમાણે હુકમ આપતા, જેવું મેં કર્યું છે.'

['મદારિજુન નુબુવ્વહ']



## નમાઝ માટે મનાઈ કરેલા વખતો

હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.) ફરમાવે છે કે,

ત્રણ વખતોમાં નમાઝ પઢવાની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મનાઈ ફરમાવી છે અને એ જ વખતોમાં મુર્દાઓને દફન કરવાની પણ (મનાઈ ફરમાવી છે) અર્થાત્ જનાઝાની નમાઝ પઢવાની પણ મનાઈ ફરમાવી છે.

(૧) સૂરજ ઊગવાના સમયે

(૨) ઝવાલના સમયે અને

(૩) સૂરજ ડૂબવાના સમયે ['મુસ્લિમ']

## હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નમાઝ

હદીસોમાં રિવાયત છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે નમાઝના માટે ઊભા થતા ત્યારે 'અલ્લાહુ અકબર' કહેતા અને આ તકબીરે તહરીમહની સાથે બંને હાથ કાનો સુધી ઊઠાવતા અને તે પછી હાથ બાંધી લેતા એવી રીતે કે જમણા હાથને ડાબા હાથની કલાઈ (કાંડા) ઉપર મૂકતા.

- હાથ બાંધવા પછી 'સના' પઢતા :–
  **'સુબ્હાનકલ્લાહુમ્મ**...(છેવટ સુધી)'
- તે પછી **'અઊઝુબિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ'** પઢતા .
- તે પછી **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** પઢતા.
- તે પછી **'સૂરએ ફાતિહા'** પઢતા અને તેના આખિરમાં **'આમીન'** કહેતા. (ઈમામે આ'ઝમ (રહ.)ના મઝહબમાં આમીન ધીમેથી કહેવું છે.)
- સય્યિદના ઉમર(રદિ.)થી રિવાયત છે કે,

ઈમામ ચાર ચીઝોમાં ઈખ્ફા કરે અર્થાત્ ધીમેથી કહે:–

(૧) 'તઅવ્વુઝ (**'અઊઝુ**...છેવટ સુધી)માં

(૨) **'બિસ્મિલ્લાહ'** માં

(૩) **'આમીન'** માં

(૪) **'સુબ્હાનકલ્લાહુમ્મ...(છેવટ સુધી)'** માં

- પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સૂરએ **'ફાતિહા'** બાદ કોઈ સૂરત પઢતા.
- પછી આપ જયારે આ કિરાઅતથી ફારિગ થતા ત્યારે તકબીર કહેતાં કહેતાં રુકૂઅમાં જતા (ઝુકવાની સાથે જ તકબીર કહેતા.)
- એ જ પ્રમાણે જયારે રુકૂઅથી શિર ઊઠાવતા ત્યારે **'સમિઅલ્લાહુ લિમન હમિદહ'** ફરમાવતા.
- રુકૂઅમાં બંને હથેળીઓને ઘૂંટણો ઉપર ખૂબ જમાવતા અને આંગળીઓને ખોલીને (પહોળી કરીને) મૂકતા.

(ઉલમા ફરમાવે છે કે, નમાઝમાં આંગળીઓની ત્રણ હાલતો છે :–

(૧) રુકૂઅની હાલતમાં આંગળીઓ ખોલીને મૂકવી જોઈએ.

(૨) સિજદહની હાલતમાં આંગળીઓને મેળવીને (ભેગી કરીને) મૂકવી જોઈએ.

(૩) (તે સિવાય) તમામ હાલતોમાં આંગળીઓને પોતાની (મૂળ) સ્થિતિમાં રાખવી. ભલે કિયામ (ઊભા રહેવાની) હાલત હોય કે તશહહુદ (કલિમએ શહાદત પઢવાની અર્થાત્ બેસવાની) હાલત હોય.)

- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રુકૂઅમાં બાઝૂઓને પેહલૂઓથી દૂર રાખતા અને પોતાની પીઠને સીધી રાખતા તેમજ શિરને તેની સમાંતર રાખતા, ન નીચું કરતા અને ન ઊંચું કરતા તથા ત્રણ વખત 'સુબ્હાન રબ્બિયલ અઝીમ' કહેતા. (આ ઓછામાં ઓછું છે. ઘણી વખતે આપ એના કરતાં પણ વધારે વખત કહેતા હતા. વધારે વખત કહેવું એકી સંખ્યામાં અફઝલ છે.)
- જયારે રુકૂઅથી શિર ઉઠાવતા ત્યારે સિજદહમાં ત્યાં સુધી ન જતા જયાં સુધી કે (બરાબર) સીધા ઊભા ન થઈ જતા.
- અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સિજદહ એ જ અંદાઝથી કરતા.
- આપ જયારે સિજદહમાં જતા ત્યારે હાથોને મૂકતાં પહેલાં ઘૂંટણોને જમીન પર મૂકતા. તે પછી હાથોને (જમીન પર) મૂકતા. પછી પહેલાં નાક જમીન પર મૂકતા. પછી પેશાનીએ મુબારક મૂકતા.
- સિજદહમાં બાઝૂઓને અને પેટને જાંઘથી એટલે દૂર મૂકતા હતા કે બકરીનું બચ્ચું તેના દરમિયાનથી પસાર થઈ શકતું હતું.
- સિજદામાં શિર મુબારકને બંને હથેળીઓની વચ્ચે રાખતા.

- સિજદામાં પગની આંગળીઓનું રુખ કિબ્લાની તરફ રહેતું હતું.
- સિજદામાં ઓછામાં ઓછું ત્રણ વખત 'સુબ્હાન રબ્બિયલ આ'લા' કહેતા.
- જયારે સિજદાથી શિર ઉઠાવતા ત્યારે જયાં સુધી બિલકુલ સીધા ન બેસી જતા (ત્યાં સુધી) બીજો સિજદો ન કરતા.
- જયારે કિયામ લાંબો હોય તો રુકૂઅ, સિજદા અને જલ્સહ પણ લાંબા કરતા.
- જયારે કિયામ ટૂંકો હોય ત્યારે એ સર્વ પણ ટૂંકા કરતા.

['મદારિજુન નુબુવ્વહ']



આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક બે રકાત પર 'અત્તહિય્યાત' પઢતા હતા. ['સહીહ મુસ્લિમ']



હઝરત વાઈલ (રદિ.)ની હદીસમાં છે કે,

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જયારે સિજદાથી (કિયામના માટે ) ઊભા થતા ત્યારે જાંઘો અને ઘૂંટણો પર ટેકો લગાવીને ઊભા થતા.(અને સુન્નત એ છે કે, બંને હાથોને ઘૂંટણો પર મૂકીને અને તેનાથી જ ટેકો લગાવીને ઊભા થઈ જાય.)



હઝરત ઉમર (રદિ.)થી નકલ થયેલું છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઊભા થતી વખતે જમીન પર હાથો વડે ટેકો લગાવીને ઊભા થવાની મનાઈ ફરમાવી છે.(પરંતુ જરૂરત વખતે, વધારે પડતું કષ્ટ થતું હોય ત્યારે, મોટી ઉંમર અને કમજોરીના વખતે જમીન પર ટેકો લગાડવું જાઈઝ છે.)

['મદારિજુન નુબુવ્વહ']



જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ 'તશહહુદ'માં બેસતા ત્યારે ડાબો પગ બિછાવતા અને તેના પર બેસતા તથા જમણો પગ ઊભો રાખતા અને જયારે છેલ્લી રકાત બાદ તશહહુદના માટે બેસતા ત્યારે (પણ) પહેલા કાયદાની જેમ જ બેસતા.

જયારે તશહહુદ પઢતા ત્યારે બંને હાથોને બંને જાંઘો ઉપર મૂકતા અને જમણા હાથની શહાદતની આંગળી વડે ઈશારો કરતા. (એની રીત એ છે કે, નાની આંગળી અને તેની પાસેની આંગળીને હથેળીની અંદર ભેગી કરે તથા વચલી આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવે તેમજ શહાદતની આંગળીથી ઈશારો કરે અને જયારે 'લા ઈલાહ' કહે ત્યારે આંગળી ઉઠાવે તથા 'ઈલ્લલ્લાહ' કહીને નીચી કરી દે.) ['મદારિજુન નુબુવ્વહ']



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ તથા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયેલું છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અમને તા'લીમ ફરમાવી કે, અમે આ શબ્દોમાં **'અત્તહિયાત'** પઢીએ :–

**'અત્તહિયાતુ લિલ્લાહિ વસ્સલવાતુ વત્તય્યિબાતુ અસ્સલામુ અલયક અય્યુહન્નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ અસ્સલામુ અલયના વ અલા ઈબાદિલ્લાહિસ્સાલિહિન. અશહદુ અન લાઇલાહ ઈલ્લલ્લાહુ વ અશહદુઅન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહૂ.'**

['રવાહૂ મુસ્લિમ ', 'મઆરિફુલ હદીસ ']



હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને અબી લયલા(રદિ.)થી રિવાયત છે કે, મને કઅબ ઈબ્ને અહરહ (રદિ.) મળ્યા તો તેમણે કહયું કે ,

'શું હું તમને એક તોહફો જેને મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યો, (તેને) પેશ કરી દઉં ?'

મેં કહયું કે,

'હા , જરૂર (પેશ કરો !)'

તો તેમણે કહયું કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મેં અરજ કરી કે, આપે અમને આપ પર સલામ મોકલવાનો તરીકો તો બતાવી દીધો, પરંતુ અમે દુરૂદ કેવી રીતે મોકલીએ ?'

તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'આ શબ્દોમાં :–

**''અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લયત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ. અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા બારકત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ.''**

['બુખારી ', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



એક બીજા સહાબી હઝરત અબૂ મસઊદ અનસારી (રદિ.)થી પણ લગભગ આ જ ભાવાર્થની એક હદીસ નકલ થયેલી છે.

તેમાં છે કે :–

જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી દુરૂદ વિશે પૂછવામાં આવ્યું કે,

'હઝરત ! જયારે અમે નમાઝમાં આપ પર દુરૂદ પઢીએ ત્યારે કેવી રીતે પઢીએ ?'

એના જવાબમાં આપે ઉપર દર્શાવેલ દુરૂદ શરીફની તા'લીમ ફરમાવી.

['મદારિજુન નુબુવ્વહ']

'તબરાની', 'ઈબ્ને માજહ' અને 'દાર કુત્ની' હઝરત સુહૈલ ઈબ્ને સઅદ (રદિ.)થી રિવાયત કરે છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તે શખ્સની નમાઝ જ નથી જે પોતાના નબી પર દુરૂદ ન મોકલે !'

['મદારિજુન નુબુવ્વહ']

## દુરૂદ શરીફ પછી અને સલામથી પહેલાં દુઆ

'મુસ્તદરકે હાકિમ'માં છે કે :–

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)નો ઈરશાદ છે કે,

'નમાઝી તશહહુદ બાદ દુરૂદ શરીફ પઢે અને તે પછી દુઆ કરે.'



'સહીહ બુખારી' અને 'સહીહ મુસ્લિમ' વગેરેની એક રિવાયતમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી તશહહુદની તા'લીમવાળી હદીસના અંતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ ઈરશાદ પણ નકલ થયેલો છે.

અર્થાત્ :–'નમાઝી જયારે તશહહુદ પઢી ચૂકે ત્યારે જે દુઆ તેને સારી લાગે તેની પસંદગી કરે અને અલ્લાહ તઆલાથી એ જ દુઆ માંગે.'

['મઆરિફુલ હદીસ']



દુરૂદ શરીફ બાદ નમાઝમાં દુઆ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી તા'લીમના તૌર પર પણ સાબિત છે અને અમલન (પોતે અમલ કર્યાનું) પણ (સાબિત છે.)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'જયારે તમારામાંથી કોઈ આખિરી તશહહુદ પઢીને ફારિગ થઈ જાય ત્યારે તેને જોઈએ કે, ચાર ચીઝોથી અલ્લાહ તઆલાની પનાહ માંગે.'

['મુસ્લિમ']

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દુરૂદ શરીફ પછી આ દુઆ પઢતા હતા :–

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિન અઝાબિલ કબ્રિ વ અઊઝુબિક મિન્ ફિત્નતિલ મસીહિદ્ દજજાલિ વ અઊઝુબિક મિન્ ફિત્નતિલ્ મહ્યા વલ્ મમાતિ. અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ મઅ્સમિ વલ્મગ્રમિ.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! હું આપથી કબરના અઝાબથી પનાહ ચાહું છું અને મસીહે દજ્જાલના ફિત્નાથી પનાહ ચાહું છું અને મૌત તથા હયાતના ફિત્નાથી પનાહ ચાહું છું અને ગુનાહથી તેમજ (વિના કારણે) બદલો ભોગવવાથી પનાહ ચાહું છું.



હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુઆની તા'લીમ એવી રીતે અમને આપતા હતા જેવી રીતે કુર્આનની સૂરતની તા'લીમ આપતા હતા.'

['મુસ્લિમ ', 'બુખારી', 'મદારિજુન નુબુવ્વહ']



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશહહુદ પછી (નમાઝના અંતમાં) જમણી તરફ અને ડાબી તરફ સલામ ફેરવતા અને પોતાની મુબારક આંખો નમાઝમાં ખુલ્લી રાખતા હતા, બંધ કરતા ન હતા.

['સહીહ મુસ્લિમ', 'મદારિજુન નુબુવ્વહ']

## સહ્વ (ભૂલ)નો સિજદહ

(૧) નમાઝમાં જેટલી વસ્તુઓ વાજિબ છે તેમાંથી એક વાજિબ કે અનેક વાજિબ જો ભૂલથી રહી જાય તો સહવનો સિજદહ કરવો વાજિબ છે અને તે કરી લેવાથી નમાઝ દુરુસ્ત થઈ જાય છે. જો સહવનો સિજદહ ન કર્યો તો નમાઝ ફરીથી પઢે. ['બિહિશ્તી ઝેવર']

(૨) જો ભૂલથી નમાઝનો કોઈ ફર્ઝ છુટી જાય તો સહવનો સિજદહ કરવાથી નમાઝ દુરુસ્ત નહીં થશે. ફરીથી પઢે. ['રદ્દુલ મુખ્તાર ']

(૩) સિજદએ સહવ કરવાની રીત એ છે કે, છેલ્લી રકાતમાં માત્ર અત્તહિય્યાત પઢીને જમણી તરફ એક સલામ ફેરવીને બે સિજદહ કરે. પછી બેસીને 'અત્તહિય્યાત' , 'દુરૂદ શરીફ' અને દુઆ પઢીને બંને તરફ સલામ ફેરવે અને નમાઝ પૂરી કરે.

['ફતાવા હિન્દિય્યહ', 'શર્હે બિદાયહ']

જો ભૂલથી સલામ ફેરવવા પહેલાં જ સિજદએ સહવ કરી લીધો તો પણ અદા થઈ ગયો અને નમાઝ સહીહ થઈ ગઈ.

['શર્હે બિદાયહ', 'તહતાવી', 'બિહિશ્તી ઝેવર']



# નમાઝ બાદના મા'મૂલાત

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એ મા'મૂલ (નિત્યક્રમ) હતો કે આપ જયારે સલામ ફેરવતા ત્યારે ત્રણ વખત :–

**'અસ્તગફિરુલ્લાહ ! અસ્તગફિરુલ્લાહ ! અસ્તગફિરુલ્લાહ !**
કહેતા અને તે પછી આ પ્રમાણે પઢતા :–

**'અલ્લાહુમ્મ અન્તસ્સલામુ વ મિન્કસ્સલામુ તબારકત યા ઝલઝલાલિ વલ્ ઈકરામ.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! તું સલામ છે અને તારાથી જ સલામતી છે. હે બુઝુર્ગી અને ઈઝઝતવાળા ! તું બરકતવાળો છે.



માત્ર આટલું કહેવાની હદ સુધી કિબ્લા રુખ રહેતા અને મુકતદીઓની તરફ ઝડપથી ફરી જતા અને પોતાની જમણી યા ડાબી તરફ (પોતાનું નૂરાની મુખ) ફેરવી લેતા.

(અને ઈબ્ને મસઊદ (રદિ.)એ બતાવ્યું કે, મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કેટલીયે વખત ડાબી રુખ થઈ જતા જોયા.

અને હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે, મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અધિકતર જમણી રુખ પર જોયા.)

['ઝાદુલ મઆદ']

# નમાઝો પછીની ખાસ દુઆઓ

હઝરત મુગયરહ ઈબ્ને શુઅબહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક ફર્ઝ નમાઝ બાદ આ દુઆ પઢયા કરતા હતા :–

**'લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ લહુલ્મુલ્કુ**

**વલહુલ્હમ્દુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર. અલ્લાહુમ્મ લા માનિઅ લિમા અઅ્તયૂત વ લા મુઅ્તિય લિમા મનઅ્ત વલા યન્ફઉ ઝલજદ્દિ મિન્કલ જદ્દુ.'**

['બુખારી ', 'મુસ્લિમ ', 'મિશ્કાત']

**ભાવાર્થ :**

અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, જે એકલો છે અને જેનો કોઈ શરીક નથી. તેના જ માટે મુલ્ક છે અને તેના જ માટે બધી તા'રીફો છે અને તે સર્વ શકિતમાન છે.

હે અલ્લાહ ! જે તું આપે તેને કોઈ રોકનારો નથી અને જે તું રોકે તેનો કોઈ આપનારો નથી. કોઈ માલદારને તારા અઝાબથી માલદારી બચાવી શકતી નથી.



ઈમામ નવવી (રહ.) ફરમાવે છે કે,

'નમાઝમાં સલામ ફેરવવા બાદ તમામ પ્રકારના ઝિક્ર પર રિવાયત થયેલ ઈસ્તિગફારને અગ્રક્રમે રાખવું જોઈએ. એના બાદ **'અલ્લાહુમ્મ અન્તસ્સલામ...**(છેવટ સુધી)' પઢવું જોઈએ. તે પછી ઉપર દર્શાવેલી દુઆ પઢવી જોઈએ .' ['મદારિજુન નુબુવ્વહ']



હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દુઆની શરૂઆતમાં અને કયારેક દુઆના દરમિયાનમાં અકસર આ શબ્દોનો ઉમેરો ફરમાવતા :–

**'રબ્બના આતિના ફીદ્દુન્યા હસનતંવ વ ફીલ્ આખિરતિ હસનતંવ વકિના અઝાબન્નાર.'**

**ભાવાર્થ :**

હે અમારા પરવરદિગાર ! દુનિયામાં(પણ) અમને ભલાઈ આપ અને આખિરતમાં (પણ) ભલાઈ આપ તેમજ અમને દોઝખના અઝાબથી બચાવ.



હઝરત સવબાન (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે નમાઝથી સલામ ફેરવતા ત્યારે ત્રણ વખત 'અસ્તગફિરુલ્લાહ' કહેતા. પછી ઉપર દર્શાવેલી દુઆ પઢતા. ['મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે નમાઝથી ફારિગ થઈ જતા ત્યારે પોતાનો જમણો હાથ શિર પર ફેરવતા અને ફરમાવતા :–

'બિસ્મિલ્લાહિલ્લઝી લા ઈલાહ ઈલ્લા હુવર્રહમાનુર્રહીમ. અલ્લાહુમ્મ અઝ્હિબ્ અન્નીલ્ હમ્મ વલ હુઝન.

['બઝઝાર ', 'તબરાની', 'ઈબ્ને સિન્ની', 'હિસ્ને હસીન']

ભાવાર્થ :

મેં અલ્લાહના નામની સાથે નમાઝ પૂરી કરી જેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી (અને) જે રહમાન તથા રહીમ છે.

હે અલ્લાહ ! તું મારી ચિંતાઓ અને દુ:ખોને દૂર ફરમાવ !



હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું દરેક નમાઝ બાદ 'મુઅવ્વઝતૈન'[૧] પઢવું પણ આવ્યું છે અને એ હદીસ અત્યંત સહીહ છે.

અને દરેક નમાઝ બાદ દસ વખત 'કુલ હુવલ્લાહુ અહદ' પઢવાનું પણ આવ્યું છે. એમાં ફઝલે અઝીમ છે. ['મદારિજુન નુબુવ્વહ']



હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક નમાઝ બાદ આ દુઆ કર્યા કરતા હતા :–

---

૧ મુઅવ્વઝતૈન :– 'કુલ અઊઝુ બિરબ્બિલ ફલક' અને 'કુલ અઊઝુ બિરબ્બિન્નાસ'

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ્કુફ્રિ વલ્ફક્રિ વ અઝાબિલ્કબ્ર.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું કુફ્રથી અને કંગાલિયત તથા ભૂખમરાથી અને કબરના અઝાબથી. ['જામિઅ તિરમિઝી']

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

જ્યારે સાંજ કે સવાર થતી ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુઆ ફરમાવ્યા કરતા હતા :–

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્ અફ્વ વલ્આફિયત ફીદ્દુન્યા વલ્આખિરતિ વફી અહલી વ માલી.'**

ભાવાર્થ :

હે મારા અલ્લાહ ! હું મારા દીન અને દુનિયા તેમજ પોતાના કુટુંબીજનો અને બાળબચ્ચાઓ તથા માલમાં તારાથી માફી અને આફિયત ચાહું છું. ['મઆરિફુલ હદીસ']

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નમાઝની કેફિયત

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એટલા દરજ્જે નવાફિલ પઢ્યા કરતા હતા કે મુબારક પગ પર સોજા આવી જતા હતા.

કોઈએ અરજ કરી કે,

'જ્યારે આપ પર આગલા–પાછલા બધાં ગુનાહોની માફીની બશારત (ખૂશખબર) નાઝિલ થઈ ચૂકી છે તો પછી આપ આટલા દરજ્જે કષ્ટ શા માટે બરદાશ્ત કરો છો ?!'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

**'અ:ફલા અકૂન અબદન શકૂરા.'**

(જ્યારે અલ્લાહ તઆલા જલ્લ શાનુહૂએ મારા પર ઈન્આમ ફરમાવ્યું તો શું હું શુક્રગુઝાર બંદો ન બનું ? !) ['શમાઈલે તિરમિઝી']

□

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,
'મારી આંખોની ઠંડક નમાઝમાં છે.'

['ખસાઈલે નબવી']

હઝરત ઔફ ઈબ્ને માલિક (રદિ.) ફરમાવે છે કે,

એક રાતે હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે હતો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઊંઘમાંથી જાગ્યા. મિસ્વાક કર્યું અને વુઝૂ કરીને નમાઝના માટે ઊભા થઈ ગયા તો હું પણ નમાઝના માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે ઊભો થઈ ગયો.

પછી આપે સૂરએ **'બકર'**ની તિલાવત શરૂ કરી તો કોઈ રહમતવાળી આયત એવી ન ગુઝરી જેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે થોભીને ખુદાની સમક્ષ રહમતની દરખાસ્ત ન કરી હોય અને એવી કોઈ અઝાબવાળી આયત ન ગુઝરી જેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે થોભીને ખુદાની સમક્ષ તેના અઝાબથી પનાહ ન માંગી હોય.

(નફલી નમાઝોમાં આ પ્રમાણે થોભીને દુઆ કરવી જાઈઝ છે, એ શરતે કે અરબીમાં હોય, પરંતુ ફર્ઝ નમાઝોમાં એવું કરવું દુરુસ્ત નથી.)

પછી આપે કિયામના બરાબર લાંબો રુકૂઅ ફરમાવ્યો અને પઢયા :–

**'સુબ્હાન ઝીલ્જબરૂતિ વલ્મલકૂતિ વલ્અઝમતિ વલકિબ્રિયાઈ.'**

પછી રુકૂઅમાંથી મુબારક શિર ઊઠાવીને એટલો જ (લાંબો) કિયામ ફરમાવ્યો અને તેમાં પણ એ જ કલિમાત પઢયા.

તે પછી સિજદહ કર્યો અને તેમાં પણ એ જ કલિમાત પઢયા.

પછી બંને સિજદહની વચ્ચે બેઠા તેમાં પણ એના જ જેવા કલિમાત અદા ફરમાવ્યા.

તે પછી બાકીની રકાતોમાં સૂરએ **'આલિ ઈમરાન'**, સૂરએ **'નિસાઅ'** અને સૂરએ **'માઈદહ'** તિલાવત ફરમાવી.

['શમાઈલે તિરમિઝી']



હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક રાતે તહજ્જુદમાં એક જ આયતની તકરાર (પુનરાવર્તન) ફરમાવતા રહયા !

તે આયત આ હતી :–

**'ઈન તુઅઝ્ઝિબ્હુમ ફઈન્નહુમ ઈબાદુક વ ઈન તગ્ફિરલહુમ ફઈન્નક અન્તલ્ અઝીઝુલ્ હકીમ.'** ['ખસાઈલે નબવી']

**ભાવાર્થ :**

અગર આપ તેમને અઝાબ આપો તો બેશક તેઓ આપના બંદાઓ છે અને જો આપ તેમને માફ ફરમાવી દો તો આપ જ જબરદસ્ત હિકમતવાળા છો.

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખાસ નમાઝો

હઝરત અતા (રદિ.) ફરમાવે છે કે,

મેં એક વખતે હઝરત આયશા (રદિ.)થી અરજ કરી કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કોઈ અજીબતરીન વાત સંભળાવો.'

તેમણે ઈરશાદ ફરમાવ્યો કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કઈ વાત એવી હતી જે અજીબતરીન ન હતી ?'

તે પછી ફરમાવ્યું કે,

'એક રાતનો કિસ્સો છે. સૂવા માટે મકાન પર તશરીફ લાવ્યા અને મારી પાસે મારા લિહાફ (રજાઈ)માં સૂઈ ગયા. સૂતા જ થોડી વારમાં ફરમાવ્યું કે,

'' છોડો કે જેથી હું મારા પરવરદિગારની ઈબાદત કરું !''

આ પ્રમાણે ફરમાવીને ઊભા થઈ ગયા. વુઝૂ કર્યું અને નમાઝની નિય્યત બાંધી લીધી અને રડવાનું શરૂ કરી દીધું, અહીં સુધી કે મુબારક સીના સુધી આંસૂ વહીને આવવા લાગ્યા. તે પછી રુકૂઅ કર્યો તેમાં પણ રડતા રહયા. પછી સિજદાથી ઊઠયા અને રડતા રહયા.

મતલબ કે સવાર સુધી આ જ કેફિયત રહી, અહીં સુધી કે બિલાલ (રદિ.) સવારની નમાઝના માટે બોલાવવા માટે આવી ગયા.

મેં અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ આટલા પ્રમાણમાં કેમ રડયા ? અલ્લાહ જલ્લ શાનુહૂએ તો આપના આગલા–પાછલા

બધાં ગુનાહ માફ ફરમાવી દીધા !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

**'તો શું હું અલ્લાહ તઆલાનો શુક્રગઝાર બંદો ન બનું ?'**

તે પછી ઈરશાદ ફરમાવ્યો કે,

'હું એવું શાને ન કરત, જો કે આજે મારા પર આ આયત નાઝિલ થઈ છે તે પછી આપે –

**'ઈન્ન ફી ખલ્કિસ્સમાવાતિ'** થી **'લા તુખ્લિફુલ મીઆદ'** સુધી સૂરએ **'આલિ ઈમરાન'**ના આખરી રુકૂઅની આયતો તિલાવત ફરમાવી.

['ખસાઈલે નબવી', 'મદારિજુન નુબુવ્વહ']

## નમાઝે તહજ્જુદ અને વિત્ર

હઝરત અસ્વદ (રદિ.) ફરમાવે છે કે,

મેં હઝરત આયશા (રદિ.)થી હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રાતની નમાઝ અર્થાત્ તહજ્જુદ અને વિત્ર વિશે પૂછપરછ કરી કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો શું મઅમૂલ હતો ?

તેમણે ફરમાવ્યું કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈશાની નમાઝ બાદ રાતના પ્રથમ હિસ્સામાં આરામ ફરમાવતા હતા. તે પછી તહજ્જુદ પઢતા રહેતા હતા. અહીં સુધી કે છેલ્લી રાત થઈ જતી હતી ત્યારે વિત્ર પઢતા. તે બાદ બિસ્તર પર તશરીફ લાવતા. જો ઈચ્છા હોય તો પોતાના ઘરવાળાઓની પાસે તશરીફ લઈ જતા. પછી સવારની અઝાન પછી તરત જ ઊઠીને ગુસલની જરૂરત હોય તો ગુસલ ફરમાવતા, નહીંતર વુઝૂ ફરમાવીને નમાઝના માટે મસ્જિદ તશરીફ લઈ જતા. ['શમાઈલે તિરમિઝી']

## શાબાનની પંદરમી રાત

હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મારી પાસે તે વખતે જિબ્રઈલ અલયહિસ્સલામ આવ્યા અને બતાવ્યું કે,

"આજની રાત શાબાનની પંદરમી રાત છે, આ રાતે હક તઆલા બનૂ કલબની બકરીઓના બાલોના બરાબર મખ્લૂકને જહન્નમથી આઝાદ કરશે. અલબત્ત, મુશ્રિક અને કીનો–કપટ રાખનાર તેમજ કતઅ રહમી કરનાર (સંબંધો તોડનાર) અને ઘૂંટીના નીચે લૂંગી પહેરનાર તેમજ માતા–પિતાની નાફરમાની કરનાર, હંમેશાં શરાબ પીનાર પર હક તઆલા નઝરે ઈનાયત ન ફરમાવશે."

તે પછી આપે કપડાં ઉતાર્યા અને ફરમાવ્યું કે,

'હે આયશા ! શું તમે આજની રાતે ઈબાદત કરવાની પરવાનગી આપો છો ? '

(પરવાનગી મેળવવાની એટલા માટે જરૂરત પડી કે, આખી રાત ઈબાદત કરવાનો નિત્યનિયમ (મઅમૂલ) ન હતો, બલકે કેટલોક હિસ્સો પવિત્ર પત્નીઓના દિલોના સાંત્વન અને સંતોષના માટે પણ ફાળવેલો હતો જે આ રાતે ન થઈ શકયું.)

મેં (હઝરત આયશા (રદિ.) એ) અરજ કરી કે,

'હા ! હા ! મારા માતા–પિતા આપ પર કુરબાન !'

એટલે આપ ઊભા થયા અને નમાઝ શરૂ કરી. પછી એક લાંબો સિજદહ કર્યો. અહીં સુધી કે મને ખ્યાલ થયો કે કયાંક ખુદા ન ખ્વાસ્તહ (ખુદા ન કરે) આપની રૂહ તો કબ્ઝ નથી થઈ ગઈ ?

હું ઊભી થઈને ઢંઢોળવા લાગી અને પોતાનો હાથ આપના (પગાના) તળિયા પર મૂકયો. આપમાં કંઈક હરકત થઈ જેનાથી હું આનંદિત અને સંતોષિત થઈ.

મેં સાંભળ્યું કે આપ સિજદામાં આ પઢી રહયા છે :–

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિ અફવિક મિન ઈકાબિક વ અઊઝુબિ રિઝાક મિનૂ સખતિક વ અઊઝુબિક મિન્ક જલ્લ વજૂહુક લા ઉહસી સનાઅન અલયક અન્ત કમા અસ્નયત અલા નફસિક.'**

**ભાવાર્થ :**

હું પનાહ ચાહું છું આપના અઝાબથી, આપની માફી અને દરગુઝરના ઝરીયાથી તેમજ પનાહ ચાહું છું આપની પ્રસન્નતાના ઝરીયાથી આપની નારાઝગીથી તથા આપની પનાહ ચાહું છું આપથી જ. આપ અઝમતવાળા છો અને હું આપની શાયાને શાન (આપની બુલંદતરીન શાનને

અનુરૂપ) તા'રીફ નથી કરી શકતો. આપ તેવા જ છો જેવી આપે ખુદ પોતાની તા'રીફ ફરમાવી છે.



હઝરત આયશા (રદિ.) કહે છે કે,

સવારે દુઆના આ શબ્દોનો ઉલ્લેખ કર્યો તો આપે ફરમાવ્યું કે,

'હે આયશા ! તમે એને શીખી લો અને બીજાઓને શીખવાડો ! મને જિબ્રઈલ અલયહિસ્સલામે આ શબ્દો શીખવાડયા છે અને કહયું છે કે, હું એને સિજદામાં વારંવાર પઢયા કરું.'

['બયહકી', 'મિશ્કાત', 'અત્તરગીબ વત્તરહીબ']

## સવાર-સાંજના મસનૂન અવરાદ

હઝરત મુસ્લિમ ઈબ્ને હારિસ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને ખુસૂસિયતની સાથે તા'લીમ ફરમાવી કે,

'જયારે તમે મગરિબની નમાઝ પૂરી કરો તો કોઈથી વાત કરવા પહેલાં સાત વખત આ દુઆ કરો :-

**'અલ્લાહુમ્મ અજિરની મિનન્નાર'**

(હે અલ્લાહ ! મને દોઝખથી પનાહ આપ !)



જો તમે મગરિબની પછી આ દુઆ કરી અને એ જ રાતે તમને મોત આવી ગયું તો દોઝખથી તમારા બચાવનો ફેસલો કરી દેવામાં આવશે.

અને એ જ પ્રમાણે જયારે તમે સવારની નમાઝ પઢો તો કોઈ આદમીથી વાત કરવા પહેલાં સાત વખત અલ્લાહ તઆલાના હુઝૂર અર્ઝ કરો :-

**'અલ્લાહુમ્મ અજિરની મિનન્નાર '**

જો તે દિવસે તમારું મોત નકકી થયેલું હશે તો અલ્લાહ તઆલાની તરફથી તમને દોઝખથી બચાવનો હુકમ થઈ જશે.

['સુનને ઈબ્ને માજહ', 'ઝાદુલ મઆદ']



હઝરત ઉસ્માનગની (રદિ.) કહે છે કે,

મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ ફરમાવતા સાંભળ્યા છે કે,

'જે શખ્સ દરરોજ સવારે અને સાંજે ત્રણ–ત્રણ વખત આ દુઆ પઢે, તે તે દિવસે અને રાતે દરેક બલાથી મહફૂઝ અને મામૂન (સુરક્ષિત) રહેશે.

**'બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મઅ ઈસ્મિહી શયઉન ફીલ્અર્દિ વ લા ફીસ્સમાઈ વહુવસ્સમીઉલ અલીમ.'**

**ભાવાર્થ :**

અલ્લાહના નામથી અમે સવાર કરી (યા સાંજ કરી) જેના નામની સાથે આસમાન કે જમીનમાં કોઈ ચીઝ નુકસાન નથી આપી શકતી અને તે સાંભળનાર–જાણનાર છે.



અને ત્રણ વખત આ દુઆ માંગે :–

**'અઊઝુ બિ કલિમાતિલ્લાહિત્તામ્માતિ કુલ્લિહા મિન્ શર્રિ મા ખલક.'**

**ભાવાર્થ :**

હું અલ્લાહના કલિમાતે તામ્મહ (પરિપૂર્ણ વચનો)થી પનાહ લઉં છું તેની દરેક મખ્લૂકની બુરાઈથી.

['અદબુલ મુફરદ', 'ઈબ્ને હિબ્બાન ', 'હાકિમ']

# ફજરની નમાઝ બાદ અને રાતે પઢવાના મસનૂન અવરાદ

[૧]

- સૂરએ 'ફાતિહા' એક વખત.
- 'આયતુલ કુરસી' એક વખત.
- **'શહીદલ્લાહુ અન્નહુ લા ઈલાહ ઈલ્લા હુવ વલ્મલાઈકતુ વ ઊલૂલ ઈલ્મિ કાઈમમ્ બિલ્કિસ્તિ....(છેલ્લી આયત ) ફઈન્નલ્લાહ સરીઉલ્હિસાબ'** સુધી એક વખત.

[૨]

સૂરએ 'ફાતિહા', 'આયતુલ કુરસી' અને તેના સાથેની આયતો પાંચેવ નમાઝો પછી પઢી લીયા કરે તો :–

- જન્નત તેનું ઠેકાણું થાય.
- ખતીરતુલ કુદસ (અતિ વિશાળ અને પવિત્ર સ્થાન)માં રહે.
- અલ્લાહ તઆલા દરરોજ તેના પર સિત્તેર વખત નઝરે રહમતથી જુએ.
- સિત્તેર હાજતો તેની પૂરી ફરમાવશે અર્થાત્ તેની મગફિરત છે.

['ઈબ્ને સિન્ની']

[૩]

ત્રણ વખત :–

**'રદીતુ બિલ્લાહિ રબ્બંવ વ બિલ્ઈસ્લામિ દીનંવ વ બિમુહમ્મદિન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નબીય્યંવ વ રસૂલા.'**

ભાવાર્થ :

હું અલ્લાહ તઆલાને પરવરદિગાર માનવા પર અને ઈસ્લામને દીન માનવા પર અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને નબી માનવા પર રાજી છું.

ફઝીલત :

એને ત્રણ વખત પઢી લેવાથી અલ્લાહ તઆલા કિયામતના દિવસે એટલું ઈનામ આપશે કે એનો પઢનારો રાજી થઈ જશે. ['હિસ્ને હસીન']

[૪]

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ખુબૈબ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'સાંજે અને સવારે (અર્થાત્ દિવસ શરૂ થાય ત્યારે અને રાત શરૂ થાય ત્યારે ) તમે :–

- 'કુલ હુવલ્લાહુ અહદ'
- 'કુલ અઊઝુ બિરબ્બિલ ફલક' અને
- 'કુલ અઊઝુ બિરબ્બિન્નાસ'

ત્રણ વખત પઢી લેતા રહો. એ દરેક ચીઝના માટે તમારા માટે કાફી છે.

['સુનને અબી દાઉદ' 'મઆરિફુલ હદીસ']



**'ફ સુબ્હાનલ્લાહિ હીન તુમ્સૂન વ હીન તુસ્બિહૂન. વલહુલ્હમ્દુ ફીસ્સમાવાતિ વલ્અર્દિ વ અશિય્યંવ વ હીન તુઝહિરૂન. યુખ્રિજુલ હય્ય મિનલ મય્યિતિ વ યુખ્રિજુલ્ મય્યિત મિનલ હય્યિ વ યુહ્યિલ અર્દ બઅ્દ મવતિહા વ કઝાલિક તુખ્રજૂન.'**

**ભાવાર્થ :**

તો તમે અલ્લાહની પાકી બયાન કરો સાંજના સમયે અને સવારના સમયે તેમજ તમામ આસમાનો અને જમીનોમાં. તેના જ માટે હમ્દ (વખાણ) છે અને ઝવાલ બાદ પણ અને ઝોહરના સમયે પણ. તે જીવંતને નિર્જીવ અને નિર્જીવને જીવંત (બનાવીને) બહાર લાવે છે તથા જમીનને મુર્દહ (મૃત) થઈ જવા બાદ (ફરીથી) જીવંત કરે છે અને એ જ પ્રમાણે તમે ઉઠાવવામાં આવશો.

**ફઝીલત :**

રાતે પઢે તો દિવસના તમામ અઝકાર અને અવરાદની કમી પૂરી કરી દેવામાં આવે છે તથા સવારે પઢે તો રાતના અવરાદ અને અઝકારની કમી પૂરી કરી દેવામાં આવે છે. ['સિહાહ સિત્તહ']



અબ્દુલ્લાહ ઈબ્ને ગન્નામ બયાઝી (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે બંદો સવાર થતાં અલ્લાહ તઆલાના હુઝૂરમાં અરજ કરે :–

**'અલ્લાહુમ્મ મા અસ્બહ બી મિન્નિઅ્મતિ અવ બિઅહદિમ મિન્ખલ્કિક ફમિન્ક વહ્દક લા શરીક લક લકલ્હમ્દુ વ લકશ્શુક્ર.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! આ સવારના સમયે જે કોઈ પણ નેઅમત મારા પર યા કોઈ પણ બીજી મખ્લૂક પર છે તે માત્ર તારા જ તરફથી છે. તું એકલો છે, તારો કોઈ શરીક નથી. તારા જ માટે હમ્દ (વખાણ) છે અને તારા જ માટે શુક્ર છે.



તો તેણે તે દિવસની તમામ નેઅમતોનો શુક્ર અદા કરી દીધો અને જેણે સાંજ થતાં અલ્લાહ તઆલાની હુઝૂરમાં એ જ પ્રમાણે અરજ કરી તો તેણે પૂરી રાતની નેઅમતોનો શુક્ર અદા કરી દીધો. ['મઆરિફુલહદીસ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

હઝરત અબૂબકર સિદીક (રદિ.)એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી કે,

'મને ઝિક્ર અને દુઆના તે શબ્દો શીખવો જેને હું સવાર–સાંજ પઢી લેતો રહું.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલાથી આ પ્રમાણે અરજ કર્યા કરો :–

**"અલ્લાહુમ્મ ફાતિરસ્સમાવાતિ વલ્અર્દિ આલિમલ ગયૂબિ વશ્શહાદતિ રબ્બ કુલ્લિ શયઈવ વ મલીકહૂ અશ્હદુ અન લા ઈલાહ ઈલ્લા અન્ત અઊઝુબિક મિનૂશર્રિ નફસી વ શર્રિશ્શયતાનિ વ શિર્કિહી."**

ભાવાર્થ :

હે અલ્લાહ ! પેદા કરનાર આસમાનો અને જમીનોનો, ગાયબ અને હાજરના જાણકાર (આપ) દરેક વસ્તુના પાલનહાર અને તેના માલિક છો. હું ગવાહી (સાક્ષી) આપું છું કે આપના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી અને હું આપથી પનાહ ચાહું છું પોતાના નફસની બુરાઈથી તથા શયતાનની બુરાઈથી અને તેના શિર્કથી.



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'હે અબૂબકર ! તમે અલ્લાહ તઆલાથી આ દુઆ કરતા રહો સવારે અને સાંજે તથા સૂવા માટે બિસ્તર પર લેટતી વખતે.'

['સુનને અબી દાઉદ ', 'જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']



હઝરત મુઆઝ ઈબ્ને જબલ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારો હાથ પકડીને મને ફરમાવ્યું કે,

'હે મુઆઝ ! મને તારાથી મુહબ્બત છે.

મેં અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને પણ આપથી મુહબ્બત છે.'

આપે ફરમાવ્યું કે,

'તો (આ મુહબ્બતના જ કારણે હું તમને કહું છું કે), દરેક નમાઝ બાદ અલ્લાહ તઆલાથી આ દુઆ જરૂર કરતા રહો અને કદિ એને ન છોડો :–

**"રબ્બિ અઈન્ની અલા ઝિક્રિક વ શુક્રિક વ હુસ્નિ ઈબાદતિક."**

**ભાવાર્થ :**

હે મારા પરવરદિગાર ! મારી મદદ ફરમાવ અને મને તૌફિક આપ પોતાના ઝિક્રની, પોતાના શુક્રની અને પોતાની સારી ઈબાદતની.

['મુસ્નદે અહમદ ', 'સુનને અબી દાઉદ ', 'સુનને નસાઈ', 'ઝાદુલ મઆદ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે કે,

મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી કે,

યા રસૂલલ્લાહ ( સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને કોઈ એવી દુઆ શીખવી દો જેને હું મારી નમાઝમાં માંગતો રહું.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'આ પ્રમાણે અરઝ કરતા રહો :–

**"અલ્લાહુમ્મ ઈન્ની ઝલમ્તુ નફસી ઝુલ્મન કસીરંવ્ વલા યગ્ફિરુઝ્ઝુનૂબ ઈલ્લા અન્ત ફગ્ફિર્લી મગ્ફિરતમ મિન ઈન્દિક વર્હમ્ની ઈન્નક અન્તલ ગફૂરુર્રહીમ."**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! મેં મારા નફસ પર ઘણો જુલ્મ કર્યો અને એમાં શક નથી કે તારા સિવાય ગુનાહોને કોઈ બક્ષી નથી શકતો. તો તું પોતાના તરફથી ખાસ બક્ષીશથી મને બક્ષી દે અને મારા પર રહમ ફરમાવી દે ! બેશક તું જ બક્ષનારો અત્યંત રહમવાળો છે.

['બુખારી', 'મુસ્લિમ', 'મદારિજુન નુબુવ્વહ']



# સવાર–સાંજની તસ્બીહો

## તસ્બીહે ફાતિમા

'મુસ્નદે ઈમામ અહમદ' (કિતાબમાં) હઝરત ઉમ્મે સલમા (રદિ.)થી એક રિવાયત છે કે,

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ કલિમાત પોતાની સાહબઝાદી હઝરત ફાતિમા (રદિ.)ને શીખવ્યા, જયારે તેણી એક ગુલામ માંગવાના માટે હાજર થઈ ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'સૂતી વખતે તમે :–

- ૩૩ (તેત્રીસ) વખત **'સુબ્હાનલ્લાહ'**
- ૩૩ (તેત્રીસ) વખત **'અલ્હમ્દુલિલ્લાહ'** અને
- ૩૩ (તેત્રીસ) વખત **'અલ્લાહુ અકબર'** પઢયા કરો અને
- ૧ (એક) વખત (નીચે પ્રમાણે) પઢો :–

**'લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ લહૂલ્મુલ્કુ વલહુલ્હમ્દુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર.'**

**ભાવાર્થ :**

અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. તે એકલો છે. તેનો કોઈ શરીક (ભાગીદાર) નથી. તેના જ માટે મુલ્ક છે અને તેના જ માટે બધી તા'રીફો–વખાણો છે અને તે સર્વ શકિતમાન છે.



ઉમ્મતની વ્યકિતઓ માટે મુસ્તહબ છે કે દરેક નમાઝ બાદ આ (ઉપર લખેલા કલિમાત) પઢયા કરે અને ૧૦૦ (સો)ની સંખ્યા પૂરી કરવા માટે એક વખત ઉપર લખેલી દુઆ પઢયા કરે. ['ઝાદુલ મઆદ']



જો ફજર અને મગરિબની નમાઝ બાદ પોતાની જગાએ બેઠાં બેઠાં, કોઈ વાત કરવાથી પહેલાં દસ વખત (નીચે પ્રમાણે) પઢશે તો તેના માટે આ વિર્દ નેકીઓને કાયમ કરવા, બદીઓને મિટાવવા અને દરજ્જાતની બુલંદીના માટે મહાન તાસીર ધરાવે છે.

**'લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ લહુલ્મુલ્કુ વલહુલ્હમ્દુ યુહયી વ યુમીતુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર.'**

**ભાવાર્થ :**

અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. તે એકલો છે, તેનો કોઈ શરીક (ભાગીદાર) નથી. તેના જ માટે મુલ્ક છે, તેના જ માટે બધી તા'રીફ (વખાણ) છે. તેના જ હાથમાં ખૈર છે. તે જીવંત કરે છે અને મારે છે અને તે સર્વ શકિતમાન છે.

['મદારિજુન નુબુવ્વહ', 'ઝાદુલ મઆદ']

## બીજી તસ્બીહો

[૧]

૧૦૦ (સો) વખત સવારે અને
૧૦૦ (સો) વખત સાંજે પઢે :–

**'સુબ્હાનલ્લાહિલ્અઝીમિ વબિહમ્દિહી'**

[૨]

સવારે અને સાંજે સો–સો (૧૦૦) વખત પઢે :–

**સુબ્હાનલ્લાહિ** **અલ્હમ્દુલિલ્લાહિ**
**લા ઈલાહ ઈલ્લલ્લાહુ** **અલ્લાહુ અકબર**

[૩]

સો (૧૦૦) વખત દરરોજ પઢે :–

**'સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહી'**

[૪]

જયારે સૂવાનો ઈરાદો કરે ત્યારે આ પઢે :-

**'સુબ્હાનલ્લાહ'** ૩૩ (તેત્રીસ) વખત.
**'અલ્હમ્દુલિલ્લાહ'** ૩૩ (તેત્રીસ) વખત.
**'અલ્લાહુ અકબર'** ૩૪ (ચોત્રીસ) વખત.

[૫]

જયારે તહજ્જુદના માટે ઊઠે ત્યારે આ પઢે :–

**'અલ્લાહુ અકબર'** ૧૦ (દસ) વખત.

**'અલ્હમ્દુલિલ્લાહ'** ૧૦ (દસ) વખત.

**'સુબ્હાનલ્લાહ'** ૧૦ (દસ) વખત.

**'અસ્તગ્ફિરુલ્લાહ તઆલા રબ્બી મિન કુલ્લિ ઝમ્બિંવ વ અતૂબુ ઈલયહ'** ૧૦ (દસ) વખત.

[૬]

દરેક નમાઝ પછી પઢે :–

**'સુબ્હાનલ્લાહ'** ૩૩ (તેત્રીસ) વખત

**'અલ્હમ્દુલિલ્લાહ'** ૩૩ (તેત્રીસ) વખત.

**'અલ્લાહુ અકબર'** ૩૪ (ચોત્રીસ) વખત.

**'લા ઈલાહ ઈલ્લલ્લાહ'** ૧૦ (દસ) વખત.

[૭]

દરેક નમાઝ પછી પઢે :–

**''સુબ્હાનલ્લાહ'** ૧૦૦.(સો) વખત.

**'અલ્હમ્દુલિલ્લાહ'** ૧૦૦ (સો) વખત.

**'અલ્લાહુ અકબર'** ૧૦૦ (સો) વખત.

**'લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'** ૧ (એક) વખત.

[૮]

**'સુબ્હાન રબ્બિક રબ્બિલ ઈઝઝતિ અમ્મા યસિફૂન વ સલામુન અલલ મુર્સલીન વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન'** ૧ (એક) વખત.

[૯]

**'સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહી'** પુષ્કળ પ્રમાણમાં (સંખ્યા કે સમય નક્કી કર્યા વગર) પઢે.



## તસ્બીહાતની ગણતરી

તસ્બીહાત પઢવા માટે કેટલીક ચોક્કસ સંખ્યાઓ પણ જણાવેલી છે એટલે તેને ગણવા માટે બે રીતો છે :–

(૧) તસ્બીહ (માળા)થી ગણવું

(૨) આંગળીઓના કાપાઓ વડે ગણવું

આ બંને રીતો મસનૂન છે.

આંગળીઓ વડે ગણવાની એક રીત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કવલી અને ફેઅલી (વચન અને આચરણ)ની હદીસથી સાબિત છે એટલા માટે તેમાં વધારે ફઝીલત છે. ['અવરાદે રહમાની']

## આંગળીઓ પર ગણતરી કરવી

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

'આંગળીઓ પર 'કલિમએ તય્યિબહ' અને 'તસ્બીહાત' ને ગણતા રહો, કારણ કે કિયામતના દિવસે એ આંગળીઓથી પણ પૂછપરછ થશે કે પોતાના આ'માલ બતાઓ. તેમને બોલવાની શકિત આપવામાં આવશે.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર મારા મા–બાપ કુર્બાન થાય કે આપનો નમૂનો દરેક ચીજમાં આપણી સામે છે.

['શર્હે શમાઈલે તિરમિઝી']



હદીસ શરીફમાં છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સહાબા (રદિ.)ને હુકમ ફરમાવ્યા કરતા હતા કે તેઓ :–

'તકબીર' (**'અલ્લાહુ અકબર'**)

'તકદીસ' (**'સુબ્હાનલ મલિકિલ કુદુસ'**) અને

'તહલીલ' (**'લા ઈલાહ ઈલ્લલ્લાહ'**)

–ની સંખ્યાનો ખ્યાલ રાખ્યા કરે અને તેને આંગળીઓ પર ગણતા રહે.

ફરમાવ્યું કે,

એટલા માટે કે, કિયામતના દિવસે આંગળીઓથી પૂછવામાં આવશે અને તે બતલાવશે કે કેટલી સંખ્યામાં તકબીર, તકદીસ અને તહલીલ કરી હતી. ['હિસ્ને હસીન', 'શમાઈલે તિરમિઝી']



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે,

'મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જમણા હાથની આંગળીઓ પર તસ્બીહ પઢતા જોયા છે.'

['શમાઈલે તિરમિઝી', 'હિસ્ને હસીન']

## નમાઝ બાદના અવરાદ

સ્પષ્ટ રહેવું જોઈએ કે, નમાઝ બાદ દુઆઓ અને અઝકાર, જે વિવિધ હદીસોમાં આવ્યા છે, જેમ કે અગાઉ દર્શાવેલી દુઆઓ વગેરે ....ને નમાઝ બાદ સંલગ્ન (અનુસંધાન) કરીને, ફસ્લ વગર (વિક્ષેપ કર્યા વગર, નિરંતર) પઢવાની તા'લીમ આપવામાં આવી છે.

'બાદ નિરંતર'નો અર્થ એ છે કે, નમાઝ અને આ દુઆઓના દરમિયાન એવી કોઈ ચીઝમાં મશગૂલ ન થાય જે યાદે ઈલાહીના વિરુદ્ધ હોય અને જો ખામોશ એટલો સમય રહે કે તેને વધારે ન સમજવામાં આવતું હોય તો વાંધો નથી, જેથી નમાઝથી ફારિગ થવા બાદ જે કંઈ પણ ઉપર નિર્દેશિત કારણોને અનુરૂપ પઢે તેને 'નમાઝ બાદ' જ કહેવામાં આવશે.

હવે રહ્યું એ કે, ફર્ઝ (નમાઝ) બાદ સુન્નતે મુઅક્કદહ પઢવું, ફર્ઝ નમાઝ અને મજકૂર અઝકાર તથા દુઆઓના દરમિયાન વિક્ષેપ અને વિલંબનું કારણ છે કે નથી ? આ બાબત પર પણ અહીં નજર નાખવાની જરૂર છે.

દેખીતું એ છે કે, એ વિક્ષેપ ન થશે અને હદીસોમાં જે આવ્યું છે કે, કેટલીક દુઆઓ અને અઝકાર, જેને નમાઝો પછી તુરંત પઢે, તેનો એવો તકાઝો (આગ્રહ) નથી કે તેને ફર્ઝની સાથે મેળવે, બલ્કે તેમનું સ્થાન તે સુન્નતોના બાદ, બીજી કોઈ પ્રવૃત્તિ વગર છે, જે ફર્ઝના તાબે છે અને જે સુન્નતો ફર્ઝના તાબે નથી ત્યાં ફર્ઝ બાદ સંલગ્ન પઢવું કાફી છે.

કેટલીક રિવાયતોમાં છે કે, ફર્ઝ અને સુન્નતોના દરમિયાન કેટલીક દુઆઓ અને અઝકારથી ફસ્લ (વિક્ષેપ) કરવું ઈખ્તિયારી (સ્વૈચ્છિક) છે, પરંતુ બેહતર એ છે કે, કોઈ ટુંકી દુઆ અને ઝિક્રથી ફસ્લ (વિક્ષેપ) કરે તથા જે દુઆઓ તેમજ અઝકાર લાંબા છે તેને સુન્નતો પછી પઢે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કોઈ એવી દુઆ અને ઝિક્રથી ફસ્લ (વિક્ષેપ) જેને મસ્જિદમાં હમેશાં કરતા રહ્યા હોય, જેમ કે 'આયતુલ કુર્સી' અને તસ્બીહાતનું પઢવું સાબિત નથી.(કોઈ કોઈ વાર પઢવું જુદી બાબત છે. આ ચર્ચા નિરંતર અને સતત પઢવા વિશે છે.)

સારાંશ એ છે કે, જયારે ઈમામ ઝોહર, મગરિબ અને ઈશામાં સલામ ફેરવે ત્યારે, એ ફરઝો પછી સુન્નતો હોવાથી, બેસીને વિલંબ કરવું મકરૂહ છે. તેને લાઝિમ છે કે, ટુંકી દુઆ બાદ સુન્નતના માટે ઊભો થઈ જાય.

અને તે નમાઝો જેના બાદ સુન્નતો નથી ત્યાં પોતાની જગાએ કિબ્લારૂ, મોડે સુધી બેસી રહેવામાં કંઈ વાંધો નથી.

['મદારિજુન નુબુવ્વહ']

## અંદાઝે કિરાઅત

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો નિયમ તિલાવતમાં તરતીલનો હતો. તેઝી અને ઉતાવળથી તિલાવત ન ફરમાવતા, બલકે એકે એક હર્ફ (અક્ષર) અદા કરીને સુસ્પષ્ટ રીતે તિલાવત ફરમાવતા. આપ એકે–એક આયતની તિલાવત વકફ્ફ કરીને (પૂર્ણવિરામ આગળ થોભીને) તેમ જ મદના હુરૂફ (અક્ષરો)ને ખેંચીને પઢતા. દાખલા તરીકે **'રહમાન'** અને **'રહીમ'**ને મદથી પઢતા.

તિલાવતની શરૂઆતમાં આપ શયતાને રજીમ (દુષ્ટ શયતાન)થી અલ્લાહની પનાહ માંગતા અને પઢતા :–

**'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ'**

અને કોઈ કોઈ વખત આ પ્રમાણે પઢતા :–

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનશ્શયતાનિર્રજીમિ મિન હમ્ઝિહી વ નફખિહી વ નફસિહી.'**

□

હઝરત ઉમ્મે સલમા(રદિ.) ફરમાવે છે કે,

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તિલાવતમાં દરેક આયતને જુદી જુદી કરીને– અલગ અલગ એવી રીતે પઢતા કે :–

**'અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન'** પર થોભતા. પછી **'અર્રહમા નિર્રહીમ'** પર થોભતા. પછી **'માલિકિ યવ્મિદ્દીન'** પર થોભતા.

['શમાઈલે તિરમિઝી']



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને કૈસ (રદિ.) ફરમાવે છે કે,

મેં હઝરત આયશા (રદિ.)થી પૂછયું કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કુર્આન મજીદ ધીમેથી પઢતા હતા કે પુકારીને ?'

તેમણે ફરમાવ્યું કે,

'બંને રીતે નિયમ હતો.'

મેં કહયું કે,

'અલ્હમ્દુલિલ્લાહ. અલ્લાહ તઆલાનો શુક્ર અને એહસાન છે જેણે બંને રીતે સહૂલત આપી.'

(અર્થાત્ સમય અનુસાર જેવું યોગ્ય હોય, મોટેથી કે ધીમેથી પઢી શકે.) ['શમાઈલે તિરમિઝી']



હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે,

તેમનાથી કહેવામાં આવ્યું કે, કેટલાક લોકો પૂરું કુર્આન એક રાતમાં એક વખત યા બે વખત પઢી લેતા હતા.

તેમણે ફરમાવ્યું કે,

'તેમણે પઢયું પણ અને નહીં પણ પઢયું.'

(અર્થાત્ અલ્ફાઝ–શબ્દોની તો તિલાવત કરી લીધી, પરંતુ તેનો હક અદા નહીં કર્યો.)

હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે તમામ રાત ઊભી રહેતી હતી અને આપ નમાઝમાં સૂરએ **'બકર'**, **'આલિ ઈમરાન'** તેમજ સૂરએ **'નિસાઅ'** પઢતા હતા, તો આપ કોઈ આયત પર જેમાં ખૌફ

(નો વિષય) હોય, નહીં ગુઝરતા હતા, પરંતુ અલ્લાહ તઆલાથી દુઆ કરતા હતા અને (અમન–શાંતિ અને સલામતી) માંગતા હતા.'

(અર્થાત્ નફલ નમાઝમાં આ પ્રકારની આયતોના મઝમૂનનો હક અદા કરવામાં એટલો સમય લાગી જતો હતો કે આખી રાતમાં એક મંઝિલ પઢી શકતા હતા.) ['મુસ્નદે ઈમામ અહમદ']

(૧)

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નવાફિલમાં ક્યારેક એટલો લાંબો કિયામ ફરમાવતા (મોડે સુધી ઊભા રહેતા) કે પવિત્ર પગો પર સોજા આવી જતા અને મુબારક સીનામાંથી હાંડી ઉકળવાના જેવો અવાજ આવતો હતો.

(આ ખુદા તઆલાના ખૌફના કારણે થતું હતું.)

(૨)

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તે ઈબાદત વધારે મહબૂબ (પ્રિય) હતી જે હમેશાં અદા થઈ શકે. ['બુખારી']

(૩)

જયારે આપ ઈમામ હોય ત્યારે એવી હલકી–ફુલકી નમાઝ પઢાવતા જે મુકતદીઓને ભારે ન લાગે. ['નસાઈ']

(૪)

જયારે એકલા નમાઝ પઢતા ત્યારે ઘણી લાંબી નમાઝ પઢતા. ['નસાઈ']



જયારે (આપ) નફલ નમાઝમાં મશગૂલ હોય ત્યારે જો કોઈ શખ્સ પાસે આવીને બેસતો તો આપ નમાઝને ટુંકાવી દેતા અને તેની (આવનાર શખ્સની) જરૂરત પૂરી કરી દીધા પછી ફરી પાછા નમાઝમાં મશગૂલ થઈ જતા, જો કે આપને અલ્લાહ તઆલાની તરફ પરિપૂર્ણ એકાગ્રતા અને કુર્બે ખુસૂસી હાસિલ હતા.

આપ નમાઝ શરૂ કરતા તો લાંબી કરી દેતા. પછી કોઈ બાળકના રડવાનો અવાજ સાંભળતા તો એ ખ્યાલથી ટુંકાવી દેતા કે કયાંક માતા પર બોજ ન થાય. ['ઝાદુલ મઆદ']



આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઊભા ઊભા, બેસીને, સૂઈને, વુઝૂ અને વગર વુઝૂએ (જનાબત સિવાય) હર હાલતમાં કુર્આન પાક પઢી લેતા અને તેની તિલાવતથી મનાઈ ન ફરમાવતા અને આપ બેહતરીન અંદાઝથી તિલાવત ફરમાવતા. ['ઝાદુલ મઆદ']



હઝરત સઅદ ઈબ્ને હિશામ (રદિ.) હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત કરે છે કે,

તેમણે (હઝરત આયશા રદિ.એ )ફરમાવ્યું કે,

'મને યાદ નથી કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આખું કુર્આન કોઈ એક રાતમાં પઢયું હોય, અથવા આખી રાત અર્થાત્ ઈશાથી લઈને ફજર સુધી નમાઝ પઢી હોય, અથવા રમઝાન સિવાયના કોઈ મહિનામાં આખા મહિનાના રોઝા રાખ્યા હોય. અર્થાત્ આ વાતો આપે કદી નથી કરી.' ['મુસ્લિમ', 'મિશ્કાત']

## સવારી પર નવાફિલ નમાઝ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર સુન્નત એ હતી કે, આપ નવાફિલ સવારી પર પણ પઢી લેતા હતા. ભલે, ગમે તે તરફ પણ તેનું રુખ હોય. રુકૂઅ અને સિજદા ઈશારાથી કરતા. આપ સિજદો રુકૂઅના કરતાં કંઈક વધારે નીચો કરતા હતા. ['ઝાદુલ મઆદ']

## તિલાવતનો સિજદો

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કુર્આન (શરીફ)ની તિલાવત દરમિયાન જયારે કોઈ સિજદાના સ્થાનથી ગુઝરતા (અર્થાત્ સિજદાની આયત પઢતા) ત્યારે તકબીર કહેતા અને સિજદો કરતા.

['ઝાદુલ મઆદ']



# તિલાવતનો સિજદો વાજિબ છે

તિલાવતનો સિજદો કરવાની રીત એ છે કે :—

- **'અલ્લાહુ અકબર'** કહીને સિજદો કરે.
- **'અલ્લાહુ અકબર'** કહેતી વખતે હાથ ન ઉઠાવે.
- સિજદામાં ઓછામાં ઓછા ત્રણ વખત **'સુબ્હાન રબ્બિયલ આ'લા'** કહે.
- તે પછી **'અલ્લાહુ અકબર'** કહીને શિર ઉઠાવે.

**સૂચના :** જે ચીઝો નમાઝના માટે શર્ત છે તે જ તિલાવતના સિજદા માટે પણ શર્ત છે. અર્થાત્ :—

વુઝૂ હોવું, જગા પાક હોવી, બદન અને કપડાં પાક હોવા, ક્બ્લિારુખ હોવું. ['બિહિશ્તી ઝેવર']

## શુક્રનો સિજદો

**[શુક્રનો સિજદો સુન્નતે ગયર મકસૂદહ છે.]**

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબએ કિરામ (રદિ.)ની સુન્નત છે, જેવું કે હઝરત અબૂબકર (રદિ.) ફરમાવે છે કે,

'જયારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખૂશીની કોઈ ખબર મળતી યા કોઈ ખૂશીનો બનાવ બનતો ત્યારે આપ અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરવાના માટે સિજદામાં ઢળી પડતા હતા.'

['અબૂ દાઉદ', 'તિરમિઝી ', 'મિશ્કાતુલ મસાબીહ']



હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જયારે પોતાના પરવરદિગારના તરફથી બશારત (ખૂશખબર) મળી કે,

'' જેણે આપ પર દુરૂદ મોકલ્યું, હું તેના પર રહમ કરીશ અને જેણે આપ પર સલામ મોકલ્યા, હું તેના પર સલામ મોકલીશ.'' ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે શુક્રનો સિજદો અદા કર્યો.

['ઝાદુલ મઆદ']

અલ્લામા શામી (રહ.) ફરમાવે છે કે,

જે શખ્સને કોઈ નવી નેઅમત મળે યા અલ્લાહ તઆલા તેને માલ કે અવલાદ અતા ફરમાવે યા તેનાથી કોઈ મુસીબત દૂર થાય તો તેના માટે મુસ્તહબ છે કે, તે અલ્લાહ તઆલાની સમક્ષ શુક્રનો સિજદો અદા કરે અને તેમાં અલ્લાહ તઆલાની હમ્દ, તસ્બીહ અને તકબીર પઢે. પછી તે જ પ્રમાણે શિર ઉઠાવી લે જેવી રીતે તિલાવતના સિજદામાંથી શિર ઉઠાવવામાં આવે છે.

આ બાબતમાં ઘણી બધી હદીસો મોજૂદ છે અને હઝરત અબૂબકર (રદિ.), હઝરત ઉમર (રદિ.) અને હઝરત અલી (રદિ.)થી પણ શુક્રનો સિજદો અદા કરવો સાબિત છે. ['શામી' જિલ્દ : ૧, પૃષ્ઠ : ૫૨૪]

## વિવિધ નમાઝોમાં કિરાઅત

- રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝમાં સૂરએ ' ફાતિહા' બાદ કોઈ સૂરત મેળવીને પઢતા હતા.
- સવારની નમાઝમાં કિરાઅતને સાંઠ (૬૦) આયતોથી સો (૧૦૦) આયતો સુધી લાંબી કરતા.
- કયારેક સૂરએ 'કાફ'[૧] પઢતા અને કયારેક સૂરએ 'રૂમ'[૨] પઢતા.
- કયારેક કિરાઅત ટુંકી કરતા.
- સફરમાં 'મુઅવ્વઝતૈન'[3] પઢતા.
- જુમ્આના દિવસે ફજરમાં સૂરએ 'અલિફ–લામ–મીમ તંઝીલ સિજદહ'[૪] પહેલી રકાતમાં અને 'હલ અતા અલલ ઈન્સાનિ'[૫] બીજી રકાતમાં પઢતા.
- જુમ્આની નમાઝમાં સૂરએ 'મુનાફિકૂન'[૬] અને કયારેક 'સબ્બિ હિસ્મ રબ્બિકલ્ અઅલા'[૭] યા સૂરએ 'ગાશિયહ'[૮] પઢતા.



---

૧ સૂરએ 'કાફ' : પારહ : ૨૬
૨ સૂરએ 'રૂમ' : પારહ : ૨૧
૩ 'મુઅવ્વઝતૈન' : સૂરએ 'ફલક' અને સૂરએ 'નાસ', પારહ : ૩૦
૪ સૂરએ 'સિજદહ' : પારહ : ૨૧
૫ 'હલ અતા અલલ ઈન્સાનિ' : સૂરએ દહ્ર, પારહ : ૨૯
૬ સૂરએ 'મુનાફિકૂન' : પારહ : ૨૮
૭ 'સબ્બિ હિસ્મ રબ્બિકલ અઅલા' : સૂરએ 'અઅલા', પારહ : ૩૦
૮ સૂરએ 'ગાશિયહ' : પારહ : ૩૦

B
6

સારાંશ એ છે કે, હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝમાં મસ્લિહત અને હિકમત પ્રમાણે સમયનો જે તકાઝો હોય તે પ્રમાણે લાંબી કે ટુંકી સૂરતોમાંથી જે ચાહતા તે પઢતા. જેવું કે હઝરત ઉમર(રદિ.)ની હદીસમાં આવ્યું છે અને જે ઘણું મશહૂર અને મઅમૂલ છે અને જેના પર અકસર ફુકહાનો અમલ છે કે :–

- ફજર અને ઝોહરમાં **'તિવાલે મુફસ્સલ'** [૯] પઢતા.
- અસર અને ઈશામાં **'અવસાતે મુફસ્સલ'**[૧૦] પઢતા અને
- મગરિબમાં **'કિસારે મુફસ્સલ'**[૧૧] પઢતા.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મઅમૂલ (નિયમ) અકસર ઉસૂલમાં એ જ પ્રમાણે હતો. એ બાબતમાં અખબાર અને આસાર (વૃતાંતો અને અલામતો) મોટા પ્રમાણમાં છે. હનફીઓની નઝદીક આ અમલમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુદાવમત(સાતત્ય) સાબિત નથી.

હનફીઓની નઝદીક કોઈ વખતની સાથે કોઈ સૂરતને નક્કી કરી લેવું મકરૂહ છે.

શયખ ઈબ્ને ઈલ્હામ નકલ કરે છે કે,

આ કરાહત એ સૂરત (સ્વરૂપ)માં છે કે, એને લાઝિમ સમજે અને એના સિવાયને મકરૂહ માને. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કિરાઅતથી તબર્રુક તરીકે તો કરાહત નથી, પરંતુ શરત એ છે કે, કદી કદી એના સિવાય પણ પઢયા પણ કરે, જેથી કોઈને એ ગુમાન (ધારણા) ન થાય કે એ જાઈઝ નથી. ['મદારિજુન નુબુવ્વહ']

## ફજરની સુન્નતમાં કિરાઅત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફજરની સુન્નતની બે રકાતોમાં **'કુલ યા અય્યુહલ કાફિરૂન'** અને સૂરએ **'કુલ હુવલ્લાહુ અહદ'** પઢી.

૧૦ અવસાતે મુફસ્સલ : સૂરએ 'બુરૂજ'થી સૂરએ 'લમ યકુન' સુધીની સૂરતો પૈકી
૧૧ કિસારે મુફસ્સલ : સૂરએ 'ઈઝા ઝુલઝિલત'થી સૂરએ 'નાસ' સુધીની સૂરતો પૈકી

એક હદીસમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ ઈરશાદ નકલ કરવામાં આવ્યો છે કે,

'આ બંને સૂરતો કેવી સરસ છે કે સવારની સુન્નતોમાં પઢવામાં આવે છે !'

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



કેટલીક હદીસોમાં બીજી સૂરતોને પઢવું પણ સાબિત છે.

['ખસાઈલે નબવી']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફજરની નમાઝમાં :–

(૧) સૂરએ **'કાફ'** અને એના જેવી બીજી સૂરતો પઢયા કરતા હતા અને બાદમાં આપની નમાઝ હલકી રહેતી હતી.

['મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

(૨) કયારેક સૂરએ 'વલ્લયૂલિ ઈઝા અસ્અસ' ( 'અત્તકવીર') (પઢતા.)

['મુસ્લિમ']

(૩) કયારેક સૂરએ **'મૂમિનૂન'** ['મુસ્લિમ']

(૪) અને સૂરએ **'ઈઝાઝુલ ઝિલતૂ'** ['સુનને અબૂ દાઉદ']

(૫) (ઈબ્ને અબ્બાસ રદિ.ની રિવાયત પ્રમાણે) સૂરએ 'બકરહ'ની આયાત :–

**'કુલૂ આમન્ના બિલ્લાહિ વમા ઉન્ઝિલ ઈલયના.....** (છેવટ સુધી)' અને સૂરએ 'આલિ ઈમરાન'ની આ આયાત :–

**'કુલ યા અહ્લલ કિતાબિ તઆલવ ઈલા કલિમતિન સવાઈમ્ બયનના વ બયનકુમ....**(છેવટ સુધી)'

( ઉપર દર્શાવેલી સૂરતોને પઢવું પણ અહાદીસમાં આવ્યું છે.)

['સહીહ મુસ્લિમ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જુમ્આના દિવસે ફજરની પહેલી રકાતમાં **'અલિફ–લામ–મીમ તંઝીલ'** (અર્થાત્ સૂરએ **'સિજદહ'**) અને બીજી રકાતમાં 'હલ અતા અલલ ઈન્સાનિ' (અર્થાત્ સૂરએ **'દહ્ર'**) પઢયા કરતા હતા.

['સહીહ બુખારી', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

# ઝોહર અને અસર

હઝરત જાબિર ઈબ્ને સમુરહ (રદિ.)થી રિવાયત છે કે,
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

- ઝોહરની નમાઝમાં 'વલ્લયૂલિ ઈઝા યગ્શા' પઢતા હતા.
- બીજી એક રિવાયતમાં છે કે,
  સૂરએ 'સબ્બિ હિસ્મ રબ્બિકલ અઅલા' પઢતા હતા.
- અને અસરની નમાઝમાં પણ લગભગ એટલી જ મોટી સૂરત પઢતા હતા.
- અને સવારની નમાઝમાં એના કરતાં કંઈક લાંબી (સૂરત પઢતા હતા.)

['મુસ્લિમ ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ કતાદહ (રદિ.)થી રિવાયત છે કે,
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ :—

- ઝોહરની પહેલી બે રકાતોમાં સૂરએ 'ફાતિહા' અને તેના બાદ કોઈ એક સૂરત પઢતા હતા.
- અને છેવટની બે રકાતોમાં માત્ર સૂરએ 'ફાતિહા' પઢતા હતા.
- અને કદી કદી (સિર્રી નમાઝમાં પણ અમારી તાલીમના હેતુથી) એક—અર્ધી આયત આપ એટલા અવાજે પઢતા હતા કે અમે સાંભળી લેતા હતા.
- આપ પહેલી રકાતમાં લાંબી કિરાઅત ફરમાવતા હતા અને બીજી રકાતમાં એટલી લાંબી નહીં ફરમાવતા હતા.
- એ જ પ્રમાણે અસરમાં અને એ જ પ્રમાણે ફજરમાં આપનો મઅમૂલ (નિયમ) હતો.

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ ', 'મઆરિફુલ હદીસ']



## ઝોહરની સુન્નત

હઝરત અલી (રદિ.) ઝોહરથી પહેલાં ચાર રકાત પઢતા હતા અને આ ફરમાવ્યા કરતા હતા કે,

'હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ આ ચારે રકાતોને પઢતા હતા અને તેમાં લાંબી કિરાઅત ફરમાવતા હતા.'

**સ્પષ્ટીકરણ :**

ઈમામ ગઝાલી (રહ.)એ **'ઈહયાઉલ ઉલૂમ'**માં લખ્યું છે કે,

'આ ચાર રકાતોમાં પણ એ છે કે, સૂરએ **'બકરહ'** પઢે, નહીંતર કોઈ એવી જ સૂરત જે સો (૧૦૦) આયતોથી વધારે હોય (તે પઢે) કે જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ લાંબી કિરાઅતમાં થઈ જાય.'

## ઈશાની નમાઝ

હઝરત બરાઅ (રદિ.) ફરમાવે છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને (મેં) ઈશાની નમાઝમાં સૂરએ 'વત્તીનિ વઝઝયતૂનિ' પઢતા સાંભળ્યા અને મેં આપથી વધારે સારા અવાજવાળા કોઈને નથી સાંભળ્યા.'

['સહીહ બુખારી ', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત મુઆઝ (રદિ.)ને તાલીમ ફરમાવી કે,

ઈશાની નમાઝમાં :–

– સૂરએ **'વશ્શમ્સિ વ દુહાહા'**

– સૂરએ **'વદ્દુહા'**

– સૂરએ **'વલ્લયલિ'** અને

– **'સબ્બિ હિસ્મ રબ્બિકલ અઅલા'** પઢયા કરો.

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## જુમ્આ અને બંને ઈદોની નમાઝમાં કિરાઅત

હઝરત નુઅમાન ઈબ્ને બશીર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ :–

– બંને ઈદો અને જુમ્આની નમાઝમાં

**'સબ્બિ હિસ્મ રબ્બિકલ અઅલા'** અને

**'હલ અતાક હદીસુલ ગાશિયહ'** પઢયા કરતા હતા.

– જો ઈદ અને જુમ્આ બંને એક દિવસે સાથે થઈ જતા તો આપ બંને નમાઝોમાં એ જ બંને સૂરતો પઢતા હતા. ['સહીહ મુસ્લિમ']

બીજી હદીસમાં :–

**'કાફ વલ કુર્આનિલ મજીદ'** અને

**'ઈકતરબતિસ્સાઅતુ'**

પઢવું પણ નકલ થયેલું છે. ['સહીહ મુસ્લિમ']

## સૂરત નક્કી કરવી

હઝરત શાહ વલીઉલ્લાહ (રહ.) કિતાબ 'હુજજતુલ્લાહિલ બાલિગહ'માં લખે છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કેટલીક નમાઝોમાં કંઈક મસ્લિહતો અને ફાયદાઓને નઝર સમક્ષ રાખીને કેટલીક ખાસ સૂરતો પઢવી પસંદ ફરમાવી, પરંતુ કતઈ તૌર પર (અનિવાર્યપણે) ન તેને નક્કી કરી અને ન બીજાઓને તાકીદ ફરમાવી કે તેઓ એવું જ કરે.

એટલે આ બાબતમાં જો કોઈ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ (અનુસરણ) કરે (અને તે નમાઝોમાં તે જ સૂરતો અકસર અને બેશતર (અધિકતર) પઢે ) તો સારું છે અને જે એવું ન કરે તો તેના માટે પણ કંઈ વાંધો અને નુકસાન નથી. ['મઆરિફુલ હદીસ']

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જુમ્આ અને બંને ઈદો ઉપરાંત બીજી તમામ નમાઝોમાં સૂરત નક્કી કરીને પઢયા કરતા ન હતા. ફર્ઝ નમાઝોમાં નાની–મોટી સૂરતોમાંથી કોઈ એવી સૂરત નથી જે આપે ન પઢી હોય.

અને નવાફિલમાં એક એક રકાતમાં બે સૂરતો પણ આપ પઢી લેતા હતા, પરંતુ ફર્ઝમાં નહીં. નિયમાનુસાર આપની પહેલી રકાત બીજી રકાતના કરતાં મોટી રહેતી હતી. કિરાઅત પૂરી કર્યા બાદ જરા દમ લેતાં, પછી તકબીર કહેતા અને રુકૂઅમાં ચાલ્યા જતા. ['ઝાદુલ મઆદ']

હઝરત સુલયમાન ઈબ્ને યસાર (રહ.) તાબિઈ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત કરે છે કે,

તેમણે (પોતાના સમયના એક ઈમામની તરફ ઈશારો કરતાં) ફરમાવ્યું કે,

'મેં ફલાણા ઈમામની સરખામણીમાં બીજા કોઈ શખ્સના પાછળ એવી નમાઝ નથી પઢી જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નમાઝથી વધારે મુશાબેહ (મળતી આવતી) હોય.'

હઝરત સુલયમાન ઈબ્ને યસાર (રહ.) કહે છે કે,

'તે સાહબની પાછળ મેં પણ નમાઝ પઢી છે.

તેમનો નિયમ એ હતો કે :–

- ઝોહરની (પ્રથમ) બે રકાતો લાંબી પઢતા હતા અને છેલ્લી બે રકાતો હલકી પઢતા હતા.
- અસરની (બધી રકાતો) હલકી પઢતા હતા.
- મગરિબમાં કિસારે મુફસ્સલ પઢતા હતા.
- ઈશામાં અવસાતે મુફસ્સલ પઢતા હતા.
- ફજરની નમાઝમાં તિવાલે મુફસ્સલ પઢતા હતા.'

['સુનને નસાઈ']

**નોંધ :**

- **'મુફસ્સલ'** કુર્આન મજીદની આખરી મંઝિલની સૂરતોને કહેવામાં આવે છે અર્થાત્ સૂરએ 'હુજુરાત'થી કુર્આનના અંત સુધીની સૂરતો.

વળી **'મુફસ્સલ'** ના પણ ત્રણ ભાગો નીચે પ્રમાણે કરવામાં આવ્યા છે :–

(૧) **તિવાલે મુફસ્સલ :** સૂરએ **'હુજુરાત'**થી લઈને સૂરએ 'બુરૂજ' સુધીની સૂરતોને કહે છે.

(૨) **અવસાતે મુફસ્સલ :** સૂરએ **'બુરૂજ'**થી લઈને સૂરએ **'લમ યકુન'** સુધીની સૂરતોને કહે છે.

(૩) **કિસારે મુફસ્સલ :** સૂરએ **'લમ યકુન'**થી લઈને છેવટ સુધીની સૂરતોને કહે છે. ['મઆરિફુલ હદીસ']

□

જો નમાઝની પહેલી રકાતમાં કોઈ સૂરતનો કંઈક હિસ્સો પઢે અને બીજી રકાતમાં તે સૂરતનો બાકીનો હિસ્સો પઢે તો કરાહત વગર દુરુસ્ત છે.

અને એ જ પ્રમાણે જો પહેલી રકાતમાં કોઈ સૂરતનો દરમિયાની હિસ્સો યા શરૂઆતનો હિસ્સો પઢે, પછી બીજી રકાતમાં બીજી કોઈ સૂરતનો દરમિયાની યા શરૂઆતનો હિસ્સો પઢે, યા કોઈ આખી નાની સૂરત પઢે તો કરાહત વગર દુરુસ્ત છે. ['સગીરી']

પરંતુ એની આદત પાડવી ખિલાફે અવલા છે. બેહતર એ છે કે, દરેક રકાતમાં મુસ્તકિલ સૂરત પઢે. ['બિહિશ્તી ઝેવર']

## સુન્નતે મુઅક્કદહ

ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે હબીબહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે શખ્સ રાત–દિવસમાં ૧૨ (બાર) રકાતો (ફર્ઝ નમાઝો ઉપરાંત) પઢે તેના માટે જન્નતમાં એક ઘર તૈયાર કરવામાં આવશે.'

(એ બાર રકાતોની વિગત નીચે પ્રમાણે છે :–

૪ (ચાર) રકાત ઝોહરથી પહેલાં.

૨ (બે) રકાત ઝોહર બાદ.

૨ (બે) રકાત મગરિબ બાદ.

૨ (બે) રકાત ઈશા બાદ.

૨ (બે) રકાત ફજરથી પહેલાં.)

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ', 'શમાઈલે તિરમિઝી']

## ફજરની સુન્નત

હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'ફજરની બે રકાત સુન્નત દુનિયા અને દુનિયામાં જે કંઈ છે તેનાથી બેહતર છે.' ['મઆરિફુલ હદીસ', 'સહીહ મુસ્લિમ']

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જેણે ફજરની સુન્નતો નહીં પઢી હોય તેને જોઈએ કે તે સૂરજ નીકળવા બાદ તેને પઢી લે.'

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## ઝોહરની સુન્નત

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો નિયમ હતો કે, ઝોહરથી પહેલાંની ચાર રકાતો જયારે આપે નહીં પઢી હોય તો આપ તેને ઝોહરથી ફારિગ થવા બાદ પઢતા હતા.' ['જામિઅ તિરમિઝી']

## મગરિબ અને ઈશાની સુન્નત

બે રકાત સુન્નત મગરિબની ફર્ઝ (નમાઝ) પછી અને બે રકાત સુન્નત ઈશાની ફર્ઝ (નમાઝ) બાદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કયારે ય છોડી નથી. આ સુન્નત ફર્ઝથી ફારિગ થતાં જ ટુંકી દુઆ બાદ તરત જ મુસ્તકિલ પઢવામાં આવે છે.

## વિત્ર (નમાઝે વાજિબ)

હઝરત હારિજહ ઈબ્ને હુઝાફહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલાએ એક બીજી નમાઝ તમને વધારાની અતા ફરમાવી છે, જે તમારા માટે રાતા ઊંટોના કરતાં પણ બેહતર છે, જેને તમે દુનિયાની અઝીઝતરીન (પ્રિયતમ) દૌલત સમજો છો, તે નમાઝે વિત્ર છે. અલ્લાહ તઆલાએ તેને તમારા માટે ઈશાની નમાઝ બાદથી સુબ્હે સાદિક થવા પહેલાં સુધી મુકર્રર કરી છે.'

(અર્થાત્ વિત્ર આ લાંબા સમયગાળાના દરેક હિસ્સામાં પઢી શકાય છે.)
['જામિઅ તિરમિઝી', 'સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જેને એ શંકા હોય કે આખરી રાતમાં તે નહીં ઊઠી શકશે (અર્થાત્ સૂતેલો રહી જશે) તો તેને જોઈએ કે રાતની શરૂઆતમાં જ (અર્થાત્ ઈશાની સાથે જ) વિત્ર પઢી લે અને જેને એની પૂરી ઉમ્મીદ હોય કે, તે (તહજ્જુદના માટે) આખરી રાતમાં ઊઠી જશે તો તેને જોઈએ કે, તે આખરી રાતમાં જ (અર્થાત્ તહજ્જુદ બાદ) વિત્ર પઢે, એટલા માટે કે તે વખતની નમાઝમાં રહમતના ફરિશ્તાઓ હાજર થાય છે અને તે વખત ઘણી ફઝીલતનો છે.'

['મઆરિફુલ હદીસ', 'સહીહ મુસ્લિમ']

હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે શખ્સ વિત્રથી સૂતેલો રહી જાય (અર્થાત્ ઊંઘના કારણે તેની વિત્રની નમાઝ કઝા થઈ જાય) યા ભૂલી જાય તો જયારે યાદ આવે અથવા જયારે તે જાગે ત્યારે તરત પઢી લે.

['જામિઅ તિરમિઝી', 'સુનને અબૂ દાઉદ', 'ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']



હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો નિયમ અધિકતર સમય એ હતો કે આપ વિત્રને આખિર રાતમાં સુબ્હે સાદિક થવા પહેલાં અદા ફરમાવતા અને કેટલીક વખત પ્રથમ રાત્રી યા મધ્ય રાત્રીમાં અદા ફરમાવતા અને તે બાદ તહજ્જુદના માટે ઊઠતા તો વિત્ર ફરીથી પઢતા ન હતા.

તિરમિઝીમાં હદીસ છે કે,

(આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું કે,

**'લા વિત્રાનિ ફી લયલતિન.'**

એક રાતમાં બે વિત્ર નથી.



શયખ ઈબ્નુલ હુમામ 'શર્હે હિદાયહ'માં ફરમાવે છે કે,

'જેણે પ્રથમ રાતમાં વિત્ર પઢી લીધી, હવે જો તે તહજ્જુદના માટે ઊઠે તો વિત્ર ફરીથી ન પઢે.' ['મદારિજુન નુબુવ્વહ']

હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે રાતના દરેક હિસ્સામાં વિત્ર પઢી છે અર્થાત્ ક્યારેક શરૂઆતની રાતમાં, ક્યારેક મધ્ય રાતમાં અને ક્યારેક છેલ્લી રાતમાં. આપની વિત્રનો અંતિમ સમય રાતનો આખરી છઠ્ઠો હિસ્સો હતો. ['બુખારી', 'મુસ્લિમ', 'મિશ્કાત']

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબી કયસ (રદિ.) ફરમાવે છે :–

મેં હઝરત આયશા (રદિ.)થી પૂછયું કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કેટલી રકાતો સાથે વિત્ર પઢયા કરતા હતા ?'

તેમણે ફરમાવ્યું કે,

- આપ વિત્ર પઢતા હતા ચાર રકાતોની અને ત્રણ રકાતોની (અર્થાત્ સાત રકાત)
- અને છ તથા ત્રણ (અર્થાત્ નવ રકાત)
- અને આઠ તથા ત્રણ (અર્થાત્ અગિયાર રકાત)
- અને દસ તથા ત્રણ (અર્થાત્ તેર રકાત)
- અને આપે ક્યારે ય સાત રકાતથી ઓછી અને તેર રકાતથી વધારે વિત્ર નથી પઢી.' ['અબૂ દાઉદ', 'મિશ્કાત']

**સ્પષ્ટીકરણ :**

કેટલાક સહાબએ કિરામ (રદિ.) તહજ્જુદ અને વિત્રના મજમૂઆ (સમૂહ કે સરવાળા)ને પણ વિત્ર જ કહ્યા કરતા હતા.

હઝરત આયશા(રદિ.)નો તરીકો પણ એ જ હતો. તેમણે આ હદીસમાં અબ્દુલ્લાહ ઈબ્ને અબી કયસ (રદિ.)ના સવાલનો જવાબ પણ એ જ ઉસૂલ અનુસાર આપ્યો છે. એનો મતલબ એ છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિત્રની ત્રણ રકાતોથી પહેલાં તહજ્જુદની :–

ક્યારેક માત્ર ચાર રકાત પઢતા હતા.

કયારેક છ રકાત પઢતા હતા.

કયારેક આઠ રકાત પઢતા હતા અને

કયારેક દસ રકાત પઢતા હતા.

પરંતુ ચાર રકાતથી ઓછી અને દસ રકાત કરતાં વધારે તહજ્જુદ પઢવાનો આપનો નિયમ ન હતો. વળી તહજ્જુદની આ રકાતો (પઢયા) બાદ આપ વિત્રની ત્રણ રકાત પઢતા હતા. ['મઆરિફુલ હદીસ']



હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એક લાંબી રિવાયતમાં છે કે,

એક રાતે તેમણે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે નમાઝ પઢી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બે–બે રકાત પઢી.

મઅન (રદિ.) જેઓ આ હદીસના રાવી છે તેઓ કહે છે કે,

છ (૬) વખત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બે–બે રકાત પઢી અર્થાત્ બાર (૧૨) રકાત થઈ ગઈ.

(મુલ્લા અલી કારી (રહ.)એ લખ્યું છે કે, ઈમામે આ'ઝમ (રહ.)ની નજીક તહજ્જુદની બાર રકાતો છે.)

તે પછી વિત્ર પઢીને સૂઈ ગયા.

સવારની નમાઝ માટે જયારે બિલાલ (રદિ.) બોલાવવા આવ્યા ત્યારે બે રકાત સુન્નત ટુંકી કિરાઅતની સાથે પઢીને સવારની નમાઝના માટે તશરીફ લઈ ગયા. ['શમાઈલે તિરમિઝી']

અબ્દુલ અઝીઝ ઈબ્ને જરીહ તાબિઈ બયાન કરે છે કે,

અમે ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી પૂછયું કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિત્રમાં કઈ કઈ સૂરતો પઢતા હતા?'

તેમણે ફરમાવ્યું કે,

– પહેલી રકાતમાં : **'સબ્બિહિસ્મ રબ્બિકલ અઅ્લા'** પઢતા હતા.

– બીજી રકાતમાં : **'કુલ યા અય્યુહલ કાફિરૂન'** અને

– ત્રીજી રકાતમાં : **'કુલ હુવલ્લાહુ અહદ'** અને કયારેક **'મુઅવ્વઝતૈન'** પઢી લેતા હતા.

(અર્થાત્ **'કુલ અઊઝુ બિરબ્બિલ ફલક'** અને **'કુલ અઊઝુ બિરબ્બિન્નાસ.'**)

['જામિઅ તિરમિઝી', 'સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']

અને જયારે વિત્રની સલામ ફેરવતા ત્યારે ત્રણ વખત :–

**'સુબ્હાનલ્ મલિકિલ્ કુદ્દૂસ'** પઢતા અને

ત્રીજી વખતે અવાજને બુલંદ ફરમાવતા તેમજ હુરૂફ (અક્ષરો)ને ખેંચીને પઢતા. ['મદારિજુન નુબુવ્વહ']

## દુઆએ કુનૂત

વિત્રની નમાઝની છેલ્લી ત્રીજી રકાતમાં કિરાઅત બાદ હનફીઓના મઅમૂલમાં આ દુઆ છે :–

**'અલ્લાહુમ્મ ઈન્ના નસ્તઈનુક વ નસ્તગ્ફિરુક વ નુઅ્મિનુ બિક વ ન તવક્કલુ અલયૂક વ નુસ્ની અલયૂકલ ખયર. વ નશ્કુરુક વ લા નકફુરુક વ નખ્લઉ વ નત્રુકુ મંય્યફ્જુરુક. અલ્લાહુમ્મ ઈય્યાક નઅ્બુદુ વલક નુસલ્લી વ નસ્જુદુ વ ઈલયૂક નસ્આ વ નહ્ફિદુ વ નર્જૂ રહમતક વ નખ્શા અઝાબક ઈન્ન અઝાબક બિલ્કુફ્ફારિ મુલ્હિક.'** ['બિહિશ્તી ઝેવર']

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! અમે તારાથી મદદ ચાહિએ છીએ અને તારાથી માફી માંગીએ છીએ અને તારા પર ઈમાન રાખીએ છીએ અને તારા પર ભરોસો રાખીએ છીએ અને તારી ઘણી સુંદર પ્રશંસા કરીએ છીએ અને તારો શુક્ર અદા કરીએ છીએ અને તારી નાશુક્રી નથી કરતા અને અલગ કરીએ છીએ તેમજ છોડી દઈએ છીએ તે શખ્સને જે તારી નાફરમાની કરે.

હે અલ્લાહ ! અમે તારી જ ઈબાદત કરીએ છીએ અને તારા જ માટે નમાઝ પઢીએ છીએ અને તારા જ માટે સિજદહ કરીએ છીએ અને તારા જ તરફ દોડીએ છીએ તથા ઝપટીએ છીએ અને તારી રહમતના ઉમ્મીદવાર છીએ અને તારા અઝાબથી ડરીએ છીએ. બેશક, તારો અઝાબ કાફિરોને પહોંચનારો છે.

□

- જેને 'દુઆએ કુનૂત' યાદ ન હોય તે આ દુઆ પઢે :–
  **'રબ્બના આતિના ફીદ્દુન્યા હસનતંવ્ વ ફીલ આખિરતિ હસનતંવ્ વકિના અઝાબન્નાર.'**
- અથવા ત્રણ વખત આ પ્રમાણે પઢે :–
  **'અલ્લાહુમ્મગ્ફિરલી'**
- અથવા ત્રણ વખત **'યા રબ્બિ ! યા રબ્બિ ! યા રબ્બિ!'**
  પઢી લે તો નમાઝ થઈ જશે. ['બિહિશ્તી ઝેવર']

હઝરત હસન ઈબ્ને અલી (રદિ.)થી રિવાયત છે કે,

મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કેટલાંક શબ્દો શીખવ્યા જેને હું કુનૂત અને વિત્રમાં પઢું છું :–

**'અલ્લાહુમ્મહ્દિની ફી મન હદયૂત વ આફિની ફી મન આફયૂત વ તવલ્લની ફી મન તવલ્લયૂત વ બારિકલી ફી મા અઅ્તયૂત વકિની શર્ર મા કદયૂત ફઈન્નક તકદી વલા તુકદા અલયૂક ઈન્નહૂ લા યઝિલ્લુ મંવ્ વાલયૂત તબારક્ત રબ્બના વ તઆલયૂત.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ !

રાહ બતાવ મને તે લોકોમાં જેમને આપે રાહ બતાવી અને આફિયત આપ અમને તે લોકોમાં જેમને આપે આફિયત આપી અને કારસાઝી[1] કરો મારી તે લોકોમાં જેમના આપ કારસાઝ[2] છો અને બરકત આપો તે ચીઝમાં જે આપે મને આપી છે અને બચાવો મને તે ચીઝની બુરાઈથી જેને આપે મુકદ્દર[3] ફરમાવી, કારણ કે ફેસલો કરનાર આપ જ છો, આપના ખિલાફ ફેસલો કરી શકાતો નથી અને બેશક આપનો દોસ્ત ઝલીલ નથી થઈ શકતો. બરકતવાળા છો આપ, હે અમારા પરવરદિગાર ! (આપ) બુલંદ અને શ્રેષ્ઠ છો. ['તિરમિઝી', 'અબૂ દાઉદ', 'નસાઈ', 'ઈબ્ને માજહ', 'દારમી']



કેટલીક રિવાયતોમાં **'ઈન્નહૂ લા યઝિલ્લુ મંવ્વાલયૂત'**ના પછી **'વલા યઈઝ્ઝુ મન આદયૂત'** પણ આવ્યું છે.

---

૧ કારસાઝી : બગડેલાં કામોને બનાવવા
૨ કારસાઝ : બગડેલાં કામોને બનાવનાર
૩ મુકદ્દર : ભાગ્ય, પ્રારબ્ધ, નસીબ, તકદીર

બીજી કેટલીક રિવાયતોમાં **'તઆલયૂત'** પછી **'અસ્તગ્ફિરુક વ અતૂબુ ઈલયૂક'** પણ રિવાયત કરવામાં આવેલું છે અને એના પછી **' વ સલ્લલ્લાહુ અલન્નબિય્યિ'**નો વધારો પણ છે.

કેટલાક ઉલમાએ વિત્રમાં પઢવા માટે એ જ 'કુનૂત'ને અપનાવ્યું છે.

હનફીઓમાં જે 'કુનૂત' પ્રચલિત છે તેને ઈમામ ઈબ્ને અબી શયબહ (રહ.) તેમજ ઈમામ તહાવી (રહ.) વગેરેએ હઝરત ઉમર (રદિ.) અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત કરેલું છે.

અલ્લામા શામી (રહ.)એ કેટલાક હનફી અકાબિરથી નકલ કર્યું છે કે,

'બેહતર એ છે કે, દુઆએ કુનૂત **"અલ્લાહુમ્મ ઈન્ના નસ્તઈનુક.."** છેવટ સુધી)ની સાથે હઝરત હસન ઈબ્ને અલી (રદિ.) વાળું કુનૂત પણ પઢવામાં આવે.' ['મઆરિફુલ હદીસ']



હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની વિત્રના અંતે આ દુઆ કર્યા કરતા હતા :–

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ રિદાક મિન્ સખતિક વ બિ મુઆફાતિક મિન્ ઉકૂબતિક વ અઊઝુબિક મિન્ક લા ઉહ્સી સનાઅન અલયૂક અન્ત કમા અસ્નયૂત અલા નફસિક.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! આપની રઝા (પ્રસન્નતા)ના વાસ્તાથી આપની નારાઝગીથી અને આપની માફીના વાસ્તાથી આપની સઝાથી હું પનાહ ચાહું છું અને આપની મોકલેલી મુસીબતો તેમજ અઝાબોથી આપની પનાહ ચાહું છું. હું આપની એવી તારીફ નથી કરી શકતો જેવી ખુદ આપે પોતાની તારીફ ફરમાવી છે.

['સુનને અબી દાઉદ ', 'જામિઅ તિરમિઝી', 'નસાઈ ', 'ઈબ્ને માજહ']



# વિત્ર બાદ નફલ

હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.)થી રિવાયત છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિત્ર બાદ બીજી બે રકાતો પઢતા હતા.' ['જામિઅ તિરમિઝી']

આ હદીસ હઝરત આયશા(રદિ.)અને હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી પણ નકલ થયેલી છે. ['મઆરિફુલ હદીસ']

અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિત્ર બાદ બે રકાત નમાઝ હલકી અદા ફરમાવતા અને તેમાં :–

**'ઈઝાઝુલ ઝિલતિલ અર્દ'** તથા **'કુલ યા અય્યુહલ કાફિરૂન'** પઢતા હતા. ['ઈબ્ને માજહ','મદારિજુન નુબુવ્વહ']



વિત્ર બાદ બે રકાતો બેસીને પઢવી કેટલાક ઉલમા હદીસોની બિના પર અફઝલ સમજે છે.

સહીહ મુસ્લિમમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

તેમણે એક વખતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બેસીને નમાઝ પઢતા જોયા તો પૂછયું કે,

'મને તો કોઈએ આપના હવાલાથી એ બતાવ્યું હતું કે, બેસીને નમાઝ પઢનારાને, ઊભા રહીને નમાઝ પઢનારા કરતાં અર્ધો સવાબ મળે છે અને આપ બેસીને નમાઝ પઢો છો ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'મસ્અલો તે જ છે અર્થાત્ બેસીને નમાઝ પઢવાનો સવાબ ઊભા રહીને પઢવાની સરખામણીમાં અર્ધો હોય છે, પરંતુ હું આ બાબતમાં તમારી જેમ નથી. મારી સાથે અલ્લાહ તઆલાનો મામલો અલગ છે અર્થાત્ મને બેસીને (નમાઝ) પઢવાનો સવાબ પણ પૂરેપૂરો મળે છે.'

એટલે અકસર (અધિકતર) ઉલમાનો મત એ છે કે,

ઉસૂલ અને કાયદો એ જ છે કે, બેસીને પઢવાનો સવાબ ઊભા રહીને પઢવા કરતાં અર્ધો હશે.વલ્લાહુ અઅ્લમ. (ફકત અલ્લાહ વધુ જાણનાર છે.) ['મઆરિફુલ હદીસ']

# 'ક્િયામુલ્લયલ' (રાતની નમાઝ) અર્થાત્ તહજ્જુદ

**ફઝીલત અને મહત્ત્વ :**

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'આપણો માલિક અને પરવરદિગાર તબારક વ તઆલા દરેક રાતે જયારે છેલ્લી એક તૃતિયાંશ રાત બાકી રહી જાય છે ત્યારે આસમાને દુનિયાની તરફ નુઝૂલ ફરમાવે છે અને ઈરશાદ ફરમાવે છે કે :

''છે કોઈ જે મારાથી દુઆ કરે અને હું તેની દુઆ કબૂલ કરું ?

છે કોઈ જે મારાથી માંગે અને હું તેને અર્પણ કરું ?

છે કોઈ જે મારાથી મગફિરત અને બક્ષીશ ચાહે અને હું તેને બક્ષી દઉં ?'' ['સહીહ બુખારી ', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## તહજ્જુદની નમાઝ

હઝરત આયશા સિદીકા (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે રાતે તહજ્જુદની નમાઝ પઢવા માટે ઊઠતા હતા ત્યારે પોતાની નમાઝને બે હલકી રકાતોથી શરૂ કરતા હતા. ['મુસ્લિમ']

એનાથી આપનું રાતે ઈબાદતમાં મશ્ગૂલ થવું અને તેનો એક અદબ જાણવા મળે છે. ['મઆરિફુલ હદીસ']

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈશા બાદ (એનો મતલબ આખિર રાત છે) અગિયાર રકાત પઢતા હતા. એ તહજ્જુદ અને વિત્રની નમાઝ હતી. તે પછી જયારે સવાર (સુબ્હે સાદિક) થઈ જતી હતી ત્યારે બે રકાત ટુંકી પઢતા હતા. એ ફજરની સુન્નતો છે અને એનાથી જાણવા મળ્યું કે, તહજ્જુદની રકાતો લાંબી હોતી હતી. તે પછી જરા રાહત લેવા માટે પોતાની જમણી કરવટ પર સૂઈ રહેતા હતા. અહીં સુધી કે મુઅઝ્ઝિન આવીને નમાઝની ખબર આપતા હતા. ['મઆરિફુલ હદીસ']

હઝરત ઉરૈબ ઈબ્ને હુમૈદ (રદિ.) ફરમાવે છે કે,

મેં હઝરત આયશા (રદિ.)થી પૂછયું કે,

'એ બતાવો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જનાબતનું ગુસલ પ્રથમ રાતે કરતા હતા કે પાછલી રાતે ?'

ફરમાવ્યું કે,

'કયારેક પ્રથમ રાતે આપે ગુસલ ફરમાવ્યું છે અને કયારેક છેલ્લી રાતમાં.'

મેં કહયું કે,

'અલ્લાહુ અકબર ! અલ્લાહ તઆલા પ્રશંસાને લાયક છે જેણે ગુસલમાં વિશાળતા ફરમાવી.'

તે પછી મેં પૂછયું કે,

'એ બતાવો કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પ્રથમ રાતે વિત્ર પઢતા હતા કે છેલ્લી રાતે ?'

તેમણે ફરમાવ્યું કે,

'કયારેક પ્રથમ રાતે આપે વિત્ર પઢી છે અને કયારેક છેલ્લી રાતે.

મેં કહયું કે,

'અલ્લાહુ અકબર ! અલ્લાહ તઆલા પ્રશંસાને લાયક છે જેણે અમલમાં વિશાળતા ફરમાવી.'

તે પછી મેં કહયું કે,

'બતાવો કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તહજ્જુદમાં કુર્આને મજીદ મોટેથી પઢતા હતા કે ધીમેથી ?'

તેમણે ફરમાવ્યું કે,

'કયારેક મોટેથી પઢતા અને કયારેક ધીમેથી.'

મેં કહયું કે,

'અલ્લાહુ અકબર ! અલ્લાહ તઆલા પ્રશંસાને લાયક છે જેણે અમલમાં વિશાળતા અર્પણ કરી.' ['શમાઈલ']

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી તહજ્જુદની જુદી જુદી રકાતો નકલ કરવામાં આવી છે, જે જુદા જુદા વખતોના અનુસાર છે કે, વખતમાં ગુંજાઈશ વધારે હોય તો વધારે પઢી લીધી નહીંતર ઓછી પઢી લીધી. કોઈ ચોક્કસ સંખ્યા તહજ્જુદની રકાતમાં નક્કી નથી કે જેનાથી ઓછી યા વધારે જાઈઝ ન હોય. ઘણી વખત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમય વધારે હોવા છતાં પણ ઓછી રકાત પઢતા હતા. અલબત્ત,

તેમાં કુર્આને પાકની તિલાવત વધારે પ્રમાણમાં કરતા હતા.

['ખસાઈલે નબવી']

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (કમજોરીના સમયમાં) નવાફિલમાં કુર્આન શરીફ (વધારે પઢતા હતા એટલા માટે) બેસીને તિલાવત ફરમાવતા હતા અને જયારે રુકૂઅ કરવામાં લગભગ ત્રીસ–ચાલીસ આયતો (બાકી) રહી જતી હતી ત્યારે ઊભા થઈને તિલાવત ફરમાવતા અને રુકૂઅમાં તશરીફ લઈ જતા અને ઊભા રહેવાની હાલતમાં રુકૂઅ ફરમાવતા, પછી સિજદહ કરતા અને એ જ પ્રમાણે બીજી રકાત અદા ફરમાવતા.

['શમાઈલે તિરમિઝી']

બીજી હદીસમાં છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર આદત એ હતી કે, જયારે ઊભા રહીને કુર્આન મજીદ પઢતા (હતા) ત્યારે રુકૂઅ અને સિજદહ પણ ઊભા રહેવાની હાલતમાં અદા ફરમાવતા અને જયારે કુર્આન મજીદ બેસીને પઢતા ત્યારે રુકૂઅ અને સિજદહ પણ બેસવાની જ હાલતમાં અદા ફરમાવતા.

['શમાઈલ']

તહકીક એ છે કે, રમઝાનુલ મુબારકમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તહજ્જુદની નમાઝ આપની પવિત્ર આદતના જ પ્રમાણે હતી અને તે અગિયાર રકાતો હતી. (તરાવીહની નમાઝ એ ઉપરાંત છે.)

['મદારિજુન નુબુવ્વહ']

હઝરત આયશા (રદિ.)થી એક લાંબી હદીસમાં રિવાયત છે કે,

જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તહજ્જુદ(ની નમાઝ) સૂઈ રહેવાના કારણે યા કોઈ દર્દ કે બીમારીના કારણે નાગહ થઈ જતી (છૂટી જતી) ત્યારે આપ દિવસે (તેની કઝા રૂપે) બાર રકાત પઢી લેતા હતા.

['શમાઈલે તિરમિઝી']



# ઈશરાક, ચાશ્ત અને બીજી નફલ નમાઝો

હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું કે,

સવારના સમયે જ્યારે સૂરજ આકાશમાં એટલો ઊંચો ચઢી જતો જેટલો ઉપર અસરની નમાઝ વખતે હોય છે, ત્યારે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બે રકાત નમાઝ ઈશરાકની પઢતા હતા અને જ્યારે પૂર્વ દિશામાં એટલા પ્રમાણમાં ઊંચો થઈ જતો, જેટલો ઝોહરની નમાઝના વખતે પશ્ચિમ દિશા તરફ હોય છે, ત્યારે ચાર રકાત ચાશ્તની નમાઝ પઢતા હતા.

['શમાઈલે તિરમિઝી']

## ઈશરાક

એક હદીસ શરીફમાં છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે શખ્સે ફજરની નમાઝ જમાઅતની સાથે અદા કરી અને પછી સૂરજ નીકળવા સુધી (ત્યાં જ ) બેસી રહ્યો અને અલ્લાહનો ઝિક્ર કરતો રહ્યો. પછી બે રકાતો ઈશરાકની પઢી (તે પછી મસ્જિદથી પાછો આવ્યો) તો તેને એક હજ અને એક ઉમરાની જેમ સવાબ મળશે, પૂરી હજ અને ઉમરહનો, પૂરી હજ અને ઉમરહનો, પૂરી હજ અને ઉમરહનો.' ['હિસ્ને હસીન']

## ચાશ્તની નમાઝ

અકસર ઉલમા ફરમાવે છે કે,

ચાશ્તની નમાઝ મુસ્તહબ છે. એને કદી પઢી લેવામાં આવે અને કદી છોડી દેવામાં આવે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતે કરીમા અકસર નવાફિલ ઈબાદતોમાં એવી જ હતી. (અર્થાત્ કદી પઢતા અને કદી છોડી દેતા.) અકસર સહાબા (રદિ.) અને તાબિઈન (રદિ.)નો એ જ પ્રમાણે અમલ હતો.

ચાશ્તની નમાઝની (રકાતની) સંખ્યા અકસર ઉલમા મુખ્તલિફ બયાન કરે છે. ઓછામાં ઓછી બે (૨) રકાત અને વધારેમાં વધારે આઠ (૮) રકાત. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી એટલી જ નકલ કરવામાં આવી છે.

આ નમાઝની કિરાઅતમાં મઝાહિરુલ હકના અનુવાદમાં સૂરએ 'વશ્શમ્સ', સૂરએ 'દુહા', સૂરએ 'લયલ' અને સૂરએ 'અલમ નશ્રહ' લખેલું છે.

અને નમાઝથી ફારિગ થવા બાદ આ દુઆ ૧૦૦–૧૦૦ (સો–સો) વખત પઢવું પણ માસૂર (નકલ થયેલું) છે :–

**'અલ્લાહુમ્મગ્ફિર્લી વર્હમ્ની વતુબ અલય્ય ઈન્નક અન્તત્ તવ્વાબુલ્ ગફૂર.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! મને બખ્શી દે અને મારા પર રહમ ફરમાવ અને મારી તવબા કબૂલ ફરમાવ. બેશક, આપ ઘણા તવબા કબૂલ કરનારા બખ્શનારા છો.

## અસર પહેલાં નવાફિલ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'અલ્લાહ તઆલાની રહમત થાઓ તે બંદા પર જે અસરથી પહેલાં ચાર રકાતો પઢે.' ['જામિઅ તિરમિઝી ', 'મુસ્નદે અહમદ']

## મગરિબ બાદ નમાઝે અવ્વાબીન

હઝરત અમ્માર ઈબ્ને યાસિર (રદિ.)ના સાહબઝાદા મુહમ્મદ ઈબ્ને અમ્માર (રદિ.)થી રિવાયત છે કે,

મેં મારા વાલિદ માજિદ અમ્માર ઈબ્ને યાસિર (રદિ.)ને જોયા કે, તેઓ મગરિબ બાદ છ (૬) રકાતો પઢતા હતા અને બયાન ફરમાવતા હતા કે,

'મેં મારા હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા કે, આપ મગરિબ બાદ છ રકાતો પઢતા હતા અને ફરમાવતા હતા કે :–

''જે બંદો મગરિબ બાદ છ રકાતો પઢે તેના ગુનાહ બખ્શી દેવામાં આવશે, ભલેને તે સંખ્યામાં સમુદ્રની ફીણના બરાબર હોય.''

['મઆરિફુલ હદીસ', 'મુઅજમે તબરાની']

□

## ઈશાની નફ્લો

ઈશાના વખતે બેહતર અને મુસ્તહબ એ છે કે પ્રથમ ચાર રકાત નફલ પઢે. પછી ચાર રકાત ફર્ઝ પઢે. પછી બે રકાત સુન્નતે મુઅક્કદહ પઢે. પછી જો દિલ ચાહે તો બે રકાત નફલ પણ પઢી લે. આ હિસાબે ઈશાની છ (૬) રકાત સુન્નત થઈ. ['બિહિશ્તી ઝેવર']

## નમાઝ વિશે કેટલીક સૂચના

[૧]

હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

'જે શખ્સ પોતાના વિર્દ અને મઅમૂલ રાતના પૂરા ન કરી શકે તેને જોઈએ કે, સવારથી લઈ બપોર સુધી કોઈ પણ સમયે પૂરા કરી લે, એ એવું જ છે જાણે રાતે જ પૂરા કરી લીધા.' ['મુસ્લિમ', 'શમાઈલે તિરમિઝી']

[૨]

નમાઝમાં સૂરએ 'ફાતિહા' બાદ જયારે કોઈ સૂરત શરૂ કરે ત્યારે **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** પઢવું મદૂંબ (યોગ્ય) છે. જો કોઈ (આખી સૂરત ન પઢતા માત્ર તેનો) રુકૂઅ પઢે તો **'બિસ્મિલ્લાહ'** ન પઢવું જોઈએ. ['બિહિશ્તી ઝેવર']

[૩]

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જયારે ઈમામ સૂરએ 'ફાતિહા' પૂરી કરીને 'આમીન' કહે, ત્યારે મુકતદી પણ 'આમીન' કહે. જેની 'આમીન' ફરિશ્તાઓની 'આમીન' ના મુવાફિક હશે તેના પાછલા ગુનાહ માફ કરી દેવામાં આવશે.'

['સહીહ બુખારી', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

[૪]

ફજરની પહેલી રકાતમાં બીજી રકાત કરતાં મોટી સૂરત હોવી જોઈએ. બીજા વખતોમાં બંને રકાતોની સૂરતો સરખી હોવી જોઈએ. એક–બે આયત વધારે–ઓછી હોય તો તેનો વાંધો નથી. ['બિહિશ્તી ગવહર']

[૫]

દુઆ માટે બંને હાથ સીના સુધી ઉઠાવીને ફેલાવે.

['બિહિશ્તી ઝેવર']

[૬]

જમણી તરફ સલામ ફેરવવામાં અવાજ બુલંદ અને ડાબી તરફ કંઈક ધીમો હોવો જોઈએ. ['ઈમામ અહમદ', 'મદારિજુન નુબુવ્વહ']

[૭]

ઈમામે આ'ઝમ (રહ.)ની નઝદીક રુકૂઅ અને સિજદહમાં ઈત્મીનાન (મધ્યમસરતા) વાજિબ છે અને આ વુજૂબ બંને સિજદાની વચ્ચે પણ શામિલ છે. ['મદારિજુન નુબુવ્વહ']

## નમાઝમાં નિગાહનું સ્થાન

[૮]

નમાઝમાં :–

–કિયામતની સ્થિતિમાં સિજદહની જગાએ નિગાહ રાખે.

–સિજદહ કરે ત્યારે નાક પર નિગાહ રાખે.

– સલામ ફેરવતી વખતે ખભા પર નિગાહ રાખે.

[૯]

જ્યારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝમાં ઊભા થતા ત્યારે શિર ઝુકાવી લેતા. (ઈમામ અહમદે એને નકલ કર્યું છે.) તશહ્હુદ (કાયદા)માં આપની નિગાહ ઈશારાની આંગળીથી ન વધતી (અર્થાત્ શહાદતની આંગળી પર રહેતી.) ['ઝાદુલ મઆદ']

[૧૦]

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે,

'અય અનસ ! પોતાની નિગાહોને ત્યાં રાખો જયાં તમે સિજદહ કરો છો, સમગ્ર નમાઝમાં (અર્થાત્ કિયામની હાલતમાં).

['બયહકી', 'મિશ્કાત']



[૧૧]

ફર્ઝ નમાઝ બાદ સુન્નતોને ફર્ઝની જગાએ ઊભા થઈને ન પઢે, બલકે જમણે કે ડાબે યા આગળ કે પાછળ ખસીને ઊભા રહે અને જો ઘર પર જઈને સુન્નતો પઢે તો એ અફઝલ છે. ['મદારિજુન નુબુવ્વહ']

## ઘરમાં નવાફિલ પઢવી

[૧૨]

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે,

મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછયું કે,

'નવાફિલ મસ્જિદમાં પઢવી અફઝલ છે કે ઘરમાં ?'

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'તમે જુઓ છો કે મારું ઘર મસ્જિદથી કેટલું નજીક છે, જેના કારણે મસ્જિદે આવવામાં કોઈ પ્રકારની મુશ્કેલી યા રુકાવટ નથી થતી, (એમ છતાં) ફરાઈઝ સિવાય મને પોતાના ઘરમાં નમાઝ પઢવી, મસ્જિદમાં પઢવા કરતાં વધારે પસંદ છે.' ['શમાઈલે તિરમિઝી']

[૧૩]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'પોતાના ઘરોમાં કેટલીક નમાઝો (નવાફિલ વગેરે) પઢયા કરો અને ઘરોને કબ્રસ્તાન ન બનાવી લો !' (કે જેવી રીતે કબરો પર નમાઝ નથી પઢવામાં આવતી તેવી રીતે ઘરોમાં પણ નમાઝ ન પઢો !) ['મિશ્કાત']

[૧૪]

હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

– 'ઓરતની નમાઝ ઘરની અંદર (દાલાનમાં) બેહતર છે આંગણાની નમાઝ કરતાં

– અને ઓરતની નમાઝ (બંધ) ઓરડીમાં બેહતર છે ખુલ્લા મકાન કરતાં.

['અબૂ દાઉદ', 'મિશ્કાત']

[૧૫]

હઝરત અમ્ર ઈબ્ને શુઅયબ (રદિ.) પોતાના વાલિદથી અને તેમના વાલિદ પોતાના દાદાથી રિવાયત કરે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'પોતાની અવલાદને નમાઝની તાકીદ કરો જયારે તેઓ સાત વરસના થાય અને જયારે તે દસ વરસના થાય અને નમાઝ ન પઢે તો તેમને મારીને નમાઝ પઢાવો.' ['અબૂ દાઉદ', 'મિશ્કાત']

## નમાઝીના આગળથી નીકળવું

[૧૬]

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે, 'તમારામાંથી જો કોઈને એ જાણ થઈ જાય કે પોતાના કોઈ મુસલમાન ભાઈની સામેથી પસાર થવું, જયારે તે નમાઝ પઢતો હોય, કેટલો (મોટો) ગુનાહ છે, તો તે પોતાને ૧૦૦ (સો) વરસ ઊભા રહેવું, નમાઝીની સામેથી પસાર થવા કરતાં વધારે બેહતર સમજશે.' ['મિશ્કાત', ઈબ્ને માજહ']

## મર્દ અને ઓરતની નમાઝનો તફાવત

ઓરતોની નમાઝની રીત પણ તે જ છે જે મર્દોની છે. માત્ર થોડીક બાબતોમાં તફાવત છે. તે નીચે પ્રમાણે છે :–

[૧]

તકબીરે તહરીમા વખતે :–

– મર્દોએ ચાદર વગેરેમાંથી હાથ બહાર કાઢીને કાનો સુધી ઉઠાવવા જોઈએ જો કોઈ જરૂરત જેવી કે : ઠંડી વગેરેના કારણે અંદર હાથ રાખવા જરૂરી ન હોય.

– ઓરતોએ દરેક હાલતમાં હાથ બહાર કાઢવા વગર, (માત્ર) ખભા સુધી હાથ ઉઠાવવા જોઈએ.

[૨]

તકબીરે તહરીમા બાદ :–

– મર્દોએ નાફ (દૂંટી–નાભિ)ના નીચે હાથ બાંધવા જોઈએ.

– અને ઓરતોએ સીના પર હાથ બાંધવા જોઈએ.

[૩]

– મર્દોએ જમણા હાથની નાની આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવીને ડાબા હાથની કલાઈ (કાંડું) પકડવું જોઈએ અને જમણા હાથની (બાકીની) ત્રણ આંગળીઓને ડાબા હાથની કલાઈ (કાંડાં) પર બિછાવવી જોઈએ.

– ઓરતોએ માત્ર જમણા હાથની હથેળીને ડાબા હાથની હથેળીની પીઠ પર મૂકી દેવી જોઈએ.મર્દોની જેમ વર્તુળ બનાવવું ન જોઈએ કે ડાબા હાથનું કાંડું પકડવું ન જોઈએ.

[૪]

– મર્દોએ રુકૂઅમાં સારી રીતે ઝુકી જવું જોઈએ કે શિર અને સુરીન (નિતંબ) તથા પીઠ સમાંતર (એક સીધી લીટીમાં) થઈ જાય.

– ઓરતોએ રુકૂઅમાં એટલું ન ઝુકવું જોઈએ, બલકે માત્ર એટલું જ ઝુકવું જોઈએ કે તેમના હાથ ઘૂંટણો સુધી પહોંચી જાય.

[૫]

– મર્દોએ રુકૂઅમાં આંગળીઓને પહોળી કરીને ઘૂંટણો પર મૂકવી જોઈએ.

– ઓરતોએ આંગળીઓને પહોળી કર્યા વગર, બલકે મેળવીને મૂકવી જોઈએ.

[૬]

– મર્દોએ રુકૂઅની હાલતમાં કોણીઓને પેહલૂઓ (પડખાંઓ)થી અલગ રાખવી જોઈએ.

– ઓરતોએ કોણીઓ અને પેહલૂઓને મેળવીને રાખવા જોઈએ.

[૭]

– મર્દોએ સિજદામાં પેટને રાન (જાંઘ) થી તેમજ બાઝૂ (બાવડું અર્થાત્ હાથની કોણી અને ખભા વચ્ચેનો ભાગ) ને બગલથી અલગ રાખવો જોઈએ.

– ઓરતોએ (એ અંગોને) મેળવીને રાખવા જોઈએ.

[૮]

– મર્દોએ સિજદામાં કોણીઓ જમીનથી ઊંચી રાખવી જોઈએ.

– અને ઓરતોએ જમીન પર બિછાવેલી રાખવી જોઈએ.

[૯]

– મર્દોએ સિજદામાં બંને પગો (પંજાઓ) આંગળીઓના ટેકાથી ઊભા રાખવા જોઈએ.

– ઓરતોએ એ પ્રમાણે કરવું ન જોઈએ.

[૧૦]

– મર્દોએ બેસવાની હાલતમાં ડાબા પગ પર બેસવું જોઈએ અને જમણો પગ (પંજો) આંગળીઓના ટેકાથી ઊભો રાખવો જોઈએ.

– ઓરતોએ ડાબી સુરીન (નિતંબ) પર બેસવું જોઈએ અને બંને પગ જમણી તરફ કાઢી નાખવા જોઈએ, એવી રીતે કે જમણી રાન (જાંઘ) ડાબી જાંઘ પર આવી જાય અને જમણી પિંડી ડાબી પિંડી પર આવી જાય.

[૧૧]

ઓરતોને કોઈ પણ સમયે બુલંદ અવાજે કિરાઅત કરવાનો અધિકાર નથી, બલકે તેમણે હરેક વખત ધીમા અવાજથી કિરાઅત કરવી જોઈએ. ['બિહિશ્તી ગવહર ]

## સલાતુત્તસ્બીહ અને બીજી નમાઝો

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક દિવસે પોતાના ચાચા હઝરત અબ્બાસ ઈબ્ને અબ્દુલ મુત્તલિબથી ફરમાવ્યું,

'હે અબ્બાસ ! હે મારા ચાચા !

શું હું આપની ખિદમતમાં એક ગિરાંકદર અતિયહ અને એક કીમતી તોહફો પેશ કરું ?

શું હું આપને એક ખાસ વાત બતાઉં ?

શું હું આપના દસ (૧૦) કામો અને દસ (૧૦) ખિદમતો કરું ?

(અર્થાત્ આપને એક એવો અમલ બતાઉં જેનાથી આપને દસ અઝીમુશ્શાન લાભો પ્રાપ્ત થાય ?

તે એવો અમલ છે કે, જયારે આપ તેને કરશો ત્યારે અલ્લાહ તઆલા આપના તમામ ગુનાહો માફ કરી દેશે.)

(૧) આગલા (ગુનાહો) પણ (માફ કરી દેશે) અને

(૨) પાછલા (ગુનાહો) પણ (માફ કરી દેશે.)

(૩) જુના (ગુનાહો) પણ (માફ કરી દેશે) અને

(૪) નવા (ગુનાહો) પણ (માફ કરી દેશે.)

(૫) ભૂલચૂકથી થતાં (ગુનાહો ) પણ (માફ કરી દેશે) અને

(૬) જાણી જોઈને થતાં (ગુનાહો ) પણ (માફ કરી દેશે.)

(૭) નાના (ગુનાહો ) પણ (માફ કરી દેશે) અને

(૮) મોટા (ગુનાહો) પણ (માફ કરી દેશે.)

(૯) ઢંકાયેલા–છુપાયેલાં (ગુનાહો) પણ (માફ કરી દેશે) અને

(૧૦) જાહેરમાં થતાં (ગુનાહો ) પણ (માફ કરી દેશે.)

(તે અમલ **'સલાતુત્તસ્બીહ'** છે અને તેની રીત નીચે પ્રમાણે છે :–)

- ('સલાતુત્તસ્બીહ'ની ) આપે ચાર (૪) રકાત પઢવી.
- દરેક રકાતમાં સૂરએ **'ફાતિહા'** અને બીજી કોઈ સૂરત પઢવી.
- પહેલી રકાતની કિરાઅતથી જયારે ફારિગ થઈ જાય ત્યારે કિયામની જ હાલતમાં પંદર (૧૫) વખતે (નીચે પ્રમાણે) પઢવું :–

**'સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર.'**

- તે પછી રુકૂઅ કરવું અને ('સુબ્હાન રબ્બિયલ અઝીમ' પઢયા પછી) રુકૂઅમાં પણ એ જ કલિમહ દસ (૧૦) વખત પઢવું.
- તે પછી રુકૂઅથી ઊઠીને કવમહમાં પણ એ જ કલિમહ દસ (૧૦) વખત પઢવું.
- તે પછી સિજદહમાં ચાલ્યા જવું અને તેમાં પણ ('સુબ્હાન રબ્બિયલ આ'લા' પઢયા પછી ) આ કલિમહ દસ (૧૦) વખત પઢવું.
- તે પછી સિજદહથી ઊઠીને જલ્સહમાં એ જ કલિમહ દસ (૧૦) વખત પઢવું.
- તે પછી બીજા સિજદહમાં પણ એ જ કલિમહ દસ (૧૦) વખત પઢવું.
- તે પછી (બીજા) સિજદહમાંથી ઊઠીને (ઊભા થવું નહીં, બલકે) જલ્સહ કરવું અને જલ્સહમાં દસ (૧૦) વખત આ કલિમહ પઢવું.
- તે પછી ( તકબીર કહ્યા વગર બીજી રકાત માટે જલ્સામાંથી ઊભા થઈ જવું અને કિયામ કરવું.)
- ચારે ય રકાતો એ જ પ્રમાણે પઢવી.
- આ તરતીબ (ક્રમ)થી દરેક રકાતમાં પંચોતેર (૭૫) વખત આ કલિમહ પઢવું.

□

(હે મારા ચાચા !) જો તમારાથી બની શકે તો દરરોજ આ નમાઝ પઢયા કરો. જો દરરોજ પઢી ન શકો તો જુમ્આના દિવસે પઢી લેતા રહો.

જો આપ એ પણ કરી ન શકો તો વરસમાં એક વખત પઢી લેતા રહો અને જો એ પણ થઈ ન શકે તો ઓછામાં ઓછી જિંદગીમાં એક વખત (તો જરૂર) પઢી જ લો.

['સુનને અબૂ દાઉદ', 'સુનને ઈબ્ને માજહ', 'દઅવાતે કબીરુલ બયહકી ', 'મઆરિફુલ હદીસ']

## નમાઝે ઈસ્તિખારહ

(૧)

જયારે કોઈ કામ કરવાનો ઈરાદો કરે ત્યારે અલ્લાહ તઆલાથી સલાહ–મશ્વરો લઈ લે. આ સલાહ લેવાને ઈસ્તિખારહ કહે છે. હદીસમાં એની ઘણી તરગીબ (પ્રેરણા) આવી છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'અલ્લાહ તઆલાથી સલાહ ન લેવું અને ઈસ્તિખારહ ન કરવું બદબખ્તી અને કમનસીબીની વાત છે.'

કયાંક મંગણી કરે યા શાદી કરે યા સફર કરે યા બીજું કોઈ કામ કરે તો જો ઈસ્તિખારહ કરવા વગર ન કરશે તો ઈન્શાઅલ્લાહ તઆલા કદી પોતાના કરેલાં કામ પર પસ્તાવો ન થશે.

['રદ્દુલ મુખ્તાર', 'ભાગ ૧, પૃ. ૭૧૮]

(૨)

ઈસ્તિખારહની નમાઝની રીત એ છે કે :–

પ્રથમ બે રકાત નફલ નમાઝ પઢે. તે પછી ખૂબ દિલ લગાવીને નીચેની દુઆ પઢે :

'અલ્લાહુમ્મ ઈન્ની અસ્તખીરુક બિઈલ્મિક વ અસ્તક્દિરુક બિકુદરતિક વ અસ્અલુક મિન ફદ્લિકલ્ અઝીમિ ફઈન્નક તક્દિરુ વલા અક્દિરુ વ તઅ્લમુ વલા અઅ્લમુ વ અન્ત અલ્લામુલ્ ગુયૂબિ અલ્લાહુમ્મ ઈન કુન્ત તઅ્લમુ અન્ન હાઝલ અમ્ર [અહીં પોતાના મતલબનો ખ્યાલ કરે] ખયરુલ્લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી ફક્દિરહૂ લી વયસ્સિર્હૂ લી સુમ્મ બારિક લી ફીહી વ ઈન કુન્ત તઅ્લમુ અન્ન હાઝલ અમ્ર [અહી પોતાના મતલબનો ખ્યાલ કરે] શર્રુલ્લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી ફસ્રિફહૂ અન્ની વસ્રિફની અન્હૂ વક્દિર લિયલ ખૈર હયસુ કાન સુમ્મ અર્દિની બિહી.

ભાવાર્થ :

હે અલ્લાહ !

હું આપથી ખૈર માંગું છું આપના ઈલ્મના વાસ્તાથી અને હું આપથી કુદરત માંગું છું, આપની કુદરતની મદદથી અને હું આપથી સવાલ કરું છું, આપના ફઝલથી. બેશક આપ સર્વશકિતમાન છો અને હું લાચાર તથા કમજોર છું. આપ જાણકાર છો, હું અજાણ છું. આપ ગૈબના જાણકાર છો.

હે અલ્લાહ !

જે વાત અમારા દિલમાં છે, તેમાં જો આપના ઈલ્મમાં ખૈર છે, તો અમારા માટે, અમારા દીન અને આજીવિકા માટે તથા કાર્યના અંજામમાં આપ એને અમારા માટે નક્કી કરી દો અને આસાન કરી દો અને પછી એમાં અમારા માટે બરકત નાંખી દો ! અને જો આપના ઈલ્મમાં એમાં બુરાઈ છે, અમારા દીન અને આજીવિકા માટે તથા કાર્યના અંજામમાં તો એને અમારાથી દૂર કરી દો અને અમને એનાથી દૂર કરી દો ! અને જે ખૈર હોય તેને અમારા માટે નક્કી કરી દો અને અમને તેનાથી રાજી કરી દો.



**સૂચના :**

આ દુઆમાં બે જગાએ **'હાઝલ અમ્ર'** શબ્દો આવે છે. ત્યાં કૌંસમાં જણાવ્યા પ્રમાણે તે કામનું ધ્યાન કરે જેના માટે ઈસ્તિખારહ કરવા ચાહે છે.

આ દુઆ પઢયા પછી પાક–સાફ બિછાના પર કિબ્લાની તરફ મુખ કરીને બાવુઝૂ સૂઈ જાય.



જયારે સૂઈને ઊઠે ત્યારે જે વાત દિલમાં મઝબૂતીથી આવે તે જ બેહતર છે, તેને જ કરવું જોઈએ. ['દુર્રે મુખ્તાર']

(૩)

જો એક દિવસમાં કંઈ જાણવા ન મળે અને દિલની મૂંઝવણ તથા પરેશાની દૂર ન થાય તો બીજા દિવસે ફરીથી એ જ પ્રમાણે ઈસ્તિખારહ કરે.

એ જ પ્રમાણે સાત દિવસ સુધી કરે, ઈન્શાઅલ્લાહુ તઆલા, જરૂર એ કામની સારી–બુરી બાબતની જાણ થઈ જશે. ['દુર્રે મુખ્તાર']

(૪)

જો ફર્ઝ હજના માટે જવું હોય તો એ પ્રમાણે ઈસ્તિખારહ ન કરે કે, હું જાઉં કે નહીં જાઉં ? બલકે એ પ્રમાણે ઈસ્તિખારહ કરે કે, ફલાણા દિવસે જાઉં કે ન જાઉં ?

['સહીહ બુખારી', 'દુર્રે મુખ્તાર', 'મઆરિફુલ હદીસ']



# સલાતુલ હાજત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબી અદફા (રદિ.)ની રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સને કોઈ હાજત કે જરૂરત હોય, અલ્લાહ તઆલાથી સંબંધિત કે કોઈ આદમીથી સંબંધિત (અર્થાત્ ભલે તે હાજત એવી હોય જેનો સંબંધ સીધો અલ્લાહ તઆલાથી હોય, કોઈ બંદાથી વાસ્તો જ ન હોય યા એવો મામલો હોય કે જાહેરી રીતે તેનો સંબંધ કોઈ બંદાથી હોય, દરેક હાલતમાં...) તેને જોઈએ કે :–

– તે વુઝૂ કરે અને ખૂબ સારી રીતે વુઝૂ કરે.
– તે પછી બે રકાત નમાઝ પઢે.
– તે પછી અલ્લાહ તઆલાની કંઈક હમ્દો સના કરે.
– તે પછી તેના નબી (અલયહિસ્સલામ) પર દુરૂદ પઢે.
– તે પછી અલ્લાહ તઆલા સમક્ષ આ રીતે દુઆ કરે :–

**'લા ઈલાહ ઈલ્લલ્લાહુલ હલીમુલ કરીમુ સુબ્હાનલ્લાહિ રબ્બિલ અર્શિલ અઝીમિ વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. અસ્અલુક મૂજિબાતિ રહમતિક વ અઝાઈમ મગ્ફિરતિક વલ્ગનીમત મિન કુલ્લિ બિર્રિંવ વસ્સલામત મિન કુલ્લિ ઈસ્મિન લા તદઅ્લી ઝમ્બન ઈલ્લા ગફર્તહૂ વલા હમ્મન ઈલ્લા ફર્રજ્તહૂ વલા હાજતન હિય લક રિદન ઈલ્લા કદયતહા યા અરહમર્રાહિમીન.'**

['મઆરિફુલ હદીસ', 'રવાહુત્તિરમિઝી', 'ઈબ્ને માજહ']

**ભાવાર્થ :**

અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. તે હલીમ[1] અને કરીમ[2] છે.

તે પાક છે અને અર્શે અઝીમનો પરવરદિગાર છે. દરેક પ્રકારની તા'રીફ અલ્લાહ રબ્બુલ આલમીનના માટે ખાસ છે.

હે અલ્લાહ !

હું આપની રહમતને વાજિબ કરનારી ચીજો માંગું છું.

હું તે ચીજો માંગું છું જે તારી મગફિરતને જરૂરી કરી દે.

હું દરેક ભલાઈમાં પોતાનો હિસ્સો ચાહું છું અને

---

૧ હલીમ : જે સઝા આપવામાં ઉતાવળ ન કરે.

૨ કરીમ : જે બંદાની યોગ્યતા કે કાબેલિયત વગર પાત્ર તેને આપે છે.

B
8

હું દરેક ગુનાહથી સલામતી ચાહું છું.
હે અરહમુર્રાહિમીન ! [3]
મારો કોઈ ગુનાહ બખ્શાયા વગર ન છોડ.
મારો કોઈ રંજ દૂર થયા વગર ન છોડ.
મારી કોઈ હાજત જે તને પસંદ હોય તે પૂરી થયા વગર ન છોડ.



હઝરત હુઝયફહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુસ્તકિલ મઅમૂલ હતો અને દસ્તૂર હતો કે જયારે કોઈ ચિંતા આપને લાહિક થતી અને કોઈ મહત્ત્વનો મામલો પેશ આવતો ત્યારે આપ નમાઝમાં મશગૂલ થઈ જતા.

['સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ']

## સૂરજ ગ્રહણની નમાઝ

હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે,

એક દિવસે સૂરજ ગ્રહણ થયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એવા ખૌફઝદહ અને ગભરાયેલા ઊઠયા કે જાણે આપને ડર હોય કે હવે કિયામત આવી જશે !

પછી આપ મસ્જિદે આવ્યા અને આપે અત્યંત લાંબા કિયામ અને એવા જ લાંબા રુકૂઅ તેમજ સિજદહની સાથે નમાઝ પઢાવી કે કોઈએ કદી આપને એવી લાંબી નમાઝ પઢતા નથી જોયા !

તે પછી આપે ફરમાવ્યું કે,

'(અલ્લાહ તઆલાની કુદરતે કાહિરહ–પ્રકોપ શક્તિની) આ નિશાનીઓ જેને અલ્લાહ તઆલા જાહેર કરે છે, તે કોઈના મોત કે હયાતના કારણે જાહેર નથી થતી, બલકે બંદાઓના દિલોમાં અલ્લાહ તઆલાનો ખૌફ પેદા કરવા માટે એ જાહેર થાય છે. જયારે તમે એવી કોઈ ચીજ જુઓ ત્યારે ખૌફ અને ચિંતાથી તેના (ખુદાના) તરફ ધ્યાન કેન્દ્રિત કરો, તેને યાદ કરો અને તેનાથી દુઆ કરો તથા માફી માંગો–તવબા કરો.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

3 અરહમુર્રાહિમીન : તમામ દયાળુઓ કરતાં મહા દયાળુ

## ઈસ્તિસ્કાની (વરસાદ માંગવાની) નમાઝ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝયદ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈસ્તિસ્કાની (વરસાદ માંગવાની) નમાઝના માટે લોકોને સાથે લઈને ઈદગાહ તશરીફ લઈ ગયા.

આપે એ નમાઝમાં બે રકાતો પઢી અને કિરાઅત મોટા અવાજે કરી. તે પછી કિબ્લારૂ થઈને અને હાથ ઉઠાવીને દુઆ કરી અને જ્યારે આપે કિબ્લાની તરફ પોતાનું રુખ કર્યું ત્યારે પોતાની ચાદરને ઉલટાવીને ઓઢી.

## તસ્બીહાત

હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમામ કલિમહમાં અફઝલ ચાર કલિમહ છે :–

(૧) **'સુબ્હાનલ્લાહિ'** (૨) **'અલ્હમ્દુલિલ્લાહિ'**

(૩) **'લા ઈલાહ ઈલ્લલ્લાહુ'** (૪) **'અલ્લાહુ અકબર'**

['સહીહ મુસ્લિમ']

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'બે કલિમહ (એવા) છે જે જબાન પર હલ્કા–ફુલ્કા છે, (પરંતુ) આ'માલના ત્રાજવામાં ખૂબ ભારી છે અને ખુદાવંદે મહેરબાનને ખૂબ જ પ્યારા છે :–

**"સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહી સુબ્હાનલ્લાહિલ અઝીમ."**

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



ઉમ્મુલ મુઅમિનીન હઝરત જુવયરિયહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક દિવસે ફજરની નમાઝ પઢવા બાદ તેમની પાસેથી બહાર નીકળ્યા. તેણી તે વખતે પોતાની નમાઝ પઢવાની જગાએ બેસીને કંઈક પઢી રહ્યાં હતાં. તે પછી આપ મોડેથી જ્યારે ચાશ્તનો વખત આવી ગયો હતો ત્યારે પાછા તશરીફ લાવ્યા. હઝરત

જુવયરિયહ (રદિ.) તે જ પ્રમાણે બેસીને પોતાના વઝીફામાં મશગૂલ હતાં.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમનાથી ફરમાવ્યું કે,

'હું જયારથી તમારી પાસેથી ગયો છું, શું તમે ત્યારથી સતત એ જ હાલતમાં અને એ જ રીતે બેસી રહ્યાં છો ?'

તેમણે અરજ કરી કે, 'જી, હા !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમારી પાસેથી જવા બાદ મેં ચાર કલિમહ ત્રણ વખત પઢયા, જો તેને તમારા આ સંપૂર્ણ વઝીફાની સાથે તોલવામાં આવે, જે તમે આજે સવારથી પઢયા છે, તો તેનું વજન વધી જશે ! તે કલિમહ આ છે :–

**(૧) સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહી અદદ ખલ્કિહી**

**(૨) વ ઝિનત અર્શિહી**

**(૩) વ રિદા નફસિહી**

**(૪) વ મિદાદ કલિમાતિહી**

**ભાવાર્થ :**

- અલ્લાહની તસ્બીહ અને તેની હમ્દ તેની તમામ મખ્લૂકાતની સંખ્યા બરાબર,
- અને તેના અર્શે અઝીમના વજન બરાબર,
- અને તેની ઝાતે પાકની રઝાના પ્રમાણે,
- અને તેના કલિમાઓના પ્રમાણ મુતાબિક.

['સહીહ મુસ્લિમ', 'મઆરેફુલ હદીસ']

## સૌથી અફઝલ ઝિક્ર

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'સૌથી અફઝલ ઝિક્ર **"લા ઈલાહ ઈલ્લલ્લાહ"** છે.

['જામિઅ તિરમિઝી', 'સુનને ઈબ્ને માજહ']

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જેણે સો (૧૦૦) વખત કહ્યું :–

**લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીક લહૂ લહૂલ મુલ્કુ વલહુલ હમ્દુ વહુવ અલા કુલ્લિ શયૂઈન કદીર.**

ભાવાર્થ :

અલ્લાહ સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. તે એકલો છે, કોઈ તેનો શરીક–ભાગીદાર નથી. સર્વ સત્તા અને અધિકાર તેના જ છે, તેના માટે દરેક પ્રકારની પ્રશંસા છે. તે સર્વ શકિતમાન છે.



- તે દસ (૧૦) ગુલામ આઝાદ કરવાના બરાબર સવાબનો અધિકારી થશે.
- તેના માટે સો (૧૦૦) નેકીઓ લખવામાં આવશે.
- અને તેના સો (૧૦૦) ગુનાહો મિટાવી દેવામાં આવશે.
- અને આ અમલ તેના માટે તે દિવસે સાંજ સુધી શયતાનના હુમલાથી હિફાઝતનો ઝરીયો બનશે.
- અને કોઈ પણ આદમીનો અમલ તેના અમલ કરતાં અફઝલ ન થશે, સિવાય તે આદમીના જેણે તેના કરતાં પણ વધારે અમલ કર્યો હોય.

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું,

'હું તમને તે કલિમહ બતાઉં જે અર્શના નીચેથી ઊતર્યો છે અને જન્નતના ખઝાનામાંથી છે ?'

તે (કલિમહ) આ છે :–

**'લા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ.'**

જયારે બંદો દિલથી આ કલિમહ પઢે છે, ત્યારે અલ્લાહ તઆલા ફરમાવે છે કે,

'આ બંદો (હુંપદમાંથી છુટીને) મારો તાબેદાર અને બિલકુલ ફરમાંબરદાર થઈ ગયો.'

['દઅવાતુલ કબીર લિલ બયહકી', 'મઆરિફુલ હદીસ']



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

**'લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'** નવ્વાણું (૯૯) બીમારીઓની દવા છે જેમાંથી સૌથી કમ દરજાની બીમારી ફિકર અને ચિંતા છે.

[' મિશ્કાત બ હવાલહ દઅવાતુલ કબીર લિલ બયહકી']



હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે બંદો દરેક નમાઝ બાદ ૩૩ (તેત્રીસ) વખત **'સુબ્હાનલ્લાહ'**, ૩૩ (તેત્રીસ) વખત **'અલ્હમ્દુલિલ્લાહ'**, ૩૩ (તેત્રીસ) વખત **'અલ્લાહુ અકબર'** અને છેવટે **'લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીક લહૂ લહુલ્મુલ્કુ વલહુલ્હમ્દુ વહુવ અલા કુલ્લિ શયૂઈન કદીર.'** પઢે તો તેના માટે અજરે અઝીમ—મહાન સવાબનો વાયદો છે.



'સહીહ મુસ્લિમ'ની બીજી હદીસમાં છે કે,

જે શખ્સ આ તસ્બીહાત પઢે છે તેના ગુનાહ બખ્શી દેવામાં આવે છે, ભલે ને એટલા વધારે હોય, જેટલી સમુદ્રના મોજાઓની ફીણ.

['મુસ્લિમ']



રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે શખ્સને રાતે જાગવું મુશ્કેલ નજર આવે અને અલ્લાહ તઆલાની રાહમાં માલ ખર્ચ કરવાથી તેના મનમાં કંજૂસાઈ અને તંગી થાય તથા અલ્લાહ તઆલાની રાહમાં જિહાદ કરવાની હિમ્મત ન હોય તો તેને જોઈએ કે પુષ્કળ પ્રમાણમાં **'સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહી'** પઢયા કરે, કારણ કે તે અલ્લાહ તઆલાની નઝદીક સોનાનો એક પહાડ ફી સબી લિલ્લાહ ખર્ચ કરવાથી પણ વધારે મહબૂબ (પ્રિય) છે. [' તરગીબ વ તરહીબ વ ફઝાઈલ']



એક હદીસ શરીફમાં આવ્યું છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઓરતોને સંબોધીને ફરમાવ્યું કે,

'તસ્બીહ ('સુબ્હાનલ્લાહ'), તકદીસ ('સુબ્હાનલ મલિકિલ કુદ્દૂસ') અને તહલીલ ('લા ઈલાહ ઈલ્લલ્લાહ')ને તમે પોતાના પર લાઝિમ કરી લો અને કદી તેનાથી ગફલત ન કરો નહીંતર તમે અલ્લાહ તઆલાની રહમતથી ભૂલાવી (મહરૂમ કરી) દેવામાં આવશો.' ['હિસ્ને હસીન']

## ઈસ્મે આ'ઝમ

અસ્મા બિન્તે યઝીદ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'ઈસ્મે આ'ઝમ આ બે આયતોમાં મોજૂદ છે :–

[૧]

**'વ ઈલાહુકુમ ઈલાહુંવ વાહિદુન્ લા ઈલાહ ઈલ્લા હુવર્રહમાનુર્રહીમ.'**

[૨]

**'આલિ ઈમરાન'** ની શરૂઆતની આયત :

**'અલીફ–લામ–મીમ અલ્લાહુ લા ઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ કય્યૂમ.'**

[' જામિઅ તિરમિઝી ', 'અબૂ દાઉદ ', 'ઈબ્ને માજહ', 'સુનને દારમી', 'મઆરિફુલ હદીસ']

મુખ્તલિફ (વિવિધ) હદીસોમાં નીચે પ્રમાણે કલિમાત વિશે બતાવવામાં આવ્યું છે કે, એ ઈસ્મે આ'ઝમ છે.

(૧) **'યા ઝલ્જલાલિ વલ્ઈકરામ'**
(૨) **'યા અરહમર્રાહિમીન'**
(૩) **'લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ'**
(૪) **'લહુલ્મુલ્કુ વલહુલ્હમ્દુ'**
(૫) **'લા ઈલાહ ઈલ્લલ્લાહ'**
(૬) **'વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'** ['હિસ્ને હસીન']

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે,

હું એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર હતો. એક બંદો ત્યાં નમાઝ પઢી રહ્યો હતો. તેણે પોતાની દુઆમાં અરજ કરી :

હે અલ્લાહ ! હું તારાથી મારી હાજત માંગું છું, તેના વસીલાથી કે તમામ હમ્દ અને તા'રીફ તારા જ માટે લાયક છે. કોઈ ઈબાદતને લાયક નથી તારા સિવાય, તું નિહાયત મહેરબાન અને મહાન મુહસિન (ઉપકારકર્તા) છે. તું જમીન અને આસમાનનો પયદા કરનારો છે. હું તરાથી જ માંગું છું હે ઝુલ્જલાલિ વ લ્ઈકરામ ! હે હય્યુ વ કય્યૂમ !



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'આ બંદાએ અલ્લાહના તે ઈસ્મે આ'ઝમના વસીલાથી દુઆ કરી છે કે, જો એ વસીલાથી અલ્લાહ તઆલાથી દુઆ કરવામાં આવે તો તેને કબૂલ ફરમાવે છે અને જ્યારે એના વસીલાથી માંગવામાં આવે છે ત્યારે તે અતા ફરમાવે છે.'

['જામિઅ તિરમિઝી', 'સુનને અબી દાઉદ', 'સુનને નસાઈ', 'સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

## ઝિક્રુલ્લાહ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે :–

''મારો મામલો બંદોની સાથે તેના યકીન પ્રમાણે છે અને હું બિલકુલ (તેની) સાથે હોઉં છું જ્યારે તે મને યાદ કરે છે અને તે મને પોતાના દિલમાં એવી રીતે યાદ કરે કે, બીજા કોઈને જાણ ન થાય તો હું પણ તેને એ જ પ્રમાણે યાદ કરીશ અને જો તે બીજા લોકોની સામે મને યાદ કરે તો હું તેના કરતાં બેહતર બંદાઓની જમાઅતમાં તેનો ઝિક્ર કરીશ (અર્થાત્ ફરિશ્તાઓની જમાઅતમાં અને તેમની સામે.)''

[સહીહ મુસ્લિમ', 'સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'અલ્લાહના નબી મૂસા અલયહિસ્સલામે અલ્લાહ તઆલાની સમક્ષ અરજ કરી કે :–

''હે મારા પરવરદિગાર ! મને કોઈ કલિમહ શીખવ જેના ઝરીયાથી હું તારો ઝિક્ર કરું. (યા કહ્યું કે જેના ઝરીયાથી હું તને પુકારું.)''

તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું,

''હે મૂસા ! 'લા ઈલાહ ઈલ્લલ્લાહ' પઢતા રહો.''

તેમણે અરજ કરી કે,

''હે મારા પરવરદિગાર ! આ કલિમહ તો તારા બધાં જ બંદાઓ કહે છે ! હું તો તે કલિમહ ચાહું છું જે આપ ખાસ મને જ બતાવો !''

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે,

''હે મૂસા ! જો સાતેય આસમાનો અને મારા સિવાય તમામ કાઈનાત જેનાથી આસમાનોની આબાદી છે અને સાતે ય જમીનો એક પલ્લામાં મૂકવામાં આવે તો 'લા ઈલાહ ઈલ્લલ્લાહ'નું વજન એ બધાં કરતાં વધારે થશે.'' ['શર્હે સુન્નહ લિલ બગવી', 'મઆરિફુલ હદીસ']

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછવામાં આવ્યું :

'બંદાઓમાં સૌથી અફઝલ બંદો કોણ છે ? અને કિયામતના દિવસે અલ્લાહના નઝદીક સૌથી મુકર્રબ કોણ છે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે મર્દ કસરતથી (વિપુલ પ્રમાણમાં) અલ્લાહનો ઝિક્ર કરનારાઓ છે અને જે ઓરતો (એ જ પ્રમાણે કસરતથી) ઝિક્ર કરનારીઓ છે.'

['હયાતુલ મુસ્લિમીન', 'તિરમિઝી', 'ઈબ્ને માજહ']

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને યુસ્ર (રદિ.)થી રિવાયત છે કે,

એક શખ્સે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં અરજ કરી કે,

'હે અલ્લાહના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! નેકીના દરવાજાઓ (અર્થાત્ સવાબના કામો) ઘણાં છે અને આ વાત મારી શકિતની બહાર છે કે હું તે બધાંને બજાવી લાવું. એટલે આપ મને કોઈ ચીજ બતાવી દો જેને હું મજબૂતીથી પકડી લઉં અને એના પર જ અમલ કરતો થઈ

જાઉં (અને બસ તે જ મારા માટે કાફી થઈ જાય.) એની સાથે જ એ પણ અરજ છે કે, જે કંઈ આપ બતાવો તે ઘણું વધારે પણ ન હોય, કારણ કે ભય છે કે હું તેને યાદ પણ રાખી ન શકું.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'(બસ એની કાળજી રાખો અને એની આદત પાડો કે) તમારી ઝબાન અલ્લાહના ઝિક્રથી તર રહે.

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જે શખ્સ કયાંક બેઠો અને તે બેઠકમાં તેણે અલ્લાહ તઆલાને યાદ નહીં કર્યો તો એ બેઠક તેના માટે ઘણી હસરત અને નુકસાનનું કારણ બનશે અને એ જ પ્રમાણે જે શખ્સ સૂતો અને તેમાં તેણે અલ્લાહ તઆલાને યાદ નહીં કર્યો તો એ સૂવું તેના માટે ઘણી હસરત અને નુકસાનનું કારણ બનશે.' ['સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ']

હઝરત મુઆઝ ઈબ્ને જબલ (રદિ.) ફરમાવે છે કે,

આખિરી વાત જેના પર હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અલગ થયો તે એ છે કે,

મેં આપથી પૂછયું,

'કયો અમલ અલ્લાહ તઆલાને સૌથી વધારે પસંદ છે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'(તે અમલ આ છે) કે તમને એ હાલતમાં મોત આવે કે તમારી ઝબાન અલ્લાહ તઆલાના ઝિક્રથી તર હોય.' ['હિસ્ને હસીન']

હદીસ શરીફમાં છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'ખુદાની કસમ દુનિયામાં કેટલાંક લોકો નરમ અને સુંવાળા બિસ્તર પર સૂઈને પણ (સૂવાના બદલે) અલ્લાહ તઆલાનો ઝિક્ર કર્યા કરે છે. તેમને અલ્લાહ તઆલા જન્નતના આ'લા દરજાઓમાં દાખલ ફરમાવશે.'

(અર્થાત્ કોઈ એ ન સમજે કે જયાં સુધી અયશ–આરામના અસબાબ ન છોડે ત્યાં સુધી અલ્લાહના ઝિક્રથી નફો નહીં થશે.)

['હિસ્ને હસીન', 'ઈબ્ને હિબાન']

# દરેક નેક અમલ અલ્લાહના ઝિક્રમાં દાખલ છે

તફસીર અને હદીસના ઈમામ હઝરત સઈદ ઈબ્ને જુબૈર (રહ.) ફરમાવે છે કે ,

'અલ્લાહનો ઝિક્ર માત્ર તસ્બીહ, તહલીલ અને ઝબાની ઝિક્ર પર આધારિત નથી, બલકે દરેક અમલ જે અલ્લાહ તઆલાની ફરમાંબરદારીમાં કરવામાં આવે તે પણ અલ્લાહના ઝિક્રમાં દાખલ છે, એ શરતે કે નિય્યત ફરમાંબરદારીની હોય.

એ જ પ્રમાણે દુનિયાના તમામ કામો (ઝિક્રમાં) દાખલ છે. જો તેમાં શરીઅતની હદની પાબંદીનું ધ્યાન રહે કે જયાં સુધી જાઈઝ હોય ત્યાં સુધી કરવામાં આવે અને જે હદ પર પહોંચીને મનાઈ છે તેને છોડી દેવામાં આવે, તો આ બધાં કામો જે જાહેરી રીતે દુન્યવી કામો છે તે પણ અલ્લાહના ઝિક્રમાં શામિલ થશે.' ['અઝકારે નવવી']



હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દરેક હાલતમાં અલ્લાહ તઆલાનો ઝિક્ર કર્યા કરતા હતા.'

વળી ફરમાવ્યું કે,

'કેટલીક વખતે હું ચારપાય પર સૂઈને પોતાનો વઝીફો પૂરો કરી લેતી હતી.' ['કિતાબુલ અઝકાર લિલ નવવી']



હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

'જે ઘરોમાં અલ્લાહ તઆલાનો ઝિક્ર થાય છે, તેને આસમાનવાળાઓ એવા ચમકદાર જુએ છે જેવી રીતે જમીનવાળાઓ (પૃથ્વીવાસીઓ) તારાઓને ચમકદાર જુએ છે !'

## કુર્આન મજીદની અઝમત અને ફઝીલત

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જેના સીનામાં કંઈ પણ કુર્આન ન હોય, તે એવો છે જેવું કે ઉજ્જડ ઘર.' ['તિરમિઝી', 'દારમી']

નોંધ :

આ હદીસમાં તાકીદ છે કે કોઈ પણ મુસલમાનનું દિલ કુર્આનથી ખાલી ન હોવું જોઈએ.



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે શખ્સ કુર્આનની એક આયત સાંભળવાના માટે પણ કાન લગાવે તેના માટે એવી નેકી લખવામાં આવે છે, જે વધતી ચાલી જાય છે. (આ વધવાની કોઈ હદ નથી બતાવી.) ખુદા તઆલાથી ઉમ્મીદ છે કે, વધવાની કોઈ હદ ન હશે, અમર્યાદિત વધતી ચાલી જશે અને જે શખ્સ જે આયતને પઢશે તે આયત કિયામતના દિવસે એક નૂર થશે જે એ નેકીના વધવાથી પણ વધારે છે.' ['મુસ્નદે અહમદ']

નોંધ :

અલ્લાહુ અકબર ! કુર્આન મજીદ કેવી મહાન ચીજ છે કે જયાં સુધી કુર્આન પઢતા ન આવડે ત્યાં સુધી બીજા કોઈ પઢનારાની તરફ કાન લગાવીને સાંભળી જ લેતો રહે તો પણ સવાબથી માલામાલ થઈ જશે.

['હયાતુલ મુસ્લિમીન']

## તિલાવત

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

'કુર્આન પઢનારાથી કિયામતના દિવસે કહેવામાં આવશે :–

''જે રીતે થોભી થોભીને અને ખૂશ ઈલ્હાની સાથે (મધૂર સ્વરે) દુનિયામાં સુંદર રીતે કુર્આન પઢયા કરતા હતા તે જ પ્રમાણે કુર્આન પઢો અને દરેક આયતના બદલામાં એક દરજો બુલંદ થતા જાઓ. તમારું સ્થાન તમારી તિલાવતની આખરી આયત પર છે.'' ['તિરમિઝી']

અર્થાત્ જયાં સુધી પઢતા રહેશો ત્યાં સુધી દરજાઓ બુલંદથી બુલંદતર થતા જશે.



હઝરત ઉસ્માન (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમારામાંથી બેહતર અને અફઝલ બંદો તે છે જે કુર્આનનો ઈલ્મ મેળવે અને બીજાઓને એની તા'લીમ આપે.'

['સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'અલ્લાહ તબારક વ તઆલાનો ઈરશાદ છે કે :

''જે શખ્સને કુર્આને મશગૂલ રાખ્યો મારા ઝિક્રથી અને મારાથી માંગવા તેમજ દુઆ કરવાથી, હું તેને એના કરતાં અફઝલ આપીશ જે માંગનારાઓ તથા દુઆ કરનારાઓને આપું છું.'' બીજા અન્ય કલામોની સરખામણીમાં અલ્લાહના કલામને એવી જ અઝમત અને ફઝીલત હાસિલ છે, જેવી પોતાની મખ્લૂકની સરખામણીમાં અલ્લાહ તઆલાને.'

['જામિઅ તિરમિઝી', 'સુનને દારમી', 'બયહકી', 'મઆરિફુલ હદીસ']



હઝરત ઉબયદહ મલીકી (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'હે કુર્આનવાળાઓ ! કુર્આનને પોતાનો તકિયહ અને સહારો ન બનાવી લો, બલકે દિવસ–રાતના સમયમાં તેની તિલાવત કર્યા કરો જેવો કે એનો હક છે તેમજ એને ફેલાવો તથા એને દિલચસ્પીથી અને મઝા લઈ લઈને પઢયા કરો તેમજ એમાં ચિંતન–મનન કરો, ઉમ્મીદ રાખો કે તમે એનાથી ફલાહ (નજાત) પામશો અને એનો તાત્કાલિક બદલો મેળવવાની ચિંતા ન કરો. અલ્લાહ તઆલાના તરફથી એનો મહાન સવાબ અને બદલો (પોતાના સમયે) મળનારો છે.' ['બયહકી', 'મઆરિફુલ હદીસ']

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જેણે કુર્આનમાં મહારત (નિપુણતા) મેળવી લીધી હોય (અને તેના કારણે તે એને હિફઝ કે નાઝિરહ–બેહતર તરીકાથી અને બેતકલ્લુફ રવાં (પ્રવાહિતાથી) પઢતો હોય) તે મુઅઝ્ઝઝ, વફાદાર અને ફરમાંબરદાર ફરિશ્તાઓની સાથે હશે અને જે બંદો કુર્આને પાક (સારી રીતે યાદ ન હોવાના કારણે તથા રવાં–પ્રવાહિતા ન હોવાના કારણે મહેનત અને મુશ્કેલીથી) એવી રીતે પઢતો હોય કે તેમાં અટકતો હોય તો તેને બે અજર મળશે :

[(૧) તિલાવતનો અને (૨) મહેનત તથા મુશ્કેલીનો.]

['સહીહ મુસ્લિમ', 'સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જેણે કુર્આને પાકનો એક અક્ષર પઢયો તેણે એક નેકી કમાઈ લીધી અને આ એક નેકી અલ્લાહ તઆલાના કાનૂને કરમ પ્રમાણે દસ નેકીઓના બરાબર છે.

(વધારે સ્પષ્ટતા કરવા માટે આપે ફરમાવ્યું કે,)

'હું એ નથી કહેતો (અર્થાત્ મારો મતલબ એ નથી) કે, **અલિફ–લામ–મીમ** એક અક્ષર છે, બલકે **'અલિફ'** એક અક્ષર છે, **'લામ'** એક અક્ષર છે અને **'મીમ'** એક અક્ષર છે, (આ રીતે **'અલિફ–લામ–મીમ'** પઢનાર બંદો ત્રીસ નેકીઓના બરાબર સવાબ મેળવવાનો અધિકારી થશે.)

['જામિઅ તિરમિઝી ', 'સુનને દારમી', 'મઆરિફુલ હદીસ']

## ખત્મે કુર્આન વખતે દુઆ કબૂલ થાય છે

સહીહ હદીસોમાં છે કે,

'ખત્મે કુર્આન વખતે અલ્લાહ તઆલાની ખાસ રહમત નાઝિલ થાય છે.'



તફસીરના ઈમામ હઝરત મુજાહિદ (રહ.) ફરમાવે છે કે,

સહાબએ કિરામ (રદિ.)ની આદત હતી કે ખત્મે કુર્આન વખતે ભેગાં થઈને દુઆ કરતા હતા અને ફરમાવતા હતા કે :–

'ખત્મે કુર્આન વખતે હક તઆલાની ખાસ રહમત નાઝિલ થાય છે.'



સહીહ સનદો સાથે હઝરત હસન (રદિ.)થી નકલ થયેલું છે કે,

જ્યારે તેઓ કુર્આન મજીદની તિલાવત ખત્મ કરતા ત્યારે પોતાના અહલો–અયાલ (બાળબચ્ચાંઓ)ને ભેગાં કરીને દુઆ કર્યા કરતા હતા.

['અઝકારે નવવી']



એક હદીસમાં રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

'જે આદમી દિવસ–રાતમાં વીસ (૨૦) આયતો પણ પઢી લે તો તેને ગાફિલ લોકોમાં લખવામાં નહીં આવશે.' ['અઝકારે નવવી']

## સૂરએ 'ફાતિહા'

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉબય ઈબ્ને કઅબ (રદિ.)થી ફરમાવ્યું કે,

'શું તમારી ઈચ્છા છે કે હું તમને કુર્આનની તે સૂરત શીખવું જેના મરતબાની કોઈ સૂરત ન તો તવરૈતમાં નાઝિલ થઈ, ન ઈન્જીલમાં, ન ઝબૂરમાં અને ન જ કુર્આનમાં છે ?'

ઉબય (રદિ.)એ અરજ કરી કે,

'હા, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને ત સૂરત બતાવી દો !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમે નમાઝમાં કિરાઅત કેવી રીતે કરો છો ?'

ઉબય (રદિ.)એ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સૂરએ 'ફાતિહા' પઢીને સંભળાવી (કે હું નમાઝમાં આ સૂરત પઢું છું અને આવી રીતે પઢું છું.)

આપે ફરમાવ્યું કે, 'કસમ છે તે ઝાતે પાકની જેના કબ્જામાં મારી જાન છે. તવરૈત, ઈન્જીલ, ઝબૂરમાંથી કોઈમાં પણ અને ખૂદ કુર્આનમાં પણ એના જેવી કોઈ સૂરત નાઝિલ નથી થઈ. એ જ તે **''સબ્અ મિનલ મષાની વલ કુર્આનિલ અઝીમ''** છે જે મને અલ્લાહ તઆલાએ અતા ફરમાવી છે.

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']



એક વખતે જયારે હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે બેઠેલા હતા ત્યારે તેમણે અચાનક ઉપરથી એક અવાજ સાંભળ્યો અને શિર ઉઠાવીને ફરમાવ્યું,

'એ એક ફરિશ્તા પૃથ્વી પર ઊતર્યો છે, જે આ જ પહેલાં કયારે ય ઊતર્યો ન હતો !'

પછી તે ફરિશ્તાએ સલામ કરી અને કહયું કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મુબારક થાઓ ! લો, આ બંને આપને આપવામાં આવી છે. એક સૂરએ 'ફાતિહા' અને બીજી સૂરએ 'બકર' ની આખિરી આયતો. એમાંથી જે પણ આપ પઢશો તેનો સવાબ આપને મળશે.'

['હિસ્ને હસીન']

## સૂરએ 'બકરહ' અને 'આલિ ઈમરાન'

હઝરત અબૂ ઉમામહ બાહિલી (રદિ.)થી રિવાયત છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું કે, આપ ઈરશાદ ફરમાવતા હતા, 'કુર્આન પઢયા કરો ! તે કિયામતના દિવસે પોતાના પઢનારાઓનો શફાઅતકર્તા બનીને આવશે.(ખાસ કરીને) ''ઝહરાવયન'' અર્થાત્ તેની બે મહત્ત્વની નૂરાની સૂરતો **'અલ બકરહ'** અને **'આલિ ઈમરાન'** પઢયા કરો ! તે કિયામતના દિવસે પોતાના પઢનારાઓને પોતાની છાયામાં લઈને એવી રીતે આવશે કે જાણે તે વાદળના ટુકડાં છે ! યા શામિયાના છે ! યા હારબંધ (ઊડતાં) પંખીઓની પાંખો છે !

આ બંને સૂરતો કિયામતમાં પોતાના પઢનારાઓની તરફથી બચાવ કરશે'

(આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે) 'સૂરએ બકરહ પઢયા કરો, કારણ કે તેને હાસિલ કરવું મોટી બરકતવાળી વાત છે અને તેને છોડવું મોટી હસરત, અફસોસ અને પસ્તાવાની વાત છે ! અને આળસુ લોકો એની શકિત ધરાવતા નથી.' ['સહીહ મુસ્લિમ ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'પોતાના ઘરોને મકબરાઓ ન બનાવી લો ! (અર્થાત્ જેવી રીતે કબ્રસ્તાનોમાં ઝિક્ર અને તિલાવત નથી કરતાં અને તેના કારણે કબ્રસ્તાનોનું વાતાવરણ ઝિક્ર અને તિલાવતના અનવાર અને આસારથી ખાલી રહે છે, તમે તે પ્રમાણે પોતાના ઘરોને ન બનાવી લો ! બલકે ઘરોને ઝિક્ર અને તિલાવતથી આબાદ રાખો.) અને જે ઘરમાં (ખાસ કરીને) સૂરએ 'બકરહ' પઢવામાં આવે તે ઘરમાં શયતાન નથી આવી શકતો.'

['મઆરિફુલ હદીસ', 'જામિઅ તિરમિઝી']

## સૂરએ 'કહફ'

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જે શખ્સ જુમ્આના દિવસે સૂરએ 'કહફ' પઢે, તેના માટે નૂર બની જશે બે જુમ્આના દરમિયાન.'

['દઅવાતુલ કબીર', ' બયહકી', 'મઆરિફુલ હદીસ']

## સૂરએ 'યા-સીન'

હઝરત મઅકલ ઈબ્ને યસાર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

B
9

'જેણે અલ્લાહની રઝા (પ્રસન્નતા)ના માટે સૂરએ 'યા–સીન' પઢી તેના પાછલાં ગુનાહો માફ કરી દેવામાં આવશે. માટે આ મુબારક સૂરત મરનારાઓની પાસે પઢયા કરો.' ['બયહકી', 'મઆરિફુલ હદીસ']

## સૂરએ 'વાકિઅહ'

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ દરેક રાતે સૂરએ ''વાકિઅહ'' પઢયા કરે તેને કદાપિ દરિદ્રતા અને ભૂખે મરવાની નોબત ન આવશે.'

(હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) પછીના રાવી બયાન કરે છે કે :) 'ખૂદ હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)નો એ નિયમ હતો કે તેઓ પોતાની સાહબઝાદીઓને એ વાતની તાકીદ ફરમાવતા હતા અને તેણીઓ દરેક રાતે સૂરએ ''વાકિઅહ'' પઢતી હતી.

['બયહકી', 'મઆરિફુલ હદીસ']

## સૂરએ 'મુલ્ક'

હઝરત અબૂહુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'કુર્આને પાકની એક સૂરતે જે માત્ર ત્રીસ (૩૦) આયતોની છે, તેના એક બંદાના હકમાં અલ્લાહ તઆલા સમક્ષ સિફારિશ કરી અહીં સુધી કે તેને બખ્શી દેવામાં આવ્યો ! અને તે સૂરહ છે : **''તબારકલ્લઝી બિયદિહિલ્મુલ્કુ.....''**

['મુસ્નદે અહમદ', 'જામિઅ તિરમિઝી', 'સુનને અબી દાઉદ', 'સુનને નસાઈ', 'સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

## અલીફ–લામ–મીમ તંઝીલ'

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાં સુધી સૂતા ન હતા જયાં સુધી :

'અલીફ–લામ–મીમ તંઝીલ' અને 'તબારકલ્લઝી બિયદિહિલ્મુલ્કુ' પઢી લેતા ન હતા. (અર્થાત્ રાતે સૂતા પહેલાં આ બંને સૂરતો પઢવાનો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો નિયમ હતો.)

['મુસ્નદે અહમદ', 'જામિઅ તિરમિઝી', 'સુનને દારમી', 'મઆરિફુલ હદીસ']

## સૂરએ 'તકાસુર'

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'શું તમારામાંથી કોઈ એ નથી કરી શકતો કે દરરોજ એક હજાર આયતો કુર્આને પાકની પઢી લેતો રહે ?'

સહાબા (રદિ.)એ અરજ કરી,

'હુઝૂર ( સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ) ! કોનામાં એ શકિત છે કે દરરોજ એક હજાર આયતો પઢે ?' (અર્થાત્ આ વાત અમારી શકિત બહારની છે.)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'શું તમારામાંથી કોઈ એટલું નથી કરી શકતો કે સૂરએ **"અલ્હા–કુમુસ્તકાસુર"** પઢી લેતો રહે ? !' ['બયહકી', 'મઆરિફુલ હદીસ']

## સૂરએ 'ઈખ્લાસ'

હઝરત અબૂ દરદાઅ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'શું તમારામાંથી કોઈ એનાથી પણ આજિઝ (અસમર્થ) છે કે એક રાતમાં એક તૃતિયાંશ કુર્આન પઢી લેતો રહે ?'

સહાબા (રદિ.)એ અરજ કરી કે, 'એક રાતમાં એક તૃતિયાંશ કુર્આન કેવી રીતે પઢી શકાય ?!'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

**'કુલ્હુવલ્લાહુ અહદ'** એક તૃતિયાંશ કુર્આનના બરાબર છે.'

(અર્થાત્ જેણે રાતે એ સૂરત પઢી તેણે જાણેકે એક તૃતિયાંશ કુર્આન પઢી લીધું.) ['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

# મુઅવ્વઝતૈન

હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમને ખબર નથી આજે રાતે જે આયતો મારા પર નાઝિલ થઈ છે (તે એવી અજોડ છે કે) તેના જેવી ન કદી જોવામાં આવી ન સાંભળવામાં આવી !'

**"કુલ અઊઝુ બિરબ્બિલ ફલક" અને "કુલ અઊઝુ બિરબ્બિન્નાસ"** ['મઆરિફુલ હદીસ', 'સહીહ મુસ્લિમ']



હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો નિયમ હતો, દરેક રાતે જયારે આરામ ફરમાવવાના માટે પોતાના બિસ્તર પર તશરીફ લાવતા ત્યારે પોતાના બંને હાથોને મેળવતા (જેવી રીતે દુઆ વખતે બંને હાથ મેળવવામાં આવે છે) પછી હાથો પર ફૂંકતા અને **'કુલ્હુવલ્લાહુ અહદ', 'કુલ અઊઝુ બિરબ્બિલ ફલક'** અને **'કુલ અઊઝુ બિરબ્બિન્નાસ'** પઢતાં, પછી જયાં સુધી થઈ શકે પોતાના મુબારક બદન પર પોતાના બંને હાથોને ફેરવતા, સર મુબારક, ચહેરએ મુબારક અને બદને મુબારકના આગળના હિસ્સાથી શરૂ ફરમાવતા (તે પછી બાકીના બદન પર જયાં સુધી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હાથ જઈ શકતા હતા ત્યાં સુધી ફેરવતા.) આ (પ્રમાણે) આપ ત્રણ વખત કરતા. ['સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

# આયતુલ કુરસી

હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને (તેમના લકબથી સંબોધીને) ફરમાવ્યું કે,

'હે અબૂલ મુંઝર ! શું તમે જાણો છો કે કિતાબુલ્લાહની કઈ આયત તમારી પાસે સૌથી વધારે અઝમતવાળી છે ?'

મેં અરજ કરી કે,

'અલ્લાહ અને તેના રસૂલને વધારે ખબર છે.'

આપે (ફરી પાછું) પૂછ્યું કે,

'હે અબૂલ મુંઝર ! શું તમે જાણો છો કે કિતાબુલ્લાહની કઈ આયત તમારી પાસે સૌથી વધારે અઝમતવાળી છે ?'

મેં અરજ કરી કે

**'અલ્લાહુ લા ઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ કય્યૂમ.'** તો આપે મારો સીનો થાબડયો (જાણે આ જવાબ પર શાબાશી આપી) અને ફરમાવ્યું કે,

'હે અબૂલ મુંઝર ! તને આ ઈલ્મ મુવાફિક આવો અને મુબારક થાઓ !' ['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## સૂરએ બકરહની આખિરી આયતો

અયફહ ઈબ્ને અબ્દુલ કલામી (રદિ.)થી રિવાયત છે કે :

એક શખ્સે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! કુર્આનની કઈ સૂરત સૌથી વધારે અઝમતવાળી છે ?'

આપે ફરમાવ્યું કે, **'કુલ્હુવલ્લાહુ અહદ.'**

તેણે અરજ કરી કે, 'અને આયતોમાં કુર્આનની કઈ આયત સૌથી વધારે અઝમતવાળી છે ?'

આપે ફરમાવ્યું કે, **'આયતુલ કુરસી'** : **'અલ્લાહુ લા ઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ કય્યૂમ.'**

તેણે અરજ કરી કે 'અને કુર્આનની કઈ આયત છે જેના વિશે આપની ખાસ તૌર પર ખ્વાહિશ છે કે તેનો લાભ અને તેની બરકતો આપને અને આપની ઉમ્મતને પહોંચે ?'

આપે ફરમાવ્યું કે, 'સૂરએ બકરની આખિરી આયતો **"આમનર્રસૂલુ"** થી લઈ સૂરત ખત્મ થાય ત્યાં સુધી.''

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'આ આયતો અલ્લાહ તઆલાની રહમતના તે ખાસુલ ખાસ ખઝાનાઓમાંથી છે જે તેના અર્શે અઝીમની નીચે છે. અલ્લાહ તઆલાએ રહમતની આ આયતો આ(મારી) ઉમ્મતને અતા ફરમાવી છે. એમાં દુનિયા અને આખિરતની દરેક ભલાઈ અને દરેક ચીજનો સમાવેશ થયેલો છે.'

['મુસ્નદે દારમી', 'મઆરિફુલ હદીસ']

## સૂરએ આલિ ઈમરાનની આખિરી આયતો

હઝરત ઉસ્માન ઈબ્ને અફફાન (રદિ.)થી રિવાયત છે, તેમણે ફરમાવ્યું કે,

'જે કોઈ રાતે ''આલિ ઈમરાન'' ની આખરી આયતો પઢશે, તેના માટે આખી રાતની નમાઝનો સવાબ લખવામાં આવશે. **''ઈન્ન ફી અલ્કિસ્સમાવાતિ વલ્અર્દ''થી ''લા તુખ્લિફુલ મીઆદ''** સુધી.'

['મુસ્નદે દારમી', 'મઆરિફુલ હદીસ']



રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે,

'જે શખ્સ સવારે આ 'તઅવ્વુઝ' ને સૂરએ 'હશર' ની આ ત્રણ આયતોની સાથે પઢે તો અલ્લાહ તઆલા તેના માટે સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ મુકર્રર કરે છે જે સાંજ સુધી તેના માટે મગફિરતની દુઆ કરે છે અને જો સાંજે પઢે તો સવાર સુધી તેના માટે મગફિરતની દુઆ કરે છે અને જો મરી જાય તો શહીદ મરે છે.'

['તિરમિઝી', 'દારમી', 'ઈબ્ને સઅદ', 'હિસ્ને હસીન']

● (પ્રથમ ત્રણ વખત નીચે પ્રમાણે 'તઅવ્વુઝ' પઢે :–

**' અઊઝુ બિલ્લાહિસ્ સમીઈલ અલીમિ મિનશ્શયતાનિર્રજીમ.'**

● ( તે પછી સૂરએ 'હશર'ની નીચેની આયતો પઢે :–)

**'હુવલ્લાહુલ્લઝી લા ઈલાહ ઈલ્લા હૂ. આલિમુલ્ગયબિ વશ્શહાદતિ હુવર્રહમાનુર્રહીમ. હુવલ્લાહુલ્લઝી લા ઈલાહ ઈલ્લા હૂ. અલ્મલિકુલ કુદ્દુસુસ્ સલામુલ મુઅ્મિનુલ મુહયૂમિનુલ અઝીઝુલ જબ્બારુલ મુતકબ્બિર. સુબ્હાનલ્લાહિ અમ્મા યુશ્રિકૂન. હુવલ્લાહુલ ખાલિકુલ બારીઉલ મુસવ્વિરુ લહુલ અસ્માઉલ હુસ્ના યુસબ્બિહુ લહૂ મા ફીસ્સમાવાતિ વલ્અર્દિ વહુવલ અઝીઝુલ હકીમ.'**

**ભાવાર્થ :**

● તે અલ્લાહ (એવો છે કે) તેના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી.

● તે ગયબનો અને છુપી ચીજોને જાણવાવાળો છે.

● તે રહમાન અને રહીમ છે.

- તે અલ્લાહ (એવો છે કે) તેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી.
- તે બાદશાહ છે, પાક છે, સલામતીવાળો છે.
- તે અમન (શાંતિ) આપનારો છે, નિગેહબાની કરવાવાળો છે.
- તે અઝીઝ છે, જબ્બાર છે, ખૂબ મહાનતાવાળો છે.
- અલ્લાહ તે શિર્કથી પાક છે જેને તેઓ (મુશરિકો) કરે છે.
- તે અલ્લાહ પયદા કરવાવાળો (સર્જનહાર) છે.
- તે ઠીક ઠીક બનાવનારો છે.
- તેના સારા સારા નામો છે.
- જે પણ ચીજો આસમાનો અને જમીનમાં છે, તે તમામ તેની તસ્બીહ કરે છે.
- તે જબરદસ્ત હિકમતવાળો છે.



હઝરત અબૂઝર (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે કે, 'મને એક એવી આયતની ખબર છે કે જો લોકો તેના પર અમલ કરે તો તે જ તેમને કાફી છે. તે આયત આ છે :–

**"વમંય યત્તકિલ્લાહ યજ્અલ્ લહૂ મખ્રજંવ્ વ યર્ઝુકહૂ મિન હયસુ લા યહ્તસિબ."** [સૂરએ 'તલાક']

ભાવાર્થ :

જે શખ્સ અલ્લાહથી ડરશે તો અલ્લાહ તઆલા તેના માટે દરેક મુશ્કેલી અને મુસીબતમાંથી છુટકારાનો રસ્તો કાઢશે અને તેને બેગુમાન (અકલ્પિત) રિઝ્ક અતા ફરમાવશે.

(અર્થાત્ જે શખ્સ અલ્લાહ તઆલાથી ડરે, અલ્લાહ તઆલા તેના માટે છુટકારાનો રસ્તો પયદા કરી દે છે અને તેને એવી જગાએથી રોજી આપે છે જયાંથી રોજી મળવાની તેને ધારણા કે કલ્પના પણ ન હોય.)

['મુસ્નદે અહમદ', 'ઈબ્ને માજહ', 'દારમી', 'મિશ્કાત']

## દુઆ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે (હદીસે કુદસી) :

**"અ–ન ઈન્દ ઝન્નિ અબ્દી બી વ અ–ન મઅહૂ ઈઝા દઆની"**

**ભાવાર્થ :**

હું મારા બંદાના માટે એવો જ છું જેવો તે મારા વિશે ખ્યાલ કરે અને જયારે તે (મને) પોકારે છે ત્યારે હું તેની સાથે હોઉં છું.

['બુખારી', 'અલઅદબુલ મુફરદ']



હદીસ શરીફમાં છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'દુઆ માંગવું હૂબહૂ ઈબાદત કરવું છે.' તે પછી આપે દલીલ રૂપે કુર્આને કરીમની આ આયત તિલાવત ફરમાવી : **'વ કાલ રબ્બુકુમુદ્ઊની અસ્તજિબ લકુમ.'**

**ભાવાર્થ :**

અને તમારા પરવરદિગારે ફરમાવ્યું છે કે :

મારાથી દુઆ માંગ્યા કરો ! હું તમારી દુઆ કબૂલ કરીશ.

['મુસ્નદે અહમદ', 'તિરમિઝી', 'અબૂ દાઉદ', 'હિસ્ને હસીન', 'ઈબ્ને માજહ', 'નસાઈ']

## દુઆની રીત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'અલ્લાહથી એવી રીતે હાથ ઉઠાવીને માંગ્યા કરો કે, હથેળીઓનું રુખ સામે હોય, હાથ ઊલટા કરીને ન માંગ્યા કરો અને જયારે દુઆ કરી ચૂકો ત્યારે ઉઠાવેલા હાથ ચહેરા પર ફેરવી લો.

['સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']



હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે કોઈને યાદ ફરમાવતા અને તેના માટે દુઆ કરવા ચાહતા ત્યારે પ્રથમ પોતાના માટે (દુઆ) માંગતા, પછી તે શખ્સના માટે દુઆ ફરમાવતા.

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']



ફુઝાલહ ઈબ્ને ઉબયદ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક શખ્સને સાંભળ્યા, તેણે નમાઝમાં દુઆ કરી, જેમાં ન અલ્લાહની હમ્દ કરી, ન નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ મોકલ્યું !

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'આ આદમીએ દુઆમાં ઉતાવળ કરી !'

તે પછી આપે તેને બોલાવ્યો અને તેને યા તેની હાજરીમાં બીજા આદમીને સંબોધીને આપે ફરમાવ્યું કે,

'જયારે તમારામાંથી કોઈ નમાઝ પઢે તો (દુઆ કરવાથી પહેલાં) તેને જોઈએ કે, અલ્લાહની હમ્દો–સના કરે, પછી તેના રસૂલ પર દુરૂદ મોકલે, તે પછી જે ચાહે અલ્લાહથી માંગે.'

['જામિઅ તિરમિઝી', 'સુનને અબૂ દાઉદ', 'સુનને નસાઈ', 'મઆરિફુલ હદીસ']

## દુઆમાં હાથ ઉઠાવવા

હઝરત ઈકરમહ (રદિ.)નો ખ્યાલ છે કે તેમણે હઝરત આયશા સિદ્દીકહ (રદિ.)થી એ સાંભળ્યું કે :

તે ફરમાવતાં હતાં કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મેં જોયા કે આપ બંને હાથો ઉઠાવીને દુઆ ફરમાવતા હતા અને (દુઆમાં આ પ્રમાણે) ફરમાવી રહ્યા હતા :

'(હે અલ્લાહ !) હું પણ બશર (માનવ) છું. તું મારાથી જવાબ માંગીશ નહીં. મેં જો કોઈ મોમિનને સતાવ્યો હોય યા બૂરું કહ્યું હોય તો તેના વિશે પણ મારાથી જવાબ માંગીશ નહીં !' ['અલ અદબુલ મુફરદ']

## આમીન

અબૂ ઝહીર નમીરી (રદિ.)થી રિવાયત છે કે :

એક રાતે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે બહાર નીકળ્યા. અમે અલ્લાહના એક નેક બંદાની પાસેથી પસાર થયા જેઓ ખૂબ જ રડતાં રડતાં અલ્લાહ તઆલાથી (દુઆ) માંગી રહ્યા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઊભા રહીને તેની દુઆ અને અલ્લાહની સમક્ષ તેનું માંગવું, કરગરવું સાંભળવા લાગ્યા.પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અમને ફરમાવ્યું,

'જો એણે દુઆની પૂર્ણતા સહીહ કરી અને મુહર ઠીક લગાવી તો જે એણે માંગ્યું છે તેનો એણે ફેસલો કરાવી લીધો.'

અમારામાંથી એકે પૂછયું કે, 'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! સહીહ પૂર્ણતાનો અને મુહર ઠીક લગાવવાનો તરીકો શું છે ?'

આપે ફરમાવ્યું, 'આખિરમાં 'આમીન' કહીને દુઆ પૂર્ણ કરે (એટલે જો તેણે એવું કર્યું તો બસ અલ્લાહ તઆલાથી નકકી કરાવી લીધું.)'

['અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']

## આફિયતની દુઆ

હદીસ શરીફમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'તમારામાં જે શખ્સના માટે દુઆના દરવાજા ખોલી દેવામાં આવ્યા (અર્થાત્ દુઆ માંગવાની તૌફિક આપી દેવામાં આવી) તેના માટે રહમતના દરવાજા ખોલી દેવામાં આવ્યા. અલ્લાહ તઆલાથી જે દુઆ માંગવામાં આવે છે તેમાં અલ્લાહ તઆલાને સૌથી વધારે પસંદ એ છે કે, તેનાથી (દુનિયા અને આખિરતમાં) આફિયતની દુઆ માંગવામાં આવે.'

['જામિઅ તિરમિઝી', 'હિસ્ને હસીન']

## બલા દૂર થવાની દુઆ

એક બીજી હદીસમાં છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'કઝા અને કદર (તકદીર)થી બચવાની કોઈ તદબીર (યુકિત) ફાયદો નથી આપતી (હાં) અલ્લાહ તઆલાથી દુઆ માંગવું તે (આફત અને મુસીબત)માં પણ ફાયદો પહોંચાડે છે જે નાઝિલ થઈ ચૂકી છે તેમજ તે (મુસીબત)માં પણ જે હજુ સુધી નાઝિલ નથી થઈ અને બેશક બલા નાઝિલ થવાની હોય છે કે એટલામાં દુઆ તેનાથી જઈ મળે છે, આમ કિયામત સુધી એ બંનેમાં કશમકશ (ખેંચતાણ) થતી રહે છે (અને ઈન્સાન દુઆની બદવલત–દુઆના પ્રતાપે એ બલાથી બચી જાય છે.)'

['હિસ્ને હસીન', 'જામિઅ તિરમિઝી']

## કબૂલ થવાના યકીન સાથે દુઆ માંગવી

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જયારે અલ્લાહ તઆલાથી માંગો અને દુઆ કરો ત્યારે એવા યકીનની સાથે કરો કે તે જરૂર કબૂલ ફરમાવશે તથા જાણી લો અને યાદ રાખો કે અલ્લાહ તઆલા તેની દુઆ કબૂલ નહીં કરશે જેનું દિલ (દુઆના સમયે) અલ્લાહ તઆલાથી ગાફિલ અને બેપરવાહ હોય.'

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## દુઆમાં ઉતાવળ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'તમારી દુઆઓ ત્યાં સુધી કબૂલ થવાને કાબિલ હોય છે જયાં સુધી ઉતાવળથી કામ ન લેવામાં આવે. (ઉતાવળ આ છે કે:) બંદો કહેવા લાગે કે, મેં દુઆ કરી હતી, પરંતુ કબૂલ જ ન થઈ !'

['સહીહ બુખારી', ' સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## દુઆમાં અડગતા અને મક્કમતા

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જયારે તમારામાંથી કોઈ દુઆ કરે તો તે આ પ્રમાણે ન કહે કે :

''હે અલ્લાહ ! તું અગર ચાહે તો મને બખ્શી દે અને ચાહે તો રહમત ફરમાવ તેમજ તું ચાહે તો મને રોઝી આપ !'' બલકે પોતાના તરફથી અડગતા અને મક્કમતાની સાથે અલ્લાહ તઆલાના હુઝૂરમાં માંગે તથા યકીન કરે કે બેશક તે (અલ્લાહ) કરશે તે જ, જે તે ચાહશે, કોઈ એવું નથી જે ભાર આપીને તેની પાસે કરાવી શકે.'

['સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

## મોતની દુઆની મનાઈ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'તમે લોકો મોતની દુઆ અને તમન્ના નહીં કરો. જો કોઈ આદમી એવી દુઆના માટે લાચાર જ હોય (અને કોઈ કારણે જિંદગી તેના માટે અસહ્ય હોય) તો અલ્લાહ તઆલાના હુઝૂરમાં આ પ્રમાણે અરજ કરે : ''હે અલ્લાહ ! જયાં સુધી મારા માટે જિંદગી બેહતર છે ત્યાં સુધી મને જીવતો રાખ અને જયારે મારા માટે મોત બેહતર હોય ત્યારે દુનિયાથી મને ઉઠાવી લે !''

['સુનને નસાઈ', 'મઆરિફુલ હદીસ']

## સિજદહમાં દુઆ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

'સિજદહની હાલતમાં બંદો પોતાના પરવરદિગારથી ખૂબ જ નિકટતા મેળવી લે છે, એટલે તમે એ હાલતમાં ખૂબ ખૂબ દુઆ માંગ્યા કરો !'

## દુઆની કબૂલિયત પર શુક્ર

એક હદીસમાં છે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'કઈ ચીજ તમારામાંથી કોઈ શખ્સને એનાથી આજિઝ કરે છે (રોકે છે) કે જયારે તે પોતાની દુઆને કબૂલ થયેલી જુએ, દાખલા તરીકે : કોઈ બીમારીમાંથી શિફા પ્રાપ્ત થઈ જાય યા સફરથી (ખયર અને આફિયતની સાથે) પાછો આવી જાય તો કહે :–

'અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી બિ ઈઝઝતિહી વ જલાલિહી તતિમ્મુસ્સાલિહાત.' ['હિસ્ને હસીન', 'હાકિમ', 'ઈબ્ને સિન્ની']

# મકબૂલ દુઆઓ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'મોમિન બંદાની કોઈ દુઆ એવી ન હશે જેના વિશે ખુદા આ બયાન ન ફરમાવે કે :

''આ (દુઆ) મેં દુનિયામાં કબૂલ કરીને અને તમારી આ (દુઆ) આખિરતના માટે સંગ્રહ કરીને રાખી.''

ત્યારે (આખિરતમાં) મોમિન બંદો વિચારશે કે, ''કાશ ! મારી કોઈ પણ દુઆ દુનિયામાં કબૂલ ન થત !'' એટલા માટે બંદાએ હરેક હાલતમાં દુઆ માંગતા રહેવું જોઈએ.' ['હાકિમ']



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

'બે ચીજો ખુદાના દરબારથી રદ કરવામાં નથી આવતી :

એક અઝાન વખતની દુઆ અને બીજી જિહાદ (સફબંદી)ના વખતની દુઆ.' ['અબૂ દાઉદ']



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

'અઝાન અને ઈકામતના દરમિયાની ગાળાની દુઆ રદ કરવામાં નથી આવતી.'

સહાબએ કિરામ (રદિ.)એ પૂછયું,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ )! આ સમયગાળામાં (અમે) કઈ દુઆ માંગ્યા કરીએ ?'

ફરમાવ્યું,

'આ દુઆ માંગ્યા કરો :

**''અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્ અફ્વ વલ આફીયત ફીદ્દુન્યા વલ્ આખિરહ.''**



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'ત્રણ દુઆઓ છે જે ખાસ તૌરથી કબૂલ થાય છે. તેમની કબૂલિયતમાં શંકા જ નથી.

(૧) અવલાદના હકમાં માં–બાપની દુઆ
(૨) મુસાફિર અને પરદેશીની દુઆ અને
(૩) મઝલૂમની દુઆ ['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે :
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,
'પાંચ આદમીઓની દુઆઓ ખાસ તૌર પર કબૂલ થાય છે :

(૧) મઝલૂમની દુઆ જયાં સુધી તે બદલો ન લે.
(૨) હજ કરનારાની દુઆ જયાં સુધી તે પરત થઈને પોતાના ઘરે પાછો ન આવે.
(૩) રાહે ખુદામાં જિહાદ કરનારાઓની દુઆ, જયાં સુધી તે શહીદ થઈને દુનિયાથી લાપતા ન થઈ જાય.
(૪) બીમારની દુઆ જયાં સુધી તે તંદુરસ્ત ન થઈ જાય અને
(૫) એક ભાઈની બીજા ભાઈના માટે ગાઈબાનહ (પરોક્ષ–છૂપી) દુઆ.



આ સર્વ બયાન ફરમાવ્યા બાદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'અને આ દુઆઓમાં સૌથી જલદી કબૂલ થનારી દુઆ, કોઈ ભાઈના માટે ગાઈબાનહ (પરોક્ષ–છૂપી) દુઆ છે.'

['દઅવાતુલ કબીર લિલ બયહકી', 'મઆરિફુલ હદીસ']

## ભાઈની દુઆએ ગાઈબાનહ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા હતા કે,

'મર્દ મુસલમાનની તે દુઆ જે તે પોતાના ભાઈના માટે ગાઈબાનહ કરે છે, જરૂર કબૂલ થાય છે. એના પર એક ફરિશ્તો મુકર્રર હોય છે, જયારે તે પોતાના ભાઈના માટે દુઆએ ખયર કરે છે, ત્યારે ફરિશ્તો તેના પર ''આમીન'' કહે છે અને આ પ્રમાણે કહે છે : ''વ લક મિસ્લુ ઝાલિક.''

['અલ અદબુલ મુફરદ']



## પોતાના કરતાં નાનાઓ પાસે દુઆ કરાવવી

હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે,

'એક વખતે મેં ઉમરહ કરવાના માટે મક્કા મુઅઝ્ઝમા જવાની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ઈજાઝત ચાહી. આપે મને ઈજાઝત આપી અને ઈરશાદ ફરમાવ્યો કે,

'ભાઈ ! મને પણ પોતાની દુઆઓમાં શામિલ કરજો અને અમને ભૂલી ન જશો !'

હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે,

'આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને સંબોધીને જે ''ભાઈ'' શબ્દ કહ્યો તેના બદલામાં જો મને આખી દુનિયા આપી દેવામાં આવે તો પણ હું રાજી ન થઈશ.'

['સુનને અબી દાઉદ', 'જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કેટલીક દુઆઓ

'સહીહ મુસ્લિમ' માં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે તશરીફ લાવ્યા અને ફરમાવ્યું,

'હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું આપને તકલીફ છે ?'

આપે ફરમાવ્યું કે, 'હા, છે.'

હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામે આ (દુઆ) પઢીને દમ કર્યો :

**'બિસ્મિલ્લાહિ અર્કીક મિન કુલ્લિ દાઈન યૂઝીક મિન શર્રિ કુલ્લિ નફસિન અવ અયૂનિન હાસિદિનિલ્લાહુ યશ્ફીક બિસ્મિલ્લાહિ અર્કીક.'**

ભાવાર્થ :

અલ્લાહના નામથી હું આપ પર દમ કરું છું, દરેક બીમારીથી જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તકલીફ આપે. દરેક વ્યકિતના યા નઝરે હાસિદના શર (બુરાઈ)થી અલ્લાહ આપને શિફા આપશે. અલ્લાહના નામની સાથે હું આપ પર દમ કરું છું. ['ઝાદુલ મઆદ']

□

# વિવિધ દુઆઓ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

જયારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કોઈ વાતનો સદમો થતો ત્યારે આપ આસમાન તરફ શિર મુબારક ઊંચું કરતા અને : 'સુબ્હાનલ્લાહિલ અઝીમ' પઢતા અને જયારે દુઆમાં ખૂબ કોશિશ ફરમાવતા ત્યારે : 'યા હય્યુ યા કય્યૂમ' પઢતા.

['ઝાદુલ મઆદ', 'તિરમિઝી']



હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જયારે કોઈ ચિંતા અને પરેશાની થતી ત્યારે આપની દુઆ આ હોતી હતી :

**'યા હય્યુ યા કય્યૂમુ બિરહ્મતિક અસ્તગીસુ.'**

**ભાવાર્થ :**

હે હય્ય અને હે કય્યૂમ ! હે સદા જીવંત રહેનાર, અને હે સૌને સંભાળ–નાર ! બસ તારી જ રહમતથી મદદ ચાહું છું. ['ઝાદુલ મઆદ']

અને (બીજાઓથી) ફરમાવતા :

**'અલ્ઝિમૂ બિ યા ઝલજલાલિ વલ ઈકરામ.'**

**ભાવાર્થ :**

**'યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ** (મોટાઈ અને ઈન્આમવાળા)થી વળગી રહો !'

(અર્થાત્ : આ કલિમહના ઝરીયાથી અલ્લાહ તઆલાથી મદદની માંગણી અને ફરિયાદ કરતા રહો ! )



હઝરત અલી (ક.વ.)નું બયાન છે કે,

જંગે બદરમાં જયારે હું કાફિરોની સાથે લડતો લડતો આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે હાજર થયો ત્યારે મેં જોયું કે સરદારે દો જહાં સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સિજદહમાં શિર મૂકીને 'યા હય્યુ યા કય્યૂમ' પઢી રહ્યા છે.

હું ત્યાંથી ચાલી ગયો અને લડાઈમાં શરીક થઈ ગયો. ફરી પાછો જયારે ખિદમતે અકદસમાં હાજર થયો ત્યારે પણ આપ એ જ પ્રમાણે

સિજદહમાં શિર મૂકીને 'યા હય્યુ યા કય્યૂમ' પઢી રહ્યા હતા, અહીં સુધી કે અલ્લાહ તઆલાએ આપને ફતેહ (વિજય)ની ખૂશખબરી સંભળાવી દીધી.'

['નસાઈ', 'હાકિમ', 'હિસ્ને હસીન']



જ્યારે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કોઈ બાબતમાં વધારે પરેશાની થતી તો ચાદર બિછાવી દેતા, ઊભા થઈ જતા અને દુઆ માટે પોતાના હાથ એટલા લાંબા કરી દેતા કે આપની બગલની સફેદી સુદ્ધાં દેખાતી.



જ્યારે આપ દુઆ પૂરી કરતા ત્યારે બંને હાથોને ચહેરા પર ફેરવી લેતા હતા.



દુઆ અને ઈસ્તિગફારના શબ્દો ત્રણ–ત્રણ વખત દોહરાવતા હતા.



આપ દુઆમાં (કવિતાની જેમ) અલંકારિક શબ્દરચના કે પ્રાસ–રચના કરતા ન હતા અને ન તેને સારું સમજતા હતા.



આપ જ્યારે કોઈ મજલિસથી ઊભા થતા ત્યારે આ દુઆ પઢતા :

**'સુબ્હાનકલ્લાહુમ્મ વબિહમ્દિક અશહદુ અલ્લા ઈલાહ ઈલ્લા અન્ત અસ્તગફિરુક વ અતૂબુ ઈલયક.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! હું આપની પાકી બયાન કરું છું આપની હમ્દની સાથે. હું દિલથી ઈકરાર કરું છું કે તારા સિવાય ઈબાદતના લાયક કોઈ નથી. હું આપથી મગ્ફિરત ચાહું છું અને આપની સમક્ષ તવબા કરું છું.



B
10

જયારે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કોઈ ખૂશી પેશ આવતી ત્યારે આ પ્રમાણે કહેતા :

**'અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી બિનિઅ્મતિહી તતિમ્મુસ્સાલિહાત.'**

**ભાવાર્થ :**

શુક્ર છે અલ્લાહનો જેના ઈન્આમના કારણે સારી વસ્તુઓ પૂર્ણતાએ પહોંચે છે.



જયારે ના-ગવારીની હાલત (અણગમતી બાબત) પેશ આવતી ત્યારે ફરમાવતા :

**'અલ્હમ્દુલિલ્લાહિ અલા કુલ્લિ હાલ.'** ['હાકિમ']

**ભાવાર્થ :**

હરેક હાલતમાં અલ્લાહનો શુક્ર છે.



જયારે આપ રસ્તામાં કોઈનો હાથ પકડતા અને પછી જુદા થતા ત્યારે ફરમાવતા :

**'અલ્લાહુમ્મ રબ્બના આતિના ફિદ્દુન્યા હસનતંવ્ વફિલ્આખિરતી હસનતંવ્ વકિના અઝાબન્નાર.'**



કોઈનું કર્ઝ અદા ફરમાવતા ત્યારે આ દુઆ દેતા :

**'બારકલ્લાહુ ફી અહ્લિક વ માલિક ઈન્નમા જઝાઉસ્ સલફિલ્હમ્દુ વલ્ અદાઉ.'**

**ભાવાર્થ :**

અલ્લાહ તઆલા તારા ઘરબાર અને તારા માલમાં બરકત આપે ! કર્ઝનો બદલો તા'રીફ અને (સમય પર) અદાયગી છે.



જ્યારે કોઈ શખ્સ નવો લિબાસ પહેરીને ખિદમતે અકદસમાં હાજર થતો ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેની તા'રીફ કરતા :

'હસનતુન હસનતુન' (ઘણું સુંદર, ઘણું સુંદર !) અને પછી ફરમાવતા :

'અબ્લિ વ અખ્લિક' ( જૂનું કરો, જર્જરિત કરો !)



જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે કોઈ ભેટરૂપે ફળ લાવતું અને તે ફળ પ્રથમ વખત જ ખાવાના કાબિલ હોતા, ત્યારે તેને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આંખોથી લગાવી લેતા, પછી બંને હોઠોથી લગાવતા અને ફરમાવતા :

**'અલ્લાહુમ્મ કમા અરયૂતના અવ્વલહૂ ફઅરિના આખિરહૂ.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! જેવી રીતે આપે અમને આ ફળની શરૂઆત દેખાડી તેવી રીતે એની આખિર પણ દેખાડ ! તે પછી ત્યારે ત્યાં જે બાળકો હાજર હોય તેને આપી દેતા હતા. ['ઈબ્ને સિન્ની']



જયારે આપ લશ્કરને વિદાય કરતા ત્યારે આ દુઆ દેતા :

**'અસ્તવૂદિઉલ્લાહ દીનકુમ વ અમાનતકુમ વ ખવાતીમ અઅ્માલિકુમ.'** ['અબૂ દાઉદ']

**ભાવાર્થ :**

હું અલ્લાહને સોપું છું તમારા દીનને અને તમારી હિફાઝતને લાયક ચીજોને તેમજ તમારા આ'માલના અંજામોને.



હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે નવો લિબાસ પહેરતા ત્યારે અલ્લાહ તઆલાની હમ્દ કરતા અર્થાત્ પઢતા :

**'અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી કસાના હાઝા.'**

**ભાવાર્થ :**

તમામ તા'રીફો અલ્લાહ પાકના માટે છે જેણે અમને આ (લિબાસ) પહેરાવ્યો.યા બીજા કોઈ શુક્રના શબ્દો કહેતા અને શુક્રાનાની બે રકાત નફલ નમાઝ પઢતા તેમજ જૂનો લિબાસ કોઈ મોહતાજને આપી દેતા.

['ઈબ્ને અસાકિર']



જ્યારે કોઈને ત્યાં ખાવાનું ખાતા ત્યારે મિઝબાન (ખવડાવનાર)ના માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દુઆ ફરમાવતા :

**'અલ્લાહુમ્મ બારિક લહુમ ફીમા રઝકતહુમ વગ્ફિરલહુમ વર્હમૂહુમ.'** [ 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈ મજલિસમાં બેસતા અને વાતચીત કરતા તો જ્યારે ત્યાંથી ઉઠવાનો ઈરાદો કરતા ત્યારે દસ (૧૦) થી લઈને પંદર(૧૫) વખત ઈસ્તિગફાર પઢતા.['ઈબ્ને સિન્ની']

એક રિવાયતમાં આ ઈસ્તિગફાર આવ્યો છે :

**'અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લા ઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ કય્યૂમુ વ અતૂબુ ઈલયહ.'**

**ભાવાર્થ :**

હું મગ્ફિરત ચાહું છું અલ્લાહ પાકથી કે તેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, તે જીવંત છે, જગતને કાયમ રાખનાર છે અને હું તેની સમક્ષ તવબા કરું છું.



જ્યારે આપને કોઈ મુશ્કેલી પેશ આવતી હતી ત્યારે આપ નફલ નમાઝ પઢતા હતા. આ અમલથી જાહેરી અને છુપો, દુન્યવી અને આખિરતનો ફાયદો થતો તેમ જ પરેશાની દૂર થઈ જતી. ['અબૂ દાઉદ']



જ્યારે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈની અયાદત (બીમારપુર્સી) ફરમાવતા ત્યારે તેનાથી (બીમારથી) આપ આ ફરમાવતા :

**'લા બઅ્સ તહૂરુન ઈન્શાઅલ્લાહુ તઆલા.'**

**ભાવાર્થ :**

કંઈ ડરશો નહીં, એ (બીમારી) તો ગુનાહનો કફ્ફારો છે, ઈન્શાઅલ્લાહુ તઆલા. ['તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

# હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે શીખવેલી કેટલીક દુઆઓ

## મળસકાની દુઆ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'દરેક રાતે જ્યારે રાતનો એક તૃતિયાંશ હિસ્સો બાકી રહી જાય છે ત્યારે અલ્લાહ તઆલા આસમાને દુનિયા પર નુઝૂલે ઈજલાલ ફરમાવે છે અને ફરમાવે છે :

''જે મને પોકારશે, તેને (હું) સાંભળીશ ! જે મારાથી માંગશે, તેને (હું) આપીશ ! જે મારીપાસે મગફિરત અને માફી માંગશે તેને (હું) બખ્શી દઈશ !'' ['અલ અદબુલ મુફરદ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'દીન (મઝહબ) આસાન છે. હરગિઝ કોઈ શખ્સ સખ્તી (અને મુબાલગહ–અત્યુક્તિ)ની સાથે દીન પર ગાલિબ (પ્રભાવી) થવાનો ઈરાદો ન કરશે, પરંતુ દીન જ તેને હરાવી દેશે. માટે સીધા ચાલો, નજીક રહો અને ખૂશખબરી મેળવો તેમજ સવાર–સાંજના સમયે તથા રાતના આખિરી હિસ્સાથી (કામમાં) સહારો લો !' ['ઝિક્રુલ્લાહ']

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ કોઈ મજલિસમાં બેઠો, જેમાં તેનાથી ઘણી (આખિરતમાં) પૂછપરછ અને પકડ થાય એવી ફુઝૂલ અને નકામી–વ્યર્થ વાતો થઈ હોય, પરંતુ તેણે મજલિસથી ઊઠતી વખતે (નીચે પ્રમાણે) કહ્યું તો અલ્લાહ તઆલા તેની તે તમામ લગઝિશો (ખતાઓ)ને માફ કરી દેશે જે મજલિસમાં તેનાથી થઈ હોય.

**'સુબ્હાનકલ્લાહુમ્મ વબિહમ્દિક અશહદુ અલ્લાઈલાહ ઈલ્લા અન્ત અસ્તગફિરુક વ અતૂબુ ઈલયક.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! હું તારી હમ્દની સાથે તારી પાકી બયાન કરું છું અને ગવાહી આપું છું કે માત્ર તું જ ઈબાદતના લાયક અને બરહક છે. તારા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. હું મારા ગુનાહોની તુજથી મગફિરત ચાહું છું અને તારા સમક્ષ હું તવબા કરું છું.

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ સૂવા માટે બિસ્તર પર આડા પડતી વખતે અલ્લાહ તઆલા સમક્ષ આ પ્રમાણે તવબા અને ઈસ્તિગફાર કરે તથા ત્રણ વખત અરજ કરે તો તેના બધાં ગુનાહ બખ્શી દેવામાં આવશે, ભલે ને તે વૃક્ષોના પાંદડાઓ તેમજ મશહૂર રણ આઈજની રેતીના કણો તથા દુનિયાના દિવસોની જેમ બેશુમાર–અસંખ્ય હોય.

**'અસ્તગફિરુલ્લાહલ્લઝી લા ઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ કય્યૂમુ વ અતૂબુ ઈલયહ.'**

**ભાવાર્થ :**

હું મગફિરત અને બખ્શિશ ચાહું છું તે અલ્લાહ તઆલાથી જેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી અને તે જીવંત છે તથા તમામ જગતને કાયમ રાખનાર છે, હમેશાં રહેનાર છે અને બધાંનો કારસાઝ છે. (હું) તેની સમક્ષ તવબા કરું છું. ['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## બેખ્વાબી (અનિદ્રા)ના માટે દુઆ

હઝરત બુરયદહ (રદિ.)થી રિવાયત છે :

હઝરત ખાલિદ ઈબ્ને વલીદે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી શિકાયત કરી કે, મને રાતે ઊંઘ નથી આવતી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જયારે તમે બિસ્તર પર સૂઓ ત્યારે અલ્લાહ તઆલાથી આ દુઆ કરી લેતા રહો :

**" અલ્લાહુમ્મ રબ્બસ્સમાવાતિસ્સબ્ઈ વમા અઝલ્લત વ રબ્બલ અર્દીન વમા અકલ્લત વ રબ્બશ્ શયાતિનિ વમા અદલ્લત કુલ્લી જારન મિન શર્રિ ખલ્કિક કુલ્લિહિમ્ જમીઅન અંય યફરુત અલય્ય અહદુન અઝ્ઝ જારુક જ જલ્લ સનાઉક વ લા ઈલાહ ગયરુક લા ઈલાહ ઈલ્લા અન્ત."**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! પરવરદિગાર સાતે આસમાનોના અને તે ચીજોના જેના પર તેનો પડછાયો છે તથા પરવરદિગાર જમીનોના અને તે ચીજોના જેને જમીને ઉપાડેલી છે તેમજ પરવરદિગાર શયતાનોના અને તે ચીજોના જેને તેમણે ગુમરાહ (માર્ગભ્રષ્ટ) કર્યા છે. (તું) મારો નિગેહબાન રહેજો પોતાની તમામ તર મખ્લૂકની બુરાઈથી (અને) તેનાથી કે જુલ્મ કરે તેઓમાંથી કોઈ મારા પર યા ઝિયાદતી કરે મારા પર, મહફૂઝ (સુરક્ષિત) છું, તારો પનાહ પામેલો છું અને તારી તા'રીફ મહાન છે અને તારા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી . ['તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## ચિંતા અને પરેશાનીના વખતની દુઆ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે આદમીને પરેશાની અને ફિકર–ચિંતા વધારે હોય તો તેને જોઈએ કે તે અલ્લાહ તઆલાની સમક્ષ આ રીતે અરજ કરે :

**"અલ્લાહુમ્મ ઈન્ની અબ્દુક વબ્નુ અબ્દિક વબ્નુ અમતિક વફી કબ્દતિક નાસિયતી બિયદિક મા દિન ફીય્ય હુકમિક અદ્લુન ફીય્ય કદાઉક અસ્અલુક બિ કુલ્લિસ્મિન હુવ લક સમ્મયૃત બિહી નફસક અવ અંઝલતહૂ**

**ફી કિતાબિક અવિસ્તઅ્સર્ત બિહી ફી મકનૂનિલ્ ગયબિ ઈન્દક અન તજ્અલલ્ કુર્આનલ્ અઝીમ રબીઅ કલ્બી વ જલાઅ હમ્મી વ ગમ્મી."**

ભાવાર્થ :

હે અલ્લાહ ! હું તારો બંદો છું અને તારા એક બંદાનો બેટો છું અને (હું) બિલકુલ તારા કબજામાં છું અને સમગ્ર શરીર તારા શકિતશાળી હાથમાં છે. મારી બાબતમાં તારો હુકમ જારી થઈ ગયો છે અને અયૂન અદલ (ન્યાય) છે મારી બાબતમાં તારો ફેસલો. હું તારાથી તારા તે દરેક પવિત્ર નામના વાસ્તાથી, જેનાથી તેં પોતાની મુકદ્દસ ઝાતને, મવસૂમ (નામાંકિત) કરી છે, યા પોતાની કોઈ કિતાબમાં તેને નાઝિલ ફરમાવી છે, યા પોતાના ખાસ છુપા ગેબી ખઝાનામાં જ તેને સુરક્ષિત રાખી છે, દુઆ કરું છું કે કુર્આને અઝીમને મારા દિલની બહાર (વસંતઋતુ) બનાવી દે અને તેની બરકતથી મારી ચિંતાઓ અને ગમોને દૂર ફરમાવી દે !



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે બંદો પણ આ કલિમાતના ઝરીયાથી અલ્લાહ તઆલાથી દુઆ કરશે, અલ્લાહ તઆલા તેની ચિંતાઓ અને પરેશાનીઓને દૂર ફરમાવીને જરૂર–જરૂર તેને કુશાદગી (મોકળાશ, હળવાસ, ચિંતારહિતતા) અતા ફરમાવશે.' ['રઝીન', 'મઆરિફુલ હદીસ']

## રંજ, ગમ અને કર્ઝની અદાયગી માટે દુઆ

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે,

એક દિવસની વાત છે. આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મસ્જિદમાં તશરીફ લાવ્યા. ત્યાં એક અનસારી અબૂ ઉમામહ (રદિ.) બેઠેલા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'હુ અબૂ ઉમામહ ! તમે બેવકત મસ્જિદમાં શા માટે બેઠા છો ?'

તેમણે અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! જાત જાતના રંજ અને ગમ છે તથા લોકોના કર્ઝ મારી પાછળ વળગેલાં છે ! '

ફરમાવ્યું,

'હું તમને એવા કેટલાક કલિમા બતાવી દઉં છું કે તેને પઢવાથી અલ્લાહ તઆલા તમારા રંજ અને ગમને દૂર કરી દેશે તેમજ કર્ઝ અદા કરી દેશે.

તમે સવાર–સાંજ આ પ્રમાણે કહ્યા કરો :–

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ્હમ્મિ વલ્હુઝ્નિ વ અઊઝુબિક મિનલ્ અજ્ઝિ વલ કસ્લિ વ અઊઝુબિક મિનલ હુબ્નિ વલ બુખ્લિ વ અઊઝુબિક મિન ગલ્બતિદ્ દય્નિ વ કહ્રિર્રિજાલિ.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! હું તારી પનાહ પકડું છું, ચિંતાથી અને ગમથી અને તારી પનાહ પકડું છું, કમહિમ્મતી અને સુસ્તીથી અને તારી પનાહ પકડું છું, બુઝદિલીથી અને તારી પનાહ પકડું છું કર્ઝના ઘેરી લેવાથી તેમજ લોકોના દબાવી લેવાથી.



હઝરત અબૂ ઉમામહ (રદિ.) ફરમાવે છે કે,

'હું થોડાંક જ દિવસ આ કલિમાત પઢવા પામ્યો હતો કે અલ્લાહ તઆલાએ મારા રંજ અને ગમ દૂર ફરમાવી દીધા તેમજ કર્ઝ પણ અદા કરાવી દીધું !' ['હિસ્ને હસીન']



હઝરત અબુદ્દરદાઅ (રદિ.)ને કોઈએ આવીને જાણ કરી કે આપનું મકાન સળગી ગયું.

હઝરત અબૂદરદાઅ (રદિ.)એ (ખૂબ જ બેફિકરીથી) ફરમાવ્યું કે, 'હરગિઝ નથી સળગ્યું !' અલ્લાહ તઆલા હરગિઝ એવું નહીં કરશે, કારણ કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે કે,

''જે શખ્સ આ કલિમાત દિવસની શરૂઆતમાં પઢી લે તો સાંજ સુધી તેને કોઈ મુસીબત ન પહોંચશે અને જે સાંજે પઢી લે તો સવાર સુધી તેના પર કોઈ મુસીબત નહી આવશે.''

વળી કેટલીક રિવાયતોમાં છે કે,

''તેના જાનમાં અને અહલો-અયાલ (બાળ બચ્ચાં)માં અને માલમાં કોઈ આફત નહીં આવશે અને મેં આ કલિમાત સવારે પઢી લીધેલાં છે તો પછી મારું મકાન કેવી રીતે સળગી શકે છે ? !'

તે પછી લોકોને કહ્યું કે,

'આવીને જુઓ !'

બધાંની સાથે ચાલીને આપ મકાન પર પહોંચ્યા, તો જુએ છે કે, મહોલ્લામાં આગ લાગી અને અબુદરદાઅ (રદિ.)ના મકાનની ચારે તરફના મકાનો સળગી ગયાં, પરતું તેમનું મકાન વચમાં મહફૂઝ (સુરક્ષિત) રહ્યું.

તે કલિમાત આ છે :–

**'અલ્લાહુમ્મ અન્ત રબ્બી લાઈલાહ ઈલ્લા અન્ત અલય્ક તવક્કલ્તુ વ અન્ત રબ્બુલ અર્શિલ અઝીમ. માશાઅલ્લાહુ કાન વમા લમ્ યશઅ્ લમ્ યકુન લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમિ અઅ્લમુ અન્નલ્લાહ અલા કુલ્લિ શય્ઈન કદીર. વ અન્નલ્લાહ કદ અહાત બિકુલ્લિ શય્ઈન ઈલ્મા.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! આપ મારા પરવરદિગાર છો. આપના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. મેં આપ પર ભરોસો કર્યો. વળી આપ પરવરદિગાર છો અર્શે અઝીમના. જે અલ્લાહ પાકે ચાહ્યું (તે) થયું અને જે નહીં ચાહ્યું (તે) નહીં થયું. ગુનાહોથી ફરવાની અને ઈબાદત કરવાની તાકાત અલ્લાહના જ તરફથી છે જે બુલંદ (અને) અઝીમ (મહાન) છે. હું જાણું છું બેશક અલ્લાહ તઆલા હર ચીજ પર શકિતમાન છે અને બેશક અલ્લાહ તઆલાએ ઘેરી લીધી છે દરેક ચીજને પોતાના ઈલ્મના ઝરીયાથી.

## મુસીબત અને ગમના મોકા પર

મુસનદમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત છે :

'જો કોઈ શખ્સ મુસીબતમાં ફસાઈ જાય તો આ પ્રમાણે દુઆ કરે :–

**"ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન. અલ્લાહુમ્મ અજિર્ની ફી મુસીબતી વખ્લુફ લી ખય્રમ્ મિન્હા."**

**ભાવાર્થ :**

બેશક અમે અલ્લાહના જ માટે છીએ અને અમે અલ્લાહના જ તરફ પરત થનારા છીએ. હે અલ્લાહ ! મારી મુસીબતમાં મને અજર આપ અને એના બદલામાં મને એના કરતાં સારો બદલો ઈનાયત ફરમાવ.



સહીહૈન (સહીહ બુખારી અને સહીહ મુસ્લિમ)માં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બેચેનીના મોકા પર આ દુઆ પઢ્યા કરતા હતા :–

**'લા ઈલાહ ઈલ્લલ્લાહુલ અઝીમુલ્ હલીમુ લા ઈલાહ ઈલ્લલ્લાહુ રબ્બુલ અર્શિલ અઝીમ. લા ઈલાહ ઈલ્લલ્લાહુ રબ્બુસ્સમાવાતિસ્સબ્ઈ વ રબ્બુલ અર્દી રબ્બુલ અર્શિલ કરીમ.'** ['ઝાદુલ મઆદ']

**ભાવાર્થ :**

અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી (જે) અઝીમ (અને) બુર્દબાર (સહનશીલ) છે. અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી (જે) પરવરદિગાર છે અર્શે અઝીમનો. અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી (જે) પરવરદિગાર છે સાતો આસમાનોનો અને પરવરદિગાર છે જમીનનો અને પરવરદિગાર છે બુઝુર્ગીવાળા અર્શનો.



જ્યારે કોઈ શખ્સ કોઈ કામ કરવાથી આજિઝ થઈ જાય યા વધારે કુવ્વત અને તાકાત ચાહે તો તેને જોઈએ કે સૂતી વેળા :–

'સુબ્હાનલ્લાહ' ૩૩ (તેત્રીસ) વખત

'અલ્હમ્દુલિલ્લાહ' ૩૩ (તેત્રીસ) વખત અને

'અલ્લાહુ અકબર' ૩૪ (ચોત્રીસ) વખત પઢ્યા કરે.

['બુખારી', 'મુસ્લિમ', 'તિરમિઝી', 'અબૂ દાઉદ', 'હિસ્ને હસીન']

## કોઈને મુસીબતમાં જુએ તે વખતની દુઆ

અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) તેમજ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

જો કોઈ આદમીની નજર કોઈ મુસીબતમાં ઘેરાયેલા અને દુઃખી (માણસ) પર પડે અને તે (નીચે પ્રમાણે) કહે, તો તે પેલી બલા અને મુસીબતથી મહફૂઝ (સુરક્ષિત) રહેશે, ભલે ને તે કોઈ પણ મુસીબત હોય !

**'અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ્તલાક બિહી વ ફદ્દલની અલા કસીરીમ્ મિમ્મન ખલક તફદીલા.'**

**ભાવાર્થ :**

હમ્દ તેના માટે છે જેણે મને આફિયત (સુખ–શાંતિ) આપી અને મહફૂઝ (સુરક્ષિત) રાખ્યો તે બલાથી અને મુસીબતથી જેમાં તને નાખવામાં આવ્યો અને પોતાની ઘણી–ખરી મખ્લૂક પર મને ફઝીલત બખ્શી.

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']



ઉપરાંત હઝરત અસ્મા (રદિ.) (બિન્તે અમીસ)થી રિવાયત છે : ફરમાવે છે કે,

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વખતે મને ફરમાવ્યું,

'શું હું તમને એવા કલિમાત ન બતાઉં જેને તકલીફ યા બેચેનીના વખતે અથવા બેચેનીની હાલતમાં (તમે) કહી લિયા કરો ?

તે (કલિમાત) આ છે :–

**'અલ્લાહુ રબ્બી લા ઉશ્રિકુ બિહી શયૂઆ.'**

**ભાવાર્થ :**

અલ્લાહ મારો પરવરદિગાર છે. હું તેનો કોઈને પણ શરીક (ભાગીદાર) નથી બનાવતો.



એક રિવાયતમાં છે કે એને સાત વખત કહેવામાં આવે.

['ઝાદુલ મઆદ']

## સખત ભય વખતની દુઆ

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે :

અમે લોકોએ ગઝવએ ખંદકના દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું આ નાજુક સમયના માટે કોઈ ખાસ દુઆ છે જેને અમે અલ્લાહ તઆલાની સમક્ષ અરજ કરતા રહીએ ? હાલત એ છે કે, અમારા દિલો ભયના કારણે ઊછળી ઊછળીને ગળામાં આવે છે !'

આપે ફરમાવ્યું,

'હા ! અલ્લાહ તઆલાની સમક્ષ આ પ્રમાણે અરજ કરો :–

**"અલ્લાહુમ્મસ્તુર્ અવ્રાતિના વ આમિન રવ્આતિના."**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! અમારી પરદાદારી ફરમાવ (અમારી ઊણપોને ઢાંકી દે !) અને અમારી ગભરામણને બેખવફી–નિર્ભયતા તેમજ ઈત્મીનાનથી બદલી દે !



અબૂ સઈદ (રદિ.) કહે છે કે,

પછી અલ્લાહ તઆલાએ આંધી મોકલીને દુશ્મનોના મુખ ફેરવી દીધા અને તે આંધીથી જ અલ્લાહ તઆલાએ તેઓને હાર આપી.

['મઆરિફુલ હદીસ', 'મુસ્નદે અહમદ']

## ઊંઘમાં બીવું

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જયારે તમારામાંથી કોઈ (બીહામણું સ્વપ્નું જોઈને) ઊંઘમાં ડરી જાય તો આ પ્રમાણે દુઆ કરે :–

**'અઊઝુ બિકલિમાતિલ્લાહિત્ તામ્માતિ મિન ગદબિહી વ અઝાબિહી વ મિન શર્રિ ઈબાદિહી વ મિન હમ્ઝાતિશ્ શયાતિનિ વ અંય યહદુરૂન.'**

**ભાવાર્થ :**

હું પનાહ માંગું છું અલ્લાહ તઆલાના કલિમાતે તામ્માતના ઝરીયાથી, ખૂદ તેના ગઝબથી અને અઝાબથી તેમજ તેના બંદાઓના શર(બુરાઈ)થી અને શયતાની વસવસાઓ તેમજ અસરોથી અને એ વાતથી કે શયતાનો મારી પાસે આવે અને મને સતાવે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,
'આ પછી શયતાનો તે બંદાનું કંઈ બગાડી નહી શકશે.'

['મઆરિફુલ હદીસ']

## જામિઅ (સર્વગ્રાહી) દુઆ

હઝરત અબૂ ઉમામહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઘણી બધી દુઆઓ બતાવી, જે અમને યાદ ન રહી તો અમે આપથી અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપે ઘણી બધી દુઆઓ શીખવી હતી તેને અમે યાદ નહીં રાખી શકયા (અને ચાહિએ છીએ કે અલ્લાહ તઆલાથી તે બધી દુઆઓ માંગીએ, તો શું કરીએ ?)'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'તમને એવી દુઆ બતાવી દઉં છું જેમાં તે બધી જ દુઆઓ આવી જશે. અલ્લાહ તઆલાની સમક્ષ આ પ્રમાણે અરજ કરો :–

**'અલ્લાહુમ્મ ઈન્ના નસ્અલુક મિન ખયૂરિ મા સઅલક મિન્હુ નબિય્યુક મુહમ્મદુન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વનઊઝુબિક મિન શર્રિ મસ્તઆઝ મિન્હુ નબિય્યુક મુહમ્મદુન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વ અન્તલ મુસ્તઆનુ વ અલયૂકલ બલાગુ વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! અમે તારાથી તે સર્વ ચીજો માંગીએ છીએ જે તારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) તારાથી માંગી અને અમે તે સર્વ ચીજોથી પનાહ માંગીએ છીએ જેનાથી તારા નબી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તારી પનાહ ચાહી છે, બસ, તું જ છે જેનાથી મદદ ચાહવામાં આવે અને તારી જ કૃપા પર મોકુફ (અવલંબિત) છે, મકસદો અને મુરાદો સુધી પહોંચવું અને કોઈ મકસદના માટે કોશિશ અને હરકત તેમજ તેને હાસિલ કરવાની કુવ્વત અને તાકાત બસ અલ્લાહથી જ મળી શકે છે.

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

□

## કુનૂતે નાઝિલહ

કોઈ આમ મુસીબત દાખલા તરીકે : વબા, દુશ્મનોના હુમલા વગેરેના વખતે આ દુઆએ નાઝિલહ ફજરની નમાઝમાં આખિરી રકાતમાં રુકૂઅ બાદ (ઊભા થઈને) પઢે. જો ઈમામ પઢે તો મુકતદી હરેક આયત પર ધીમેથી આમીન કહે.

**'અલ્લાહુમ્મહ્દિની ફી મન્ હદય્ત વ આફિની ફી મન્ આફય્ત વ તવલ્લની ફી મન્ તવલ્લય્ત વ બારિકલી ફી મા અઅ્તય્ત વકિની શર્ર મા કદય્ત ફઈન્નક તક્દી વલા યુક્દા અલય્ક વ ઈન્નહૂ લા યઝિલ્લુ મંવ્વાલય્ત વલા યઈઝ્ઝુ મન આદય્ત તબારકત રબ્બના વ તઆલય્ત નસ્તગફિરુક વનતૂબુ ઈલય્ક વ સલ્લલ્લાહુ અલન્નબી.'**

['હિસ્ને હસીન']

ભાવાર્થ :

હે અલ્લાહ! મને માર્ગ બતાવ તે લોકોમાં જેમને તેં માર્ગ બતાવ્યો અને મને આફિયત (સુખ–શાંતિ) આપ તે લોકોમાં જેમને તેં આફિયત બખ્શી અને મારી કારસાઝી કર (બગડેલાં કામોને બનાવી દે) તે લોકોમાં જેમનો તું કારસાઝ છે અને બરકત આપ તે ચીજમાં જે તેં મને અતા ફરમાવી અને બચાવ મને તે ચીજમાં જે તેં મને અતા ફરમાવી અને બચાવ મને તે ચીજથી જેને તેં મુકદ્દર ફરમાવી છે, કારણ કે ફેસલો કરનાર તું જ છે અને બેશક, તારો દોસ્ત ઝલીલ નથી થઈ શકતો અને તારો દુશ્મન ઈઝ્ઝત નથી મેળવી શકતો. તું બરકતવાળો છે અને બુલંદ તથા બાલા છે. અમે તારાથી મગફિરત ચાહિએ છીએ અને તારી સામે તવબહ કરીએ છીએ અને અલ્લાહ તઆલા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર રહમતે કામિલહ નાઝિલ ફરમાવે.

## બજારના અંધકારમય માહોલમાં અલ્લાહ તઆલાના ઝિક્રનો અસામાન્ય સવાબ

હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે બંદો બજાર ગયો અને તેણે (બજારના ગફલત અને ઘોંઘાટ તેમજ દૂષિત માહોલમાં દિલના ઈખ્લાસની સાથે) કહ્યું :

**"લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ લહુલ મુલ્કુ વલહુલ્ હમ્દુ યુહયી વ યુમીતુ વહુવ હય્યુલ લા યમૂતુ બિયદિહિલ ખયરુ વહુવ અલા કુલ્લિ શયઈન કદી."**

**ભાવાર્થ :**

અલ્લાહના સિવાય કોઈ મઅબૂદ (ઈબાદતના લાયક નથી. તે એકલો છે, તેનો કોઈ શરીક–ભાગીદાર નથી. તેની જ બાદશાહી છે અને તેના જ માટે તમામ તા'રીફ છે. તે જીવતા કરે છે અને મારે છે. ને તે (પોતે) હમેંશા જીવંત રહેશે. તેને કદાપિ મોત નથી. બેહતરી તેના જ હાથમાં છ. અને તે દરેક ચીજ પર શકિતમાન છે.



તો અલ્લાહ તઆલાના તરફથી તેના માટે હજારો નેકીઓ લખવામાં આવશે અને હજારો ગુનાહો મીટાવી દેવામાં આવશે. અને અલ્લાહ તઆલાના તરફથી તેના માટે એક શાનદાર મહેલ તૈયાર થશે.

[ મઆરિફુલ હદીસ', 'જામિઅ તિરમિઝી ', 'સુનને ઈબ્ને માજહ']

## આયાતે શિફા

ઈમામે તરીકત અબૂલ કાસિમ કુશૈરી (રહ.)થી નકલ થયેલું છે :

તેઓ ફરમાવે છે કે,

'તેમનું એક બાળક બીમાર થઈ ગયું. તેની બીમારી એટલી સખ્ત થઈ ગઈ કે તે મૃત્યુની નજીક થઈ ગયું !'

તેઓ (આગળ) બયાન કરે છે કે,

'મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખ્વાબમાં જોયા અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં બાળકની હાલત વિશે અરજ કરી.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'તમે આયાતે શિફાથી કેમ દૂર રહો છો ? કેમ તેનાથી લાભ નથી લેતા અને શિફા નથી માંગતા ?'

(હઝરત અબૂલ કાસિમ કુશૈરી (રહ.) ફરમાવે છે કે :)

'હું જાગી ગયો અને એના પર ચિંતન–મનન કરવા લાગ્યો. તો મેં એ આયાતે શિફાને કિતાબે ઈલાહીમાં છ (૬) જગાએ જોઈ.

તે આ છે :–

**(૧) વ યશ્ફિ સુદૂર કવ્મિન મૂઅ્મિનીન.**

**(૨) વ શિફાઉલ્ લિ મા ફીસ્સુદૂર.**

**(૩) યખ્રુજુ મિમ્ બુતૂનિહા શરાબુમ્ મુખ્તલિફુન અલ્વાનુહૂ ફીહિ શિફાઉન લિન્નાસિ.**

**(૪) વ નુનઝ્ઝિલુ મિનલકુર્આનિ મા હુવ શિફાઉંવ્ વ રહ્મતુલ લિલ્ મુઅ્મિનીન.**

**(૫) વ ઈઝા મરિદ્તુ ફહુવ યશ્ફીન.**

**(૬) કુલ હુવ લિલ્લઝીન આમનૂ હુદંવ્ વ શિફાઉન.**



(હઝરત અબૂલ કાસિમ કુશૈરી (રહ.) આગળ ફરમાવે છે કે,)

'મેં આ આયતોને લખી અને પાણીમાં ઘોળીને બાળકને પીવાડયું અને તે બાળકે તે જ વખતે શિફા મેળવી લીધી જાણે કે તેના પગમાંથી ગાંઠ ખોલી દેવામાં આવી હોય !' ['મદારિજુન નુબુવ્વહ']

## સલાતો સલામ

અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો છે :

'હે લોકો ! જો ઈમાન લાવ્યા હોય તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર સલાતો સલામ પઢો !'

**'યા અય્યુહલ્લઝીન આમનૂ સલ્લૂ અલયહિ વ સલ્લિમૂ તસ્લીમા.'**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જે શખ્સ મારા પર મારી કબરની પાસે દુરૂદ શરીફ પઢે છે, તેને હું પોતે સાંભળું છું અને જે મારા પર દૂરથી દુરૂદ પઢે છે, તે મને પહોંચાડી દેવામાં આવે છે, અર્થાત્ મલાઈકહ (ફરિશ્તાઓ)ના ઝરીયાથી.'
['બયહકી', 'સુનને નસાઈ', 'મુસ્નદે દારમી ', 'સુનને અબી દાઉદ', 'ઝાદુસ્સઈદ']

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જે શખ્સ મારા પર દુરૂદ શરીફ મોકલે કોઈ કિતાબમાં તો હમેશા ફરિશ્તાઓ તેના પર દુરૂદ મોકલતા રહેશે, જ્યાં સુધી મારુંનામ તે કિતાબમાં રહેશે.' ['તબરાની', 'ઝાદુસ્સઈદ']



જુમ્આના ખુત્બામાં જયારે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું નામે મુબારક આવે યા ખતીબ આ આયત પઢે :

**'યા અય્યુહલ્લઝીન આમનૂ સલ્લૂ અલયહિ વ સલ્લિમૂ તસ્લીમા.'** તો પોતાના દિલમાં જબાન હલાવ્યા વગર, 'સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ' કહી લે. ['દુર્રે મુખ્તાર']

'દુર્રે મુખ્તાર'માં છે કે,

'દુરૂદ શરીફ પઢતી વખતે (શરીરના) અંગોને હલાવવા અને અવાજ બુલંદ કરવો જહાલત છે.'

એનાથી જાણવા મળ્યું કે, કેટલીક જગાએ જે રિવાજ છે કે, નમાઝો બાદ વર્તુળ બનાવીને ખૂબ જોર જોરથી દુરૂદ શરીફ પઢે છે તે યોગ્ય નથી.

જયારે (હુઝૂર)નું પવિત્ર નામ લખે ત્યારે સલાતો સલામ પણ લખે અર્થાત્ 'સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ' પૂરું લખે, એમાં કોતાહી ન કરે. માત્ર 'સલ.' યા 'સલ્અમ'ને પૂરતું ન ગણે.

આપના મુબારક નામથી પહેલાં 'સય્યિદના' વધારી દેવું મુસ્તહબ અને અફઝલ છે. ['દુર્રે મુખ્તાર']

જો એક મજલિસમાં અનેકવાર આપનું નામે મુબારક બોલવામાં આવે તો ઈમામ તહાવી (રહ.)નો મઝહબ છે કે, દરેક વખતે બોલનારા અને સાંભળનારાએ દુરૂદ પઢવું વાજિબ છે, પરંતુ ફતવો એના પર જ છે કે, એક વખત દુરૂદ પઢવું વાજિબ છે અને પછી મુસ્તહબ.



નમાઝમાં આખિરી તશહ્હુદ સિવાય બીજા અરકાનમાં દુરૂદ પઢવું મકરૂહ છે. ['દુર્રે મુખ્તાર']

બેવુઝૂ દુરૂદ શરીફ પઢવું જાઈઝ અને બાવુઝૂ પઢવું બેહતર છે. ['ઝાદુસ્સઈદ']

હદીસ શરીફમાં છે કે :

'જુમ્આના દિવસે તમે મારા પર વધારે પ્રમાણમાં દુરૂદ પઢયા કરો, તે દુરૂદમાં ફરિશ્તા હાજર થાય છે અને તે દુરૂદ મારા પર પેશ કરવામાં આવે છે.' ['ઈબ્ને માજહ', 'અબૂ દાઉદ', 'નસાઈ', 'ઝાદુસ્સઈદ']



અબૂ હફ્સ ઈબ્ને શાહીન (રહ.)એ હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જે શખ્સ મારા પર હજાર (૧૦૦૦) વખત દુરૂદ પઢે તો જ્યાં સુધી તે પોતાની જગા જન્નતમાં નહીં જોઈ લે, ત્યાં સુધી નહીં મરશે.'

['સિઆયહ', 'ઝાદુસ્સઈદ']

## દુરૂદ શરીફ દુઆની કબૂલિયતની શર્ત

હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે :

તેમણે ફરમાવ્યું કે,

'દુઆ આસમાન અને જમીનના દરમિયાન જ અટકેલી રહે છે, ઉપર નથી જઈ શકતી, જ્યાં સુધી નબીએ પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર દુરૂદ નહીં મોકલવામાં આવે.'

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

એ જ હદીસ હઝરત અલી (ક.વ.)થી પણ રિવાયત થયેલી છે.

['મુઅજમે અવસત તબરાની']

## અહાદીસમાં
## દુરૂદો સલામની પ્રેરણાઓ, ફઝીલતો અને બરકતો

અબૂ બુર્દહ ઈબ્ને દીનાર (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'મારો જે ઉમ્મતી ખુલૂસ દિલથી મારા પર સલાત મોકલે, અલ્લાહ તઆલા તેના પર :

૧૦ (દસ) સલાતો મોકલે છે અને તેના સિલહમાં ૧૦ (દસ) દરજાઓ તેના બુલંદ કરે છે, ૧૦ (દસ) નેકીઓ તેના હિસાબમાં લખાવે છે અને ૧૦ (દસ) ગુનાહો તેના મીટાવી દે છે.

['સુનને નસાઈ', ' મઆરિફુલ હદીસ']

હઝરત કઅબ ઈબ્ને અજરહ અનસારી (રદિ.)થી રિવાયત છે કે,

એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે લોકોથી ફરમાવ્યું,

'મારી પાસે આવી જાઓ !'

અમે લોકો હાજર થઈ ગયા. (આપ અમને કંઈ કહેવા માંગતા હતા એટલે મિમ્બર પર ચઢવા લાગ્યા.)

જ્યારે મિમ્બરના પહેલાં પગથિયા પર કદમ મૂકયો ત્યારે આપે ફરમાવ્યું : 'આમીન !'

પછી જ્યારે બીજા પગથિયા પર કદમ મૂક્યો ત્યારે આપે ફરમાવ્યું : 'આમીન !'

એ જ પ્રમાણે જ્યારે ત્રીજા પગથિયા પર કદમ મૂક્યો ત્યારે ફરમાવ્યું : 'આમીન !'

તે પછી આપે જે કંઈ ફરમાવવું હતું તેનાથી ફારિગ થઈને આપ મિમ્બર ઉપરથી નીચે ઊતરી આવ્યા તો અમે લોકોએ પૂછયું કે,

'યા રસૂલલ્લાહ (સલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આજે અમે આપથી એક એવી ચીજ સાંભળી જેને અમે પહેલાં સાંભળતા ન હતા.' (અર્થાત્ મિમ્બરના દરેક પગથિયા પર કદમ મૂકતી વખતે આજે આપ 'આમીન !' કહેતા હતા જે નવી વાત હતી.)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બતાવ્યું કે,

'જ્યારે હું મિમ્બર પર ચઢવા લાગ્યો ત્યારે જિબ્રઈલે અમીન આવી ગયા. તેમણે કહ્યું કે,

(૧) ''તબાહ અને બરબાદ થાય તે મહરૂમ જે રમઝાનુલ મુબારક પામે અને તેમાં પણ તેની મગફિરતનો ફેસલો ન થાય !''

તો મેં કહ્યું કે, ''આમીન !''

(૨) તે પછી જ્યારે મેં મિમ્બરના બીજા પગથિયા પર કદમ મૂકયો ત્યારે તેમણે કહ્યું કે,

''તબાહ અને બરબાદ થાય તે બેવકૂફ અને બેનસીબ જેની સામે આપનો ઝિક્ર આવે અને તે ત્યારે પણ આપ પર દુરૂદ ન મોકલે !''

તો મેં એના પર પણ કહ્યું કે, ''આમીન !''

(૩) તે પછી મેં મિમ્બરના ત્રીજા પગથિયા પર કદમ મૂક્યો ત્યારે તેમણે કહ્યું કે,

''તબાહ અને બરબાદ થાય તે બદબખ્ત આદમી જેના માં-બાપ

યા બંનેમાંથી એક તેની સામે વૃદ્ધ થઈ જાય અને તે (તેઓની ખિદમત કરીને અને તેઓને રાજી તથા ખૂશ કરીને) જન્નતનો મુસ્તહિક (અધિકારી) ન થઈ જાય !''

એના પર પણ મેં કહ્યું કે, ''આમીન !''

['જામિઅ તિરમિઝી', 'મુસ્તદરક', 'હાકિમ', 'મઆરિફુલ હદીસ']



હઝરત ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'કિયામતના દિવસે મારાથી વધારે નજીક તે લોકો હશે જેઓ મારા પર દુરૂદ મોકલતા હશે.' ['બયહકી', 'તિરમિઝી']

હઝરત સય્યિદના અબૂબકર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ મોકલવું ગુનાહોને ધોવામાં અને તેનાથી પાક કરવામાં, આગને ઠંડા પાણીથી બુઝાવવાથી વધારે અસરકારક અને ક્રિયાશીલ છે.

અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર સલામ પેશ કરવું ગુલામોને આઝાદ કરવાથી વધારે ફઝીલત ધરાવે છે. મતલબ કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદો સલામ મોકલવા અનવાર અને બરકાતનું ઝરણું છે તેમજ ભલાઈઓ અને સઆદતોના તમામ દરવાજાઓની ચાવી છે. અહલે સુબૂક આ બાબતમાં ખૂબ વધારે દિલચસ્પી ધરાવવાના કારણે મહાન સફળતા મેળવવાને લાયક તથા પરવરદિગારની બખ્શિશો મેળવવાના મુસ્તહિક (અધિકારી) થયા છે.

કેટલાક મશાઈખે કિરામ (રહ.) ફરમાવે છે કે,

જ્યારે એવો શયખે કામિલ અને મુરશિદે કામિલ મોજૂદ ન હોય જે તેની તરબિયત કરી શકે તો તેને જોઈએ કે રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ મોકલવાને લાઝિમ કરી લે. આ એવો તરીકો છે જેનાથી તાલિબ વાસિલ બ હક (ખુદાથી સંલગ્ન) થઈ જાય છે અને એ જ દુરૂદો સલામ તેમજ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તરફ તવજ્જુહ (ધ્યાન) કરવું, સુંદર તરીકાથી આદાબે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તથા અખ્લાકે જમીલએ મુહમ્મદિય્યહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી તેની તરબિયત કરી દેશે અને કમાલાતના બુલંદતર (ઉચ્ચતર) મકામાત તેમજ કુર્બે ઈલાહીની મંઝિલો પર તેને મૂકી દેશે તથા સય્યિદુલ કાઈનાત, અફઝલુલ અંબિયા વલ મુર્સલીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કુર્બ (સામીપ્ય)થી સરફરાઝ ફરમાવશે. ['મદારિજુન નુબુવ્વહ']

કેટલાક મશાઈખ વસીયત કરે છે કે,

૦ 'સૂરએ ઈખ્લાસ' (અર્થાત્) 'કુલ હુવલ્લાહુ અહદ...' પઢે અને

૦ સય્યિદે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર કસરતથી (વિપુલ પ્રમાણમાં) દુરૂદ મોકલે અને ફરમાવેછે કે :–

૦ 'કુલ હુવલ્લાહુ અહદ...' ની કિરાઅત ખુદાએ વાહિદની મગફિરત કરાવે છે અને

૦ સય્યિદે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદની કસરત (વિપુલતા) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બત અને મઈય્યત (સંગાથ)થી સરફરાઝ (ગૌરવવંત) કરે છે અને જે કોઈ સય્યિદે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર બકસરત (વિપુલતાથી) દુરૂદ મોકલશે યકીનન્ તેને ખ્વાબ અને બેદારીમાં, ઊંઘમાં અને જાગતામાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત નસીબ થશે. (શયખ અહમદ બિન મૂસા અલ્મશ્રૂઅથી નકલ થયેલું છે અને તેમણે શયખ ઈમામ અલી મુત્તકીથી નકલ કરેલું છે.)

['દઅવાતે કબીર', 'જામિઅ તિરમિઝી', 'મદારિજુન નુબુવ્વહ']



હઝરત તલ્હા (રદિ.)થી રિવાયત છે : તેઓ બયાન કરે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક દિવસે એવી હાલતમાં તશરીફ લાવ્યા કે, આપની આંખોથી ખૂશી અને આનંદ વ્યકત થતા હતા તેમજ આપનો નૂરાની ચહેરો પ્રફુલ્લિત હતો.

સહાબા (રદિ.)એ અરજ કરી,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આજે આપના નૂરાની ચહેરા પર ખૂશી અને આનંદની લહેર ઝળહળે છે ! શું કારણ છે ?'

ફરમાવ્યું, જિબ્રઈલ અલયહિસ્સલામ આવ્યા અને તેમણે કહ્યું :

''હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું આ બાબત તમને આનંદિત નથી કરતી કે હક તઆલા ફરમાવે છે,

'જે બંદો પણ, આપની ઉમ્મતનો, આપ પર એક વખત દુરૂદ મોકલે છે, હું (અલ્લાહ) તેના પર દસ (૧૦) વખત સલાતો સલામ મોકલું છું !'

['સુનને નસાઈ', 'મુસ્નદે દારમી']



'તિરમિઝી શરીફ'માં હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)થી રિવાયત છે : તેમણે અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું ચાહું છું કે આપ પર દુરૂદ મોકલું.'

ફરમાવ્યું, 'જેટલું ચાહો (તેટલું મોકલો.)'

મેં અરજ કરી, 'વઝાઈફનો ચોથો ભાગ.'

ફરમાવ્યું, 'જેટલું ચાહો (તેટલું મોકલો) અને જો વધારે મોકલો તો તમારા માટે વધારે બેહતર છે.'

અરજ કરી, '(વઝાઈફનો) અર્ધો ભાગ.'

ફરમાવ્યું, 'જેટલું ચાહો (તેટલું મોકલો.) જો વધારે કરો તો તમારા માટે ઓર વધારે બેહતર છે.'

અરજ કરી, '(વઝાઈફનો) બે તૃતિયાંશ ભાગ !'

ફરમાવ્યું, 'જેટલું ચાહો (તેટલું મોકલો) અને અગર વધારે કરો તો તમારા માટે ઓર વધારે બેહતર છે.'

અરજ કરી, 'ત્યારે તો હું મારી તમામ દુઆઓના બદલે આપ પર દુરૂદ જ મોકલીશ.'

ફરમાવ્યું, 'ત્યારે તો તમે પોતાની હિમ્મત પૂરી કરી લીધી અને ગુનાહોને માફ કરાવી લીધા.'['જામિઅ તિરમિઝી', 'મદારિજુન નુબુવ્વહ']

## દુરૂદ શરીફની બરકતો

સૌથી વધારે લઝીઝતર અને શીરીનતર ખાસિયત દુરૂદ શરીફની એ છે કે, તેના કારણે આશિકોને ખ્વાબમાં હુઝૂરે પૂરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દવલતે ઝિયારત પ્રાપ્ત થાય છે. કેટલાક દુરૂદોને ખાસ રીતે બુઝુર્ગોએ અજમાવેલા છે.

શયખ અબ્દુલ હક દહેલવી (કુ.સિ.)એ કિતાબ 'તરગીબુસ્સાદાત'માં લખ્યું છે કે,

— જુમ્આની રાતે બે રકાત નફલ નમાઝ પઢે.
— દરેક રકાતમાં ૧૧ (અગિયાર) વખત 'આયતુલ કુરસી' અને ૧૧ (અગિયાર) વખત 'કુલ હુવલ્લાહ' પઢે.
— સલામ ફેરવવા બાદ ૧૦૦ (એક સો) વખત આ દુરૂદ શરીફ પઢે :—

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્ નબીય્યિલ ઉમ્મિય્યિ વ આલિહી વ અસ્હાબિહી વ સલ્લમ'**

– ઈન્શાઅલ્લાહુ તઆલા ત્રણ જુમ્આ ન વીતશે કે ઝિયારત નસીબ થશે.

['ઝાદુસ્સઈદ']

[ ૨ ]

વળી હઝરત શયખ અબ્દુલ હક દહેલવી (રહ.) લખે છે કે :–

જે શખ્સ

– બે રકાત (નફલ) નમાઝ પઢે.

– દરેક રકાતમાં 'અલ્હમ્દુ' પછી ૨૫ (પચ્ચીસ) વખત 'કુલ હુવલ્લાહ' પઢે અને

– સલામ બાદ આ દુરૂદ શરીફ ૧૦૦૦ (એક હજાર) વખત પઢે તેને ઝિયારતની દવલત નસીબ થશે.

**'સલ્લલ્લાહુ અલન્ નબીય્યિલ ઉમ્મીય્યિ.'** ['ઝાદુસ્સઈદ']

[ ૩ ]

વળી હઝરત શયખ અબ્દુલ હક દહેલવી (રહ.) લખે છે કે :–

– સૂતી વખતે ૭૦ (સિત્તેર) વખત આ દુરૂદ શરીફ પઢવાથી ઝિયારતની દવલત નસીબ થશે :–

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન બહ્રિ અન વારિક વ મઅદનિ અસ્રારિક વ લિસાનિ હુજ્જતિક વ ઉરૂસિ મમ્લુકતિક વ ઈમામિ હદરતિક વ તિરાઝિ મુલ્કિક વ ખઝાઈનિ રહ્મતિક વ તરીકિ શરીઅતિકલ્ મુતલઝ્ઝિઝિ બિતવહીદિક ઈન્સાનિ અય્નિલ વુજૂદિ વસ્સબબિ ફી કુલ્લિ મવજૂદિન અય્નિ અઅ્યાનિ ખલ્કિકલ્ મુતકદ્દિમિ મિન નૂરી દિયાઈક સલાતન તદૂમુ બિ દવામિક વ તબ્કા બિ બકાઈક લા મુન્તહા લહા દૂન ઈલ્મિક સલાતન તુર્દીક વ તુર્દીહિ વ તર્દા બિહા અન્ના યા રબ્બલ આલમીન.'**

ભાવાર્થ :

'હે અલ્લાહ ! પરિપૂર્ણ રહમત નાઝિલ ફરમાવ અમારા સરદાર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર, જેઓ દરિયા છે તારા નૂરના અને ખાણ છે તારા ભેદોની, જબાન છે તારી વહદાનિયતની હુજ્જતની અને દુલ્હા છે તારા મુલ્કના અને પેશવા છે તારા દરબારના અને નકશીકામ તથા શોભા છે તારા મુલ્કના અને ખઝાના છે તારી રહમતના અને માર્ગ છે તારા દીનના, લિજ્જત પામનારા છે તારી તવહીદના સાથે, આંખ છે મવજૂદાતની અને વાસ્તો પયદા થનાર દરેક મોજૂદનો, આંખ છે તારા

બંદગાને મખ્લૂકાતની, સૌથી પહેલ વહેલા જાહેર થયા તારી તજલ્લીએ ઝાતના નૂરથી, એવું દુરૂદ કે હમેશાં રહે આપના હમેશાં રહેવાની સાથે અને બાકી રહે આપની બકાની સાથે, તેની ઈન્તિહા ન હોય સિવાય આપના ઈલ્મના (અને) એવું દુરૂદ જે ખૂશ કરે આપને અને ખૂશ કરે તેમને અને રાજી થઈ જાય તું તે દુરૂદ વડે અમારાથી, હે પરવરદિગાર તમામ આલમના !'

[ ૪ ]

શયખ અબ્દુલ હક દહેલવી (રહ.) લખે છે કે :–

સૂતી વખતે આ દુરૂદ શરીફ પણ કેટલીક વખત પઢવું ઝિયારતના માટે અસરકારક છે :–

**'અલ્લાહુમ્મ રબ્બલ હિલ્લિ વલ હરમિ વ રબ્બલ બયતિલ હરામિ વ રબ્બર્રુક્નિ વલ્મકામિ અબ્લિગ લિ રૂહિ સય્યિદિના વ મવલાના મુહમ્મદિન મિન્કસ્સલામ.'** ['ઝાદુસ્સઈદ']

ભાવાર્થ :

હે અલ્લાહ ! (મકામે) હિલ્લ અને હરમના રબ ! અને બયતુલ હરામના રબ ! અને રુકન તેમજ મકામના રબ ! અમારા સરદાર અને અમારા આકા જનાબ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રૂહ (મુબારક)ને સલામ પહોંચાડી દો અમારા તરફથી !

[ ૫ ]

'મિન્હાજુલ હસનાત'માં ઈબ્ને ફાકહાનીની કિતાબ 'ફજરે મુનીર'થી નકલ કર્યું છે કે :–

એક બુઝુર્ગ શયખ સાલિહ મૂસા ઝરીર (અંધ) હતા. તેમણે પોતાનો વીતેલો કિસ્સો મારાથી નકલ કર્યો કે :–

એક જહાઝ ડૂબવા લાગ્યું અને હું તેમાં મોજૂદ હતો. તે વખતે મને ગુનૂદગી (ઘેન) જેવું થઈ ગયું. તે હાલતમાં જનાબ રસૂલુલ્લાહ સલ્લલલાહુ અલયહિ વ સલ્લમે મને આ દુરૂદ શીખવીને ઈરશાદ ફરમાવ્યો કે,

'જહાઝવાળાઓ એને હજાર (૧૦૦૦) વખત પઢે !'

હજુ ત્રણ વખત પર પહોંચ્યા ન હતા કે જહાઝે મુક્તિ મેળવી ! તે દુરૂદ આ છે :–

# સલાતન તુન્જીના

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન સલાતન તુન્જીના બિહા મિન્ જમીઈલ્ અહ્વાલિ વલ આફાતિ વ તકદી લના બિહા જમીઅલ્ હાજાતિ વ તુતહ્હિરુના બિહા મિન જમીઈસ્ સય્યિઆતિ વ તરફઉના બિહા ઈન્દક અઅ્લદ્ દરજાતિ વ તુબલ્લિગુના બિહા અક્સલ્ ગાયાતિ મિન જમીઈલ્ ખય્રાતિ ફીલ હયાતિ વ બઅ્દલ મમાતિ ઈન્નક અલા કુલ્લિ શય્ઈન કદીર.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! અમારા સરદાર અને અમારા આકા મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર દુરૂદ મોકલ, એવું દુરૂદ કે તેના ઝરીયાથી તું અમને તમામ પ્રકારના ખૌફ અને તમામ આફતોથી છૂટકારો આપે અને તેના ઝરીયાથી અમારી તમામ જરૂરતો પૂરી કર અને તેના ઝરીયાથી તું અમને તમામ બુરાઈઓથી પાક કરી દે અને તેના ઝરીયાથી તું અમને પોતાની નઝદીક બુલંદ દરજાઓ પર બુલંદ કર અને તેના ઝરીયાથી તું અમને તમામ નેકીઓની અંતિમ હદ સુધી પહોંચાડી દે, જિંદગીમાં પણ અને મોત પછી પણ. બેશક, તું સર્વશક્તિમાન છે.



આ દુરૂદ શરીફની બરકતો બેશુમાર–અસંખ્ય છે અને દરેક પ્રકારની વબાઓ અને બીમારીઓથી હિફાઝત (રક્ષણ) થાય છે તથા દિલને અજીબો- ગરીબ ઈત્મીનાન (સંતોષ) હાસિલ થાય છે. બુઝુર્ગોની અનુભવસિદ્ધ બાબતોમાંથી છે. ['ઝાદુસ્સઈદ']

[ ૬ ]

બઝ્ઝાર અને તબરાનીએ (અનુક્રમે) 'સગીર' અને 'અવસત'માં રવબિફઅથી મરફૂઅન રિવાયત કરી છે કે,

જે કોઈ આ દુરૂદને પઢે તેના માટે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે, '(તેના માટે) મારી શફાઅત વાજિબ અને જરૂરી છે.'

**''અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિંવ્ વ અંઝિલહુલ મક્અદલ્ મુકર્રબ ઈન્દક.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આલિ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર દુરૂદ નાઝિલ ફરમાવ અને આપને એવા સ્થાને પહોંચાડ જે તારા નઝદીક મુકર્રબ હોય.

[ ૭ ]

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી અબૂ દાઉદે રિવાયત કરી છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જેને એ વાત પસંદ હોય કે મારા ખાનદાનવાળાઓ પર દુરૂદ પઢતી વખતે સવાબનો સંપૂર્ણ હિસ્સો મળે તો આ દુરૂદ પઢે :–

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિ નિન્ નબીય્યિ વ અઝ્વાજિહી ઉમ્મહાતિલ્ મુઅ્મિનીન વ ઝુર્રિયાતિહી વ અહ્લિ બય્તિહી કમા સલ્લય્ત અલા ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ્ મજીદ.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! દુરૂદ નાઝિલ ફરમાવ નબીએ અકરમ સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને આપની પાક બીબીઓ પર જેઓ તમામ મુસલમાનોની માતાઓ છે અને આપની અવલાદ પર તેમજ આપના ઘરવાળાઓ પર જેવું તેં સય્યિદના ઈબ્રાહીમ પર દુરૂદ નાઝિલ ફરમાવ્યું. બેશક, તું પ્રશંસનીય સિફાતવાળો મહાન છે.

[ ૮ ]

બુખારીએ 'અલ કવલુલ બદીઅ'માં ઈબ્ને અબી આસિમની રિવાયતથી મરફૂઅન નકલ કર્યું છે કે,

'જે કોઈ સાત જુમ્આ સુધી દરેક જુમ્આએ સાત (૭) વખત આ દુરૂદ શરીફને પઢે તેના માટે મારી શફાઅત વાજિબ છે.

['હાશિયએ દલાઈલ', 'ઝાદુસ્સઈદ']

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિક વ રસૂલિકન્ નબીય્યિલ ઉમ્મીય્યિ વ અલા આલિ મુહમ્મદ. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન સલાતન તકૂનુ લક રિદંવ્ વ લહૂ જઝાઅંવ્ વ લિહક્કિહી અદાઅન વ અઅ્તિહિલ વસીલત વલ ફઝીલત વલ મકામલ્ મહમૂદલ્લઝી વ અત્તહૂ વજ્ઝિહી અન્ના મા હુવ અહ્લહૂ વજ્ઝિહી અફ્દલ મા જાઝય્ત નબીય્યન અન કવ્મિહી વ રસૂલન અન ઉમ્મતિહી વ સલ્લિ અલા જમીઈ ઈખ્વાનિહી મિનન્ નબીય્યિન વસ્સાલિહીન યા અરહમર્રાહીમીન.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! પોતાના (બરગુઝીદહ) બંદા અને પોતાના રસૂલ નબીએ ઉમ્મી સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અવલાદ પર એવું દુરૂદ નાઝિલ ફરમાવ જે તારી રઝાનો જરીઓ બને અને હુઝૂરના માટે પૂરેપૂરો બદલો બને અને આપના હકમાં અદાયગી થાય અને આપને વસીલહ તથા ફઝીલહ તેમજ મકામે મહમૂદ, જેનો તેં વાયદો ફરમાવ્યો છે અતા ફરમાવ ! અને હુઝૂરને અમારા તરફથી એવી જઝા અતા ફરમાવ જે આપની શાને આલીના લાયક હોય ! અને આપને તે સૌથી અફઝલ બદલો અતા ફરમાવ જે તેં કોઈ પણ નબીને તેની કોમના તરફથી અને કોઈ પણ રસૂલને તેની ઉમ્મતના તરફથી અતા ફરમાવ્યો હોય અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તમામ બિરાદરાન અંબિયા અને સાલિહીન પર, હે અરહમુર્રાહિમીન ! દુરૂદ નાઝિલ ફરમાવ ! ['ઝાદુસ્સઈદ']

[ ૯ ]

હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જિબ્રઈલ અમીન (અલૈ.)એ મારા હાથની આંગળીઓ પર ગણીને દુરૂદ શરીફના આ કલિમાત શીખવ્યા અને બતાવ્યું કે, રબ્બુલ ઈઝઝત જલ્લ જલાલુહૂના તરફથી એ એવી જ રીતે ઊતર્યા છે.

તે કલિમાત આ છે :–

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લયૂત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ્ મજીદ. અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન કમા બારકૂત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ્ મજીદ. અલ્લાહુમ્મ તરહ્હમ્ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન કમા તરહ્હમ્ત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ્ મજીદ. અલ્લાહુમ્મ તહન્નન્ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા તહન્નન્ત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ. અલ્લાહુમ્મ સલ્લિમ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લમ્ત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ્ મજીદ.'**

['મુસ્નદે ફિરદવસ', 'બયહકી', 'મઆરિફુલ હદીસ']

ભાવાર્થ :

હે અલ્લાહ ! સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આલિ સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર દુરૂદ નાઝિલ ફરમાવ જેવી રીતે તેં હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની અવલાદ પર દુરૂદ નાઝિલ ફરમાવ્યું ! બેશક, તું પ્રશંસનીય સિફતોવાળો, મહાન છે.

હે અલ્લાહ ! સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અવલાદ પર બરકત નાઝિલ ફરમાવ જેવી રીતે તેં સય્યિદના ઈબ્રાહીમ અને સય્યિદના ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની અવલાદ પર રહમત મોકલી છે. બેશક, તું પ્રશંસનીય સિફતોવાળો, મહાન છે.

હે અલ્લાહ ! સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અવલાદ પર મુહબ્બત આમેઝ શફકત ફરમાવ જેવી રીતે તેં હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) અને હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની અવલાદ પર મુહબ્બત આમેઝ શફકત ફરમાવી. બેશક, તું પ્રશંસનીય સિફતોવાળો, મહાન છે.

હે અલ્લાહ ! સલામ મોકલ સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અવલાદ પર જેવી રીતે તેં સય્યિદના ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) અને સય્યિદના ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની અવલાદ પર સલામ મોકલ્યા. બેશક, તું પ્રશંસનીય સિફતોવાળો, મહાન છે.

[ ૧૦ ]

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે :

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જ્યારે તમે મારા પર દુરૂદ મોકલો ત્યારે આ પ્રમાણે કહ્યા કરો :–

**"અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિ નિન્ નબીય્યિલ ઉમ્મિય્યિ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય્ત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ વબારિક અલા મુહમ્મદિ નિન્ નબીય્યિલ ઉમ્મિય્યિ વ અલા આલિ મુહમ્મદિન કમા બારક્ત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ."**

['મુસ્નદે અહમદ', 'સહીહ ઈબ્ને હિબ્બાન', 'મઆરિફુલ હદીસ']

[ ૧૧ ]

હઝરત અબૂ હમીદ સાઅદી (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરવામાં આવી, 'હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમે આપ પર સલાત (દુરૂદ) કેવી રીતે પઢ્યા કરીએ ?'

આપે ફરમાવ્યું,

અલ્લાહ તઆલાથી આ પ્રમાણે અરજ કર્યા કરો :–

**"અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અઝ્વાજિહી વ ઝુર્રિય્યતિહી કમા સલ્લયૂત અલા આલિ ઈબ્રાહીમ વ બારિક્ અલા મુહમ્મદિંવ્ વ અઝ્વાજિહી વ ઝુર્રિય્યતિહી કમા બારક્ત અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ્ મજીદ."** ['રવાહુલ બુખારી']

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! પોતાની ખાસ નવાઝિશ અને ઈનાયત તથા રહમત ફરમાવ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને આપની (પાક) બીબીઓ તથા આપની નસલ પર, જેવી રીતે આપે નવાઝિશ અને ઈનાયત તથા રહમત ફરમાવી આલિ ઈબ્રાહીમ પર અને ખાસ બરકત નાઝિલ ફરમાવ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને આપની (પાક) બીબીઓ તથા આપની નસલ પર, જેવી રીતે આપે બરકતો નાઝિલ ફરમાવી આલિ ઈબ્રાહીમ પર. હે અલ્લાહ ! તું તમામ હમ્દ અને સતાઈશને લાયક છે તેમજ તારા જ માટે બધી અઝમત અને મહાનતા છે.

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

[ ૧૨ ]

હઝરત ઝયદ ઈબ્ને ખારિજહ અનસારી (રદિ.)થી રિવાયત છે :

ફરમાવે છે કે, મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી કે,

આપ પર દુરૂદ કેવી રીતે મોકલવામાં આવે ?'

આપે ફરમાવ્યું, 'મારા પર દુરૂદ મોકલ્યા કરો અને ખૂબ કાળજી તથા દિલ લગાવીને દુઆ કર્યા કરો અને આ પ્રમાણે અરજ કર્યા કરો :–

**"અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિંવ્ વ બારિક અલા મુહમ્મદિન્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા બારક્ત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ.**

ભાવાર્થ :

હે અલ્લાહ ! હઝરત મુહમ્મદ (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આલિ મુહમ્મદ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર પોતાની ખાસ ઈનાયત અને રહમત તથા બરકત નાઝિલ ફરમાવ જેવી રીતે તેં હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) અને આલિ ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) પર બરકતો નાઝિલ ફરમાવી. તું દરેક હમ્દ અને સતાઈશના લાયક છે તથા અઝમત અને બુઝુર્ગી તારી સિફત છે.

[ ૧૩ ]

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જેણે મારા પર આ પ્રમાણે દુરૂદ મોકલ્યું તેના માટે હું કિયામતના દિવસે શહાદત આપીશ અને તેની શફાઅત કરીશ :–

**"અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા સલ્લયૂત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ વ બારિક્ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા બારક્ત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ વ તરહ્હમ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા તરહ્હમ્ત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ."**

ભાવાર્થ :

'હે અલ્લાહ ! દુરૂદ નાઝિલ ફરમાવ સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આલિ સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, જેવી રીતે તેં દુરૂદ નાઝિલ ફરમાવ્યું સય્યિદના ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) અને આલિ સય્યિદના ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) પર અને બરકત નાઝિલ ફરમાવ સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આલિ સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, જેવી રીતે તેં બરકત નાઝિલ ફરમાવી હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) પર અને રહમત મોકલ સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આલિ સય્યિદના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, જેવી રીતે તેં રહમત મોકલી સય્યિદના ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) પર અને સય્યિદના ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની અવલાદ પર.'

['તહઝીબુલ આસારિત્તબરી', 'મઆરિફુલ હદીસ']

## ઈસ્તિગફાર

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'ખુદાની કસમ ! હું દિવસમાં સિત્તેર (૭૦) વખત કરતાં વધારે અલ્લાહ તઆલાની હુઝૂરમાં તવબા–ઈસ્તિગફાર કરું છું.'

['સહીહ બુખારી ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે :

અમે લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એક બેઠકમાં ગણી લેતા હતા કે આપ સો–સો વખત અલ્લાહ તઆલાના હુઝૂરમાં અરજ કરતા હતા :

'રબ્બિગ્ફિર્લી વ તુબ્ અલય્ય ઈન્નક અન્તત્ તવ્વાબુલ ગફૂર.'

['મઆરિફુલ હદીસ', 'મુસ્નદે અહમદ', 'જામિઅ તિરમિઝી', 'સુનને અબી દાઉદ', 'ઈબ્ને માજહ']



હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદે ગિરામી છે કે,

'દરેક આદમી ખતાકાર છે (કોઈ એવું નથી જેનાથી કદી કોઈ ખતા કે ભૂલ થઈ ન હોય) અને ખતાકારોમાં તેઓ ઘણાં સારા છે જેઓ ખતા અને કુસૂર બાદ મુખ્લિસાનહ તવબા કરે તથા અલ્લાહ તઆલાની તરફ રુજૂઅ (ધ્યાનમગ્ન) થઈ જાય.'

['મઆરિફુલ હદીસ', 'જામિઅ તિરમિઝી', 'ઈબ્ને માજહ', 'સુનને દારમી']

હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જે બંદો (ગુનાહ કરીને) ઈસ્તિગફાર કરે (અર્થાત્ સાચા દિલથી અલ્લાહ તઆલાથી માફી માંગે) પછી તે જો દિવસમાં સિત્તેર (૭૦) વખત પણ તે જ ગુનાહ કરે તો (અલ્લાહ તઆલાની નઝદીક) તે (બંદો) ગુનાહ પર ઈસરાર કરનારાઓમાંથી નથી.'

['જામિઅ તિરમિઝી', 'સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']

હઝરત ઝયદ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જે બંદાએ આ શબ્દોની સાથે અલ્લાહ તઆલાની હુઝૂરમાં તવબા અને ઈસ્તિગફાર કર્યા તો તે બંદો જરૂર બખ્શી દેવામાં આવશે, ભલે ને તેણે મેદાને જંગમાંથી ભાગવાનો ગુનાહ કર્યો હોય !'

તે (શબ્દો) આ છે :

**'અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લા ઈલાહ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કય્યૂમુ વ અતૂબુ ઈલયહ.'**

['મઆરિફુલ હદીસ', 'જામિઅ તિરમિઝી', 'અબૂ દાઉદ']

## ઈસ્તિગફારની બરકતો

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જે બંદો ઈસ્તિગફારને લાઝિમ પકડી લે (અર્થાત્ અલ્લાહ તઆલાથી સતત પોતાના ગુનાહોની માફી માંગતો રહે) તો અલ્લાહ તઆલા તેના માટે તંગી અને મુશ્કેલીમાંથી નીકળવાનો અને મુક્તિ મેળવવાનો માર્ગ બનાવી આપશે તેમજ તેની દરેક ચિંતા અને પરેશાનીને દૂર કરીને કુશાદગી તથા ઈત્મીનાન અતા ફરમાવશે અને તેને તે તરીકાઓથી રિઝ્ક આપશે જેનો તેને ખ્યાલ અને ગુમાન પણ ન હશે.'

['મુસ્નદે અહમદ', 'સુનને અબી દાઉદ', 'સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

## વારંવાર ગુનાહ અને વારંવાર ઈસ્તિગફાર કરનારાઓ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બયાન ફરમાવ્યું,

'અલ્લાહ તઆલાના કોઈ બંદાએ ગુનાહ કર્યો. પછી અલ્લાહ તઆલાથી અરજ કરી,

"હે મારા માલિક ! મારાથી ગુનાહ થઈ ગયો, મને માફ ફરમાવ !"

તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે,

''શું મારો બંદો જાણે છે કે તેનો કોઈ માલિક છે, જે ગુનાહો માટે પકડી પણ શકે છે અને માફ પણ કરી શકે છે ? મેં મારા બંદાના ગુનાહ બખ્શી દીધા અને તેને માફ કરી દીધો !''

તે પછી જ્યાં સુધી અલ્લાહે ચાહ્યું, તે બંદો ગુનાહથી અટકેલો રહ્યો અને પછી કોઈ સમયે ગુનાહ કરી બેઠો !

ફરી પાછી અલ્લાહ તઆલાથી અરજ કરી,

''મારા માલિક ! મારાથી ગુનાહ થઈ ગયાં ! તું એને બખ્શી દે ! અને માફ ફરમાવી દે !''

અલ્લાહ તઆલાએ ફરી પાછું ફરમાવ્યું કે,

''શું મારો બંદો જાણે છે કે તેનો કોઈ માલિક છે જે ગુનાહ અને કુસૂર માફ પણ કરી શકે છે અને પકડ પણ કરી શકે છે ? મેં મારા બંદાના ગુનાહ માફ કરી દીધા !''

તે પછી જયાં સુધી અલ્લાહ તઆલાએ ચાહ્યું, તે બંદો ગુનાહથી અટકેલો રહ્યો અને કોઈક વખતે ફરી પાછો ગુનાહ કરી બેઠો !

તેણે ફરી પાછી અલ્લાહ તઆલાથી અરજ કરી કે,

''હે મારા માલિક અને મવલા ! મારાથી ફરી પાછો ગુનાહ થઈ ગયો ! તું મને માફ ફરમાવી દે અને મારા ગુનાહ બખ્શી દે !''

તો અલ્લાહ તઆલાએ ફરી પાછો ઈરશાદ ફરમાવ્યો કે,

''શું મારા બંદાને યકીન છે કે તેનો કોઈ માલિક અને મવલા છે જે ગુનાહ માફ પણ કરી શકે છે અને સઝા પણ આપી શકે છે ? મેં મારા બંદાને બખ્શી દીધો ! હવે જે એનું મન ચાહે તે કરે !''

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## મરનારાઓના માટે સૌથી બેહતરીન તોહફો ઈસ્તિગફાર (અર્થાત્ દુઆએ મગફિરત) છે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'કબરમાં દફન થયેલાં મુર્દાની મિસાલ બિલકુલ તે શખ્સના જેવી છે જે દરિયામાં ડૂબી રહ્યો હોય અને મદદના માટે ચીસો અને પોકાર પાડતો

હોય. તે બિચારો ઈન્તિજાર કરે છે કે, માં–બાપ યા ભાઈ–બહેન યા કોઈ દોસ્ત કે ઓળખીતા તરફથી દુઆએ રહમત અને મગફિરતનો તોહફો મળે ! જ્યારે કોઈના તરફથી તેને દુઆનો તોહફો મળે છે તો તે એને દુનિયા અને દુનિયામાં જે કંઈ છે તેનાથી વધારે અઝીઝ અને મહબૂબ થાય છે ! અને દુનિયામાં રહેવા–વસવાવાળાઓની દુઆઓના કારણે કબરના મુર્દાઓને એટલો અઝીમ (મહાન) સવાબ અલ્લાહ તઆલાના તરફથી મળે છે કે તેની મિસાલ પહાડોથી આપી શકાય છે ! અને મુર્દાઓના માટે જીવતાઓ તરફથી ખાસ હદીયો–ભેટ તેમના માટે દુઆએ મગફિરત છે.'

['બયહકી', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલાના તરફથી જન્નતમાં કોઈ નેક માણસનો દરજો અચાનક બુલંદ કરી દેવામાં આવે છે ત્યારે તે જન્નતી બંદો પૂછે છે કે,

''હે પરવરદિગાર ! મારા દરજા અને મરતબામાં આ તરક્કી કયા કારણે અને કયાંથી થઈ ? !''

જવાબ મળે છે કે,

''તારા માટે તારી ફલાણી અવલાદના દુઆએ મગફિરત કરવાના કારણે !''

['મુસ્નદે અહમદ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ દરદાઅ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે બંદો આમ (તમામ) મુઅમિનીન અને મુઅમિનાતના માટે દરરોજ (૨૫ કે ૨૭ વખત) અલ્લાહ તઆલાથી માફી અને મગફિરતની દુઆ કરશે, તે અલ્લાહ તઆલાના મકબૂલ બંદાઓમાંથી બની જશે, જેમની દુઆઓ કબૂલ થાય છે અને જેમની બરકતથી દુનિયાવાળાઓને રિઝ્ક (રોજી) મળે છે.'

['હિસ્ને હસીન']

**'અલ્લાહુમ્મગ્ફિર્ લિલ્ મુઅ્મિનીન વલ મુઅ્મિનાતિ વલ મુસ્લિમીન વલ મુસ્લિમાતિ અલ અહ્યાઈ મિન્હુમ વલ અમ્વાતિ.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! તમામ મુઅમિનીન અને મુઅમિનાત તથા તમામ મુસ્લિમીન અને મુસ્લિમાતની બખ્શિશ ફરમાવ ! જેઓ એમાંથી જીવતા હોય (તેમની પણ) અને જેઓ એમાંથી વફાત પામી ગયા હોય (તેમની પણ.)

## સય્યિદુલ ઈસ્તિગફાર

હઝરત શદ્દાદ ઈબ્ને ઔસ (રદિ.)થી રિવાયત છે :

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'સય્યિદુલ ઈસ્તિગફાર (અર્થાત્ સૌથી આ'લા ઈસ્તિગફાર) એ છે કે બંદો અલ્લાહ તઆલાની હુઝૂરમાં આ પ્રમાણે અરજ કરે :–

**'અલ્લાહુમ્મ અન્ત રબ્બી લા ઈલાહ ઈલ્લા અન્ત ખલક્તની વ અ–ન અબ્દુક વ અ–ન અલા અહ્દિક વ વઅ્દિક મસ્તતઅ્તુ અઉઝુબિક મિન શર્રિ મા સનઅ્તુ વ અબૂઉ લક બિનિઅ્મતિક અલય્ય વ અબૂઉ બિઝમ્બી ફગ્ફિર્ લી ફઈન્નહૂ લા યગ્ફિરુઝ્ ઝુનૂબ ઈલ્લા અન્ત.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! તું મારો પરવરદિગાર છે. તારા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. તેં મને પયદા કર્યો અને હું તારો બંદો છું. (હું) તારા વચન પર અને તારા વાયદા પર કાયમ છું. જ્યાં સુધી મારાથી થઈ શકે. મેં ગુનાહો કર્યા છે તેની બુરાઈથી તારી પનાહ ચાહું છું. હું તારી નેઅમતોનો ઈકરાર કરું છું અને મારા ગુનાહોનો પણ ઈકરાર કરું છું, જેથી મને બખ્શી દે, કારણ કે તારા સિવાય કોઈ ગુનાહોને બખ્શી નથી શકતું.



રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે બંદાએ ઈખ્લાસ અને દિલના યકીનની સાથે દિવસના કોઈ (પણ) ભાગમાં અલ્લાહ તઆલાના હુઝૂરમાં આ અરજ કરી (અર્થાત્ આ કલિમાતની સાથે ઈસ્તિગફાર કર્યો) અને તે જ દિવસે રાત શરૂ થવાથી પહેલાં તેને મોત આવી ગયું તો તે બેશક જન્નતમાં જશે.

અને એ જ પ્રમાણે જો કોઈએ રાતના કોઈ હિસ્સામાં અલ્લાહ તઆલાના હુઝૂરમાં અરજ કરી અને સવાર થવાથી પહેલાં તે જ રાતે ચાલી નીકળ્યો (મૃત્યુ પામ્યો) તો તે બેશક જન્નતમાં જશે.'

['સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

નોંધ :

આ ઈસ્તિગફારની આ અસામાન્ય ફઝીલતનું રહસ્ય જાહેરી રીતે એ જ છે કે એના એક–એક શબ્દમાં અબ્દિયતની રૂહ ભરેલી છે.

## સલાતે ઈસ્તિગફાર

હઝરત અલી મુર્તઝા (રદિ.)થી રિવાયત છે કે :

મને હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.)એ બયાન ફરમાવ્યું (જેઓ બેશક સાદિક અને સિદ્દીક છે) કે, મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા :

''જે શખ્સથી કોઈ ગુનાહ થઈ જાય પછી તે ઊઠીને વુઝૂ કરે, પછી નમાઝ પઢે, પછી અલ્લાહ તઆલાથી મગફિરત અને માફી તલબ કરે તો અલ્લાહ તઆલા તેને માફ કરી જ દે છે.''

તે પછી આપે કુર્આને મજીદની આયત તિલાવત ફરમાવી :

**'વલ્લઝીન ઈઝા ફઅલૂ ફાહિશતન્ અવ્ ઝલમૂ અન્ફુસકુમ ...'**

['મઆરિફુલ હદીસ', 'જામિઅ તિરમિઝી']

## ઈસ્તિઆઝહ
## પનાહ માંગવાની કેટલીક દુઆઓ

દુનિયા અને આખિરતની કોઈ બુરાઈ, કોઈ ફસાદ, કોઈ ફિત્નો, કોઈ બલા અને આફત આ આલમે વુજૂદ (પૃથ્વી)માં એવી નથી જેનાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અલ્લાહ તઆલાની પનાહ ન માંગી હોય અને ઉમ્મતને તે (દુઆઓ) શીખવી ન હોય. નીચે કેટલીક દુઆઓ લખવામાં આવે છે. કેટલીક દુઆઓ અગાઉના પ્રકરણોમાં આવી ગઈ છે.

[ ૧ ]

હઝરત શકલ ઈબ્ને હુમૈદ (રદિ.)થી રિવાયત છે :

તેઓ બયાન કરે છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને કોઈ તઅવ્વુઝ (પનાહ માંગવાની દુઆ) શીખવી દો, જેના ઝરીયાથી હું અલ્લાહ તઆલાથી પનાહ અને હિફાઝત તલબ કર્યા કરું.'

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) મારો હાથ પકડીને ફરમાવ્યું કે,

'કહો : **" અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિન શર્રિ સમ્ઈ વ મિન શર્રિ બસરી વ મિન શર્રિ લિસાની વ મિન શર્રિ કલ્બી વ મિન શર્રિ મનિય્યી."**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું મારા કાનોની બુરાઈથી અને મારી નિગાહની બુરાઈથી અને મારી જબાનની બુરાઈથી અને મારા દિલની બુરાઈથી અને મારી શહવત (મનેચ્છા, વાસના)વૃત્તિની બુરાઈથી.

['સુનને અબૂ દાઉદ', 'જામિઅ તિરમિઝી', 'નસાઈ', 'મઆરિફુલ હદીસ']

[ ૨ ]

હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુઆ કર્યા કરતા હતા :

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિક મિનલ કસ્લિ વલ્ હરમિ વલ્ મગ્રમિ વલ્ મઅ્સમિ. અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિક મિન અઝાબિન્નારિ વ ફિત્નતિન્નારિ વ ફિત્નતિલ્કબ્રિ વ અઝાબિલ્કબ્રિ વ મિન શર્રિ ફિત્નતિલગિના વ મિન શર્રિ ફિત્નતિલ્ફક્રિ વ મિન શર્રિ ફિત્નતિલ મસીહિદ્ દજ્જાલિ. અલ્લાહુમ્મગ્સિલ્ ખતાયાય બિમાઈષ્ષલ્જિ વલ્બર્દિ વ નક્કિ કલ્બી કમા યુનક્કષ્ષવ્બુલ્ અબ્યદુ મિનદ્ દનસિ વબાઈદ બય્ની વ બય્ન ખતાયાય કમા બાઅદ્ત બય્નલ્ મશ્રિકિ વલ્ મગ્રિબિ.'**

ભાવાર્થ :

હે મારા અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું સુસ્તી અને આળસથી અને અત્યંત બુઢાપાથી (જે આદમીને બિલકુલ જ બેકાર બનાવી દે) અને કર્ઝના બોજથી અને દરેક ગુનાહથી.

હે મારા અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું દોઝખના અઝાબથી અને દોઝખના ફિત્નાથી અને કબરના ફિત્નાથી તેમજ કબરના અઝાબથી તથા દવલત અને ધનના ફિત્નાથી તેમજ બુરાઈથી અને મુફલિસી તથા મોહતાજીના ફિત્નાથી તેમજ બુરાઈથી તેમજ દજ્જાલના ફિત્નાની બુરાઈથી.

હે મારા અલ્લાહ ! મારા ગુનાહોની અસરોને ધોઈ દે ઓલાં અને બરફના પાણીથી તથા મારા દિલને ગંદા આ'માલ અને અખ્લાકની ગંદકીઓથી એવી રીતે પાક અને સાફ કરી દે જેવી રીતે સફેદ કપડાંને મેલ અને ગંદકીથી સ્વચ્છ કરવામાં આવે છે. ઉપરાંત મારા અને ગુનાહોની વચ્ચે એટલું અંતર કરી દે જેટલું અંતર તેં પૂર્વ અને પશ્ચિમ (દિશાઓ)ની વચ્ચે કરી દીધું છે. ['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

[ ૩ ]

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દુઆઓમાંથી એક દુઆ આ પણ હતી :–

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિન ઝવાલિ નિઅ્મતિક વ તહવ્વુલિ આફિયતિક વ ફુજાઅતિ નિઅ્મતિક વ જમીઈ સખતિક.'**

['રવાહુ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## જુમ્અતુલ મુબારક

હઝરત તારિક ઈબ્ને શિહાબ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જુમ્આની નમાઝ જમાઅતની સાથે અદા કરવી દરેક મુસલમાન પર લાઝિમ અને વાજિબ છે. આ વુજૂબ (ફરજિયાતપણા)માંથી ચાર પ્રકારના આદમીઓ અપવાદરૂપ (મુકત) છે :–

(૧) ગુલામ, જે બિચારો કોઈનો મમ્લૂક (દાસ) હોય.

(૨) ઓરત (૩) નાબાલિગ છોકરો અને (૪) બીમાર.

['સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']

□

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'લોકોને જોઈએ કે જુમ્આની નમાઝ હરગિઝ છોડે નહીં, નહીંતર અલ્લાહ તઆલા તેઓના આ ગુનાહની સઝામાં દિલો પર મુહર લગાવી દેશે હિદાયતથી મહરૂમ થઈને) પછી તેઓ ગાફિલોમાંથી બની જશે.'

['મુસ્લિમ']

## જુમ્આની નમાઝની કાળજી અને તેના આદાબ

હઝરત સલમાન ફારસી (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જે આદમી જુમ્આના દિવસે ગુસલ કરે અને જ્યાં સુધી શકય હોય ત્યાં સુધી પાકીઝગી (સ્વચ્છતા)ની કાળજી રાખે અને જે તેલ, ખૂશ્બૂ તેના ઘરમાં હોય તે લગાવે....

(એક હદીસમાં છે કે, 'મિસ્વાક જરૂર કરવું જોઈએ.' –ઈબ્ને માજહ)

પછી તે ઘરથી નમાઝના માટે જાય અને મસ્જિદમાં પહોંચીને એની કાળજી રાખે કે, જે બે આદમીઓ પહેલાંથી સાથે બેઠેલા હોય તેમની વચ્ચે ન બેસે (અર્થાત્ જગા તંગ ન કરે ) પછી નમાઝ અર્થાત્ સુન્નતો અને નવાફિલની જેટલી રકાતો એના (જુમ્આ)ના માટે નકકી થયેલી છે તે પઢે. પછી જ્યારે ઈમામ ખુત્બો આપે ત્યારે ધ્યાન અને ખામોશીની સાથે તેને સાંભળે તો અલ્લાહ તઆલાના તરફથી તે જુમ્આ અને બીજી જુમ્આની વચ્ચેની તેની તમામ ખતાઓ જરૂર માફ કરી દેવામાં આવશે.'

['મઆરિફુલ હદીસ', 'સહીહ બુખારી']



હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ જુમ્આના દિવસે સૂરએ 'કહફ' પઢશે, તેના માટે બંને જુમ્આના દરમિયાન એક નૂર ચમકતું રહેશે.' ['નસાઈ']

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જુમ્આના દિવસે એક એવી ઘડી છે કે જો કોઈ મુસલમાન તે વખતે અલ્લાહ તઆલાથી દુઆ માંગે તો જરૂર કબૂલ થાય છે.'

એક રિવાયતમાં છે કે,

'તે ઘડી ખુત્બો પઢતી વખતથી લઈ નમાઝ પૂરી થવા સુધી છે.'

એક બીજી રિવાયતમાં છે કે,

'તે ઘડી દિવસના છેવટમા છે, અસરથી લઈ મગરિબ સુધી.'

['બિહિશ્તી ગવહર', 'બુખારી']

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

'જુમ્આના દિવસે મારા પર કસરતથી (પુષ્કળ પ્રમાણમાં) દુરૂદ મોકલ્યા કરો. તે દિવસે દુરૂદમાં ફરિશ્તા હાજર થાય છે અને એ દુરૂદ મારી સમક્ષ પેશ કરવામાં આવે છે.' ['ઈબ્ને માજહ']

## જુમ્આના દિવસે મોત

જુમ્આના દિવસે અને જુમ્આની રાતે મોત આવવાની ફઝીલતમાં (અનેક) હદીસો અને નિશાનીઓ રિવાયત થયેલી છે :–

'(જુમ્આના દિવસે કે રાતે) મરનારો કબરના અઝાબથી મહફૂઝ (સુરક્ષિત) રહે છે.'

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે,

**'મા મિમ્ મુસ્લિમિન યમૂતુ યવ્મલ જુમ્અતિ અવ્ લય્લતલ જુમ્અતિ ઈલ્લા વ કાહુલ્લાહુ ફિત્નતલ્ કબ્ર.'**

ભાવાર્થ :

(કોઈ એક મુસલમાન પણ) એવો નથી જે જુમ્આના દિવસે યા જુમ્આની રાતે મરે, પરંતુ અલ્લાહ તઆલા તેને કબરના અઝાબથી મહફૂઝ (સુરક્ષિત) રાખશે.

## જુમ્આના દિવસે સારા કપડાં પહેરવા

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'તમારામાંથી કોઈના માટે એમાં કોઈ વાંધો નથી કે જો તેને વુસ્અત (આર્થિક રીતે વિશાળતા) હોય તો તે દરરોજના કામકાજ વખતે પહેરવામાં આવતાં કપડાં ઉપરાંત જુમ્આના દિવસના માટે કપડાંની એક ખાસ જોડ બનાવીને રાખે.' ['સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

## જુમ્આના દિવસે ચહેરો કરાવવો અને નખ કપાવવા

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જુમ્આના દિવસે નમાઝ માટે જવા પહેલાં પોતાના નખ અને પોતાના લબો (મૂંછ) કતરાવ્યા કરતા હતા.

['મુસ્નદે બઝઝાર', 'મુઅજમે અવસત લિત્તબરાની', 'મઆરિફુલ હદીસ']

## આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો જુમ્આનો લિબાસ

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ(ના કપડાંની) એક ખાસ જોડ હતી જે આપ જુમ્આના દિવસે પહેર્યા કરતા હતા અને જ્યારે આપ નમાઝથી ફારિગ થઈને તશરીફ લાવતા હતા ત્યારે અમે તેને ઘડી કરીને મૂકી દેતા હતા અને પછી તે બીજી જુમ્આએ જ કાઢતા હતા. (હદીસ ઝઈફ છે.)

['તબરાની', ' મુઅજમે સગીર', 'અવસત']



'સફરુસ્સઆદત' (કિતાબ)ના કર્તા ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો લિબાસ આદત મુજબ ચાદર, રૂમાલ અને કાળાં કપડાં હતાં, પરંતુ 'મિશ્કાત'માં, 'મુસ્લિમ'ની રિવાયતથી, હઝરત ઉમર ઈબ્ને હરસ (રદિ.)થી નકલ થયેલું છે કે,

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ હાલતમાં ખુત્બો ફરમાવતા હતા કે આપના સર મુબારક પર કાળો અમામહ રહેતો હતો અને આપ તેનો છેડો પોતાના બંને ખભાની વચ્ચે છોડેલો રાખતા હતા.

['મદારિજુન નુબુવ્વહ']



## જુમ્આના દિવસે વહેલાં મસ્જિદ જવાની ફઝીલત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જ્યારે જુમ્આનો દિવસ થાય છે, ત્યારે ફરિશ્તાઓ મસ્જિદના દરવાજા પર ઊભા થઈ જાય છે અને શરૂઆતમાં આવનારાઓના નામો એક પછી એક લખે છે અને બપોરની શરૂઆતના સમયમાં આવનારની મિસાલ તે શખ્સના જેવી છે જે અલ્લાહ તઆલાના હુઝૂરમાં ઊંટની કુરબાની પેશ કરે છે.

પછી તેના બાદ બીજા નંબર પર આવનારની મિસાલ તે શખ્સના જેવી છે જે ગાયની કુરબાની પેશ કરે છે.

પછી તેના બાદ આવનારાની મિસાલ મેંઢું (ઘેટું) પેશ કરનારા જેવી છે.

પછી જ્યારે ઈમામ ખુત્બાના માટે મિમ્બરની તરફ જાય છે ત્યારે આ ફરિશ્તાઓ પોતાનું લખવાનું દફતર લપેટી લે છે (બંધ કરી દે છે) અને ખુત્બો સાંભળવામાં શરીક થઈ જાય છે.

['મઆરિફુલ હદીસ', 'સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ']

## નમાઝે જુમ્આ પહેલાંની અને પછીની સુન્નત

હઝરત અલી (રદિ.)અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, તેઓ જુમ્આ બાદ છ (૬) રકાતો પઢયા કરતા હતા.

['જામિઅ તિરમિઝી']

## નમાઝે જુમ્આ અને ખુત્બા વિશે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મા'મૂલ

હઝરત જાબિર ઈબ્ને સમુરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બે ખુત્બા આપ્યા કરતા હતા અને બંનેના દરમિયાન (થોડા સમય માટે) બેસતા હતા.

['બુખારી', 'મિશ્કાત']

આ સમયમાં આપ વાતચીત કરતા ન હતા.

['અબૂ દાઉદ', 'મિશ્કાત']

આપ આ ખુત્બામાં કુર્આન મજીદની આયતો પણ પઢતા હતા અને લોકોને નસીહત પણ ફરમાવતા હતા. આપની નમાઝ પણ દરમિયાની (મધ્યમસરની) રહેતી હતી અને એ જ પ્રમાણે આપનો ખુત્બો પણ. (અર્થાત્ વધારે લાંબા રહેતા ન હોતા.) ['મઆરિફુલ હદીસ', 'સહીહ મુસ્લિમ']

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જુમ્આના દિવસે ફજરની પહેલી રકાતમાં 'અલીફ–લામ–મીમ તન્ઝીલ' (અર્થાત્ સૂરએ 'સિજદહ') અને બીજી રકાતમાં 'હલ–અતા–અલલ ઈન્સાન' (અર્થાત્ સૂરએ 'દહર') પઢયા કરતા હતા. (આ સૂરતોને મુસ્તહબ સમજીને કદી કદી પઢયા કરે અને કદી છોડી દે.)

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ', 'બિહિશ્તી ગવહર']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જુમ્આની નમાઝમાં સૂરએ 'જુમ્આ' અને સૂરએ 'મુનાફિકૂન' યા 'સબ્બિહિસ્મ રબ્બિકલ્ અઅ્લા' અને 'હલ અતાક હદીસુલ ગાશિયહ' પઢતા હતા.

અને એક સહાબી (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખુત્બામાં સૂરએ 'કાફ' અકસર (અધિકતર) પઢયા કરતા હતા અને કયારેક સૂરએ 'વલ અશ્ર' અને કયારેક : 'લા યસ્તવી અસ્હાબુન્નારિ વ અસ્હાબુલ જન્નહ. અસ્હાબુલ જન્નતિ હુમુલ ફાઈઝૂન.' અને કયારેક : 'વ ના દવ યા માલિકુ લિ યકૃદિ અલયૂના રબ્બુક કાલ ઈન્નકુમ માકિસૂન.' (પઢયા કરતા હતા.)

['બહરુર્રાઈક', 'બિહિશ્તી ગવહર']



આપ ટુંકો ખુત્બો આપતા હતા અને નમાઝ લાંબી કરતા હતા. ઝિક્રે ઈલાહી કસરતથી (પુષ્કળ પ્રમાણમાં) કરતા હતા અને જામિઅ કલામ (અર્થસભર વાણી) ફરમાવતા હતા.

આપ ફરમાવ્યા કરતા હતા કે,

'આદમીની લાંબી નમાઝ અને ટુંકો ખુત્બો તેની ફકાહત (સમજ)ની અલામત (નિશાની ) છે.' ['મુસ્લિમ', 'મિશ્કાત']

અને આપ પોતાના ખુત્બાઓમાં સહાબા (રદિ.)ને ઈસ્લામના કાયદાઓ અને શરીઅતના કાનૂનો શીખવતા હતા. ['ઝાદુલ મઆદ']

ખુત્બામાં આપ દુઆ કે ઝિક્રુલ્લાહના મોકા પર શહાદતની આંગળી વડે ઈશારો ફરમાવતા. જ્યારે વરસાદ ઓછો થતો ત્યારે ખુત્બામાં આપ વરસાદના માટે દુઆ કરતા હતા. ['ઝાદુલ મઆદ']

જુમ્આના ખુત્બામાં આપ મોડું કરતા, અહીં સુધી કે લોકો ભેગા થઈ જાય. જ્યારે બધાં ભેગા થઈ જતા ત્યારે આપ એકલા કોઈ પણ પ્રકારના ઘમંડના પ્રદર્શન વગર (વિનમ્રતાપૂર્વક) તશરીફ લાવતા. ન આપના આગળ આગળ કોઈ પોકારો પાડતું હોય અને ન પાછળ કોઈ ચાલતું હોય. આપે તીલસાન (ખાસ પ્રકારની લીલી ચાદર) પરિધાન કરેલી હોતી. જ્યારે આપ મસ્જિદમાં તશરીફ લાવતા ત્યારે પેશકદમી કરીને ખૂદ સહાબાને સલામ કરતા. જ્યારે મિમ્બર પર ચઢતા ત્યારે લોકોની તરફ ચહેરો કરી લેતા. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બેસી જતા અને હઝરત બિલાલ (રદિ.) અઝાન શરૂ કરી દેતા.

જ્યારે હઝરત બિલાલ (રદિ.) અઝાનથી ફારિગ થતા ત્યારે નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઊભા થઈ જતા. અઝાન અને ખુત્બાના દરમિયાન થોભવા વગર અને બીજા કોઈ કામ તરફ ધ્યાન આપવા વગર ખુત્બો શરૂ કરી દેતા. ['ઝાદુલ મઆદ']

પછી થોડો વખત ખુત્બો આપ્યા બાદ કેટલાક સમય માટે બેસી જતા. પછી પાછાં ઊભા થઈ જતા અને ફરી પાછો ખુત્બો આપતા.

જ્યારે આપ ખુત્બાથી ફારિગ થઈ જતા ત્યારે હઝરત બિલાલ (રદિ.) ઈકામત કહેતા અને આપ લોકોને કરીબ થઈ જવા માટે તથા ખામોશ રહેવાનો હુકમ આપતા અને ફરમાવતા કે, 'જો એક આદમી પોતાના સાથીને એમ કહે કે, ખામોશ થઈ જાવ ! તો તેણે પણ લગ્વ–બેહુદા (હરકત) કરી.'

[' ઝાદુલ મઆદ']

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જમીન પર ઊભા રહીને યા મિમ્બર પર ઊભા રહીને ખુત્બો આપ્યો છે. જ્યાં સુધી મિમ્બર નહીં બન્યો હતો ત્યાં સુધી આપ કોઈ લાઠી યા કમાન વડે હાથને સહારો આપી લેતા હતા અને કયારેક કયારેક લાકડાંના તે થાંભલા વડે જે મિમ્બરની પાસે હતો જ્યાં આપ ખુત્બો પઢતા હતા, ટેકો લગાવી લેતા હતા. મિમ્બર બની ગયા બાદ કોઈ લાઠી વગેરેથી સહારો લેવો નકલ થયેલું નથી.

['ઝાદુલ મઆદ']

જ્યારે આપ ખુત્બો ફરમાવતા ત્યારે આપની આંખો લાલ થઈ જતી, અવાજ બુલંદ થઈ જતો અને જલાલ વધી જતો, જેવી રીતે કોઈ લશ્કરથી ડરાવી રહ્યો હોય કે સવારે યા સાંજે આવનાર જ છે !

અને ફરમાવતા હતા કે,

'મને અને કિયામતને એવી રીતે મોકલવામાં આવ્યા છે અને શહાદતની આંગળી તથા વચલી આંગળીને થોડાક તફાવતથી દેખાડતા અને ફરમાવતા કે, એના પછી સૌથી બેહતર કલામ અલ્લાહની કિતાબ (કુર્આન મજીદ) છે અને બેહતરીન તોહફો મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નત છે, સૌથી બદતરીન કામ બિદઅત (દીનમાં નવી વાતો ઉપજાવવી) છે અને દરેક બિદઅત ગુમરાહી છે.'

આપ જે પણ ખુત્બો આપતા, અલ્લાહ તઆલાની તા'રીફથી તેની શરૂઆત કરતા. ['ઝાદુલ મઆદ']

## જુમ્આનો ખુત્બો

પ્રથમ અલ્લાહ તઆલાની હમ્દ અને સના પઢીને આપ ફરમાવતા :

**'અમ્મા બઅ્દુ ફઈન્ન ખય્રલ હદીસિ કિતાબુલ્લાહિ વ ખય્રલ્ હદ્યિ હદ્યુ મુહમ્મદિન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વ શર્રુલ્ ઉમૂરિ મુહ્દસાતુહા વ કુલ્લુ બિદ્અતિન દલાલહ. અ-ન અવ્લા બિકુલ્લિ મુઅ્મિનિમ્ મિન્ નફ્સિહ. મન તરક મા લન ફલિ અહ્લિહી વ મન તરક દય્નન અવ્ દિયાઅન ફ અલય્ય.'**

ભાવાર્થ :

દરેક હાલતમાં (અલ્લાહ તઆલાની) હમ્દો-સલાત બાદ તમામ કલામોથી બેહતર ખુદાનું કલામ છે અને તમામ તરીકાઓથી સારો તરીકો હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તરીકો છે. તમામ ચીજોથી બુરી નવી વાતો છે. દરેક બિદઅત દોઝખમાં છે. હું હર મોમિનનો તેની જાનના કરતાં પણ વધારે દોસ્ત છું. જે શખ્સ કંઈ માલ (વારસો) છોડે તે તેના સગાંઓનો છે અને જો કંઈ કર્ઝ છોડે અને કંઈ અહલો-અયાલ (બાલબચ્ચા) તો તે મારા ઝિમ્મે છે.

□

(કયારેક આ પ્રમાણે ખુત્બો પઢતા હતા.) :–

**'યા અય્યુહન્નાસુ તૂબુ કબ્લ અન્ તમૂતૂ વ બાદિરૂ બિલ્ અઅ્માલિસ્સાલિહતિ કબ્લ અન તશ્ગુલૂ વ સિલુલ્લઝી બય્નકુમ્ વ બય્ન રબ્બિકુમ બિ કસ્રતિ ઝિક્રિકુમ્ લહૂ વ કસ્રતિસ્ સદકતિ બિસ્સિર્રિ વલ્ અલાનિય્યતિ તૂજરૂ જ તુહ્મદૂ વ તુરઝકૂ વ અ્લમૂ અન્નલ્લાહ કદ ફરદ અલય્કુમુલ્ જુમુઅત મકતૂબતન્ ફી મકામી હાઝા ફી શહ્રી હાઝા ફી આમી હાઝા ઈલા યવ્મિલ કિયામતિ મંવ્ વજદ ઈલય્હિ સબીલા. ફમન્ તરકહા ફી હયાતી અવ્ બઅ્દી જુહૂદમ્ બિહા અવ્ ઈસ્તિખ્ફાફમ્ બિહા વલહૂ ઈમામુન્ જાઈરુન અવ્ આદિલુન ફલા જમઅલ્લાહુ શમ્લહૂ વલા બારક લહૂ ફી અમ્રિહી અલા વલા સલાત લહૂ અલા વલા સવ્મ લહૂ અલા વલા ઝકાત લહૂ અલા વલા હજ્જ લહૂ અલા વલા બિર્ર લહૂ હત્તા યતૂબ ફઈન્ તાબ તાબલ્લાહુ અલય્હિ અલા વલા તઉમ્મન્ન ઈમ્રઅ્તુન રજુલન્ અલા વલા યઉમ્મન્ન અઅ્રાબિય્યુન્ મુહાજિરન અલા વલા યઉમ્મન્ન ફાજિરુન મુઅ્મિનન ઈલ્લા અંય્ યકૂહરહૂ સુલ્તાનુંય્ યખાફુ સય્ફહૂ વ સવ્તહૂ.'** ['ઈબ્ને માજહ']

ભાવાર્થ :

હે લોકો ! તવબા કરો મોત આવવાથી પહેલાં અને નેક કામ કરવામાં ઉતાવળ કરો અને પૂરો કરો તે વાયદો જે તમારા અને તમારા પરવરદિગારની વચ્ચે છે. તેના ઝિક્રની વિપુલતા તેમજ સદકહ આપવાથી, જાહેરમાં કે છુપી રીતે તેનો સવાબ પામશો તથા અલ્લાહ તઆલાની નજીક વખણાશો અને રિઝ્ક પામશો અને જાણી લો કે, અલ્લાહ તઆલાએ તમારા ઉપર જુમ્આની નમાઝ ફરજ કરી છે, મારા આ મુકામમાં, આ શહેરમાં આ જ વરસમાં, કિયામત સુધી, શકય હોવાની શરતે. જે શખ્સ એને છોડી દે, મારી જિંદગીમાં યા મારા બાદ, એની ફર્ઝિયતનો ઈન્કાર કરીને યા સહલ ઈન્કારીથી, એ શરતે કે તેનો કોઈ બાદશાહ હોય, જાલિમ કે ન્યાયી, તો અલ્લાહ તેની પરેશાનીઓને ન દૂર કરશે, ન તેને કોઈ કામમાં બરકત આપશે. સાંભળો ! ન તેની નમાઝ કબૂલ થશે, ન રોઝા, ન ઝકાત, ન હજ્જ, ન કોઈ નેકી, અહીં સુધી કે તવબા કરી લેશે તો અલ્લાહ તઆલા તેની તવબાને કબૂલ કરી લેશે. સાંભળો ! ન ઈમામત કરે કોઈ ઓરત કોઈ મર્દની, ન કોઈ ગ્રામીણ યાની જાહિલ કોઈ મુહાજિર યાની આલિમની, ન કોઈ ફાસિક (દુરાચારી) કોઈ સાલિહ (સદાચારી)ની, પરંતુ એ કે કોઈ બાદશાહ જબરદસ્તીથી એમ કરાવે, જેની તલવાર અને કોરડાનો ડર હોય.

(અને કયારેક આ ખુત્બો પઢતા)

**'અલ્હમ્દુલિલ્લાહિ નહ્મદુહૂ વ નસ્તગ્ફિરુહૂ વ નઊઝુ બિલ્લાહિ મિન્ શુરૂરિ અન્ફુસિના વ મિન સય્યિઆતિ અઅ્માલિના મંય્ યહ્દિહિલ્લાહુ ફલા મુદિલ્લ લહૂ વ મંય્ યુદ્લિલહૂ ફલા હાદિય લહૂ વ અશ્હદુ અંલ્લાઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીક લહૂ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ. અર્સલહૂ બિલ્હક્કિ બશીરન્ વ નઝીરન્ બય્ન યદયિસ્સાઅતિ મંય્ યુતિઈલ્લાહ વ રસૂલહૂ ફકદ્ રશદ વહૂતદા વ મંય્ યઅ્સિહિમા ફઈન્નહૂ લા યદુર્રુ ઈલ્લા નફ્સહૂ વ લા યદુર્રુલ્લાહ શય્આ.'** ['અબૂ દાઉદ શરીફ', 'બિહિશ્તી ગવહર']

ભાવાર્થ :

અલ્લાહ તઆલાનો શુક્ર છે કે આપણે તેની તા'રીફ કરીએ છીએ અને તેનાથી ગુનાહોની બખ્શિશ ચાહિએ છીએ અને આપણા નફસોની શરારત તથા આ'માલની બુરાઈથી પનાહ માંગીએ છીએ. જેને અલ્લાહ હિદાયત કરે તેને કોઈ ગુમરાહ નથી કરી શકતું અને જેને તે ગુમરાહ કરે તેને કોઈ હિદાયત નથી આપી શકતું અને હું ગવાહી આપું છું કે અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ (ઈબાદતના લાયક) નથી. તે એક છે. તેનો કોઈ શરીક નથી અને ગવાહી આપું છું કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેના બંદા અને પયગમ્બર છે. તેમને અલ્લાહે સાચી વાતોની બશારત આપવા માટે અને તેનાથી (અલ્લાહના અઝાબથી) ડરાવવા માટે કિયામતની નજીક મોકલ્યા છે. જે કોઈ અલ્લાહ અને રસૂલની તાબેદારી કરશે તે હિદાયત પામશે અને જે નાફરમાની કરશે તે પોતાનું જ નુકસાન કરશે, અલ્લાહનું કંઈ નુકસાન નથી.

## જુમ્આના ખુત્બાના મસાઈલ

જુમ્આના ખુત્બામાં બાર (૧૨) ચીજો મસનૂન છે :

(૧) ખુત્બો પઢવાની હાલતમાં, ખુત્બો પઢનારાએ ઊભા રહેવું.

(૨) બે ખુત્બા પઢવા.

(૩) બંને ખુત્બાઓની વચ્ચે એટલો વખત સુધી બેસી રહેવું કે ત્રણ વખત 'સુબ્હાનલ્લાહ' પઢી શકાય.

(૪) દરેક પ્રકારની નાપાકીથી પાક હોવું.

(૫) ખુત્બો પઢવાની હાલતમાં મુખ લોકોની તરફ રાખવું.

(૬) ખુત્બો શરૂ કરવાથી પહેલાં પોતાના દિલમાં :

**'અઊઝુબિલ્લાહિ મિનશ્શયૂતા નિર્રજીમ'** પઢવું.

(૭) ખુત્બો એવા અવાજથી પઢવું કે લોકો સાંભળી શકે.

(૮) ખુત્બામાં આ આઠ પ્રકારના મઝામીન (વિષયો) હોવા :

૧. અલ્લાહનો શુક્ર અને તેની તા'રીફ.

૨. ખુદાવંદે આલમની વહદત (અનન્યતા)ની શહાદત.

૩. નબી અલયહિસ્સલામની રિસાલતની શહાદત.

૪. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ.

૫. વાઅઝ અને નસીહત.

૬. કુર્આન મજીદની આયતો યા કોઈ સૂરત પઢવી.

૭. બીજા ખુત્બામાં ફરી પાછું આ બાબતોનું પુનરાવર્તન કરવું.

૮. બીજા ખુત્બામાં ફરી વાઅઝ અને નસીહતના બદલે મુસલમાનોના માટે દુઆ કરવી.

(૯) ખુત્બાને વધારે લાંબો ન કરવો, બલકે નમાઝ કરતાં કમ રાખવો.

(૧૦) ખુત્બો મિમ્બર પર પઢવો. જો મિમ્બર ન હોય તો કોઈ લાઠી વગેરે પર સહારો (ટેકો) દઈને ઊભા રહેવું. (મિમ્બર હોવા છતાં કોઈ લાઠી વગેરે પર હાથ મૂકીને ઊભા રહેવું અને હાથને હાથ ઉપર મૂકી દેવું જેમ કે કેટલાંક લોકોની આપણા જમાનામાં આદત છે, મન્કૂલ નથી.)

(૧૧) બંને ખુત્બાઓ અરબી ભાષામાં હોવા. કોઈ બીજી ભાષામાં ખુત્બો પઢવો યા તેની સાથે બીજી કોઈ ભાષાના અશ્આર (કાવ્ય પંક્તિઓ) વગેરે મેળવી દેવું જેમકે, આપણા જમાનામાં કેટલાક સામાન્ય લોકોનો દસ્તૂર છે, તે ખિલાફે સુન્નત અને મકરૂહે તહરીમી છે.

(૧૨) બીજા ખુત્બામાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આલ (અવલાદ) અને અસ્હાબે કિરામ તથા પુનિત પત્નીઓ, ખાસ કરીને ખુલ્ફાએ રાશિદીન અને હઝરત હમઝા અને હઝરત અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુમના માટે દુઆ કરવું મુસ્તહબ છે.

['બિહિશ્તી ગવહર']



# મસ્જિદ અને મસ્જિદને લગતી બાબતો

## સુનને હુદા :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે :

તેમણે ફરમાવ્યું કે,

'હે મુસલમાનો ! અલ્લાહ તઆલાએ તમારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માટે 'સુનને હુદા' મુકર્રર ફરમાવી છે. (યાની એવા આ'માલનો હુકમ આપ્યો છે જે અલ્લાહ તઆલાના મકામે કુર્બ અને રઝા સુધી પહોંચાડનારા છે) અને આ પાંચે નમાઝો જમાઅતથી મસ્જિદમાં અદા કરવી, એ જ 'સુનને હુદા'માંથી છે અને જો તમે પોતાના ઘરોમાં જ નમાઝ પઢવા લાગશો, જેમ કે આ એક (શખ્સ) જમાઅતથી અલગ પોતાના ઘરમાં નમાઝ પઢે છે (એ તે જમાનાના કોઈ ખાસ શખ્સની તરફ ઈશારો હતો) તો તમે પોતાના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તરીકો છોડી દેશો અને જ્યારે તમે પોતાના પયગમ્બર (નબી)નો તરીકો છોડશો તો યકીન જાણો કે તમે રાહે હિદાયતથી હટી જશો અને ગુમરાહીની ખાઈમાં જઈ પડશો.'

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## મસ્જિદની ફઝીલત

અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે :

એક યહૂદી આલિમે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછયું, 'ફરમાવો, સૌથી બેહતર જગા કઈ છે ?'

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું કે, 'જિબ્રઈલ અલયહિસ્સલામના આવવા સુધી હું ખામોશ રહું છું. આ પ્રમાણે ફરમાવીને આપ ખામોશ થઈ ગયા.'

તે પછી જિબ્રઈલ (અલૈ.) આવ્યા. આપે તેમને આ પ્રશ્ન પૂછયો.

તેમણે અરજ કરી કે, 'જેમને તમે પૂછી રહ્યા છો તેને પણ પૂછનારાના કરતાં વધારે એની ખબર નથી ! પરંતુ જુઓ ! હું મારા પરવરદિગારથી જઈને પૂછું છું.'

તે પછી (પાછાં આવીને) તેમણે અરજ કરી કે,

'હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આજે મને અલ્લાહ તઆલાથી એટલો કુર્બ (નઝદીકી) નસીબ થયો કે એનાથી પહેલાં કયારે ય નસીબ નથી થયો !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પૂછયું કે, 'હે જિબ્રઈલ (અલૈ.) ! આખિર કેટલો કુર્બ નસીબ થઈ ગયો ? !'

અરજ કરી કે,

'મારા અને તેના (અલ્લાહ)ના દરમિયાન નૂરના સિત્તેર હજાર (૭૦,૦૦૦) હિજાબ (પરદાં) કાયમ હતા ! (આ હિજાબોની અંદરથી ઈરશાદ ફરમાવ્યો કે,)

''સૌથી બદતર મકામાત બાઝાર છે અને સૌથી બેહતર મસ્જિદો છે !''

['ઈબ્ને હિબ્બાન', 'તર્જુમાનુસ્સુન્નહ']

## શાનદાર મસ્જિદો

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો

'મને અલ્લાહ તઆલાના તરફથી હુકમ નથી આપવામાં આવ્યો, મસ્જિદોને બુલંદ અને શાનદાર બનાવવાનો.'

આ હદીસ બયાન ફરમાવ્યા બાદ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ (ભવિષ્યવાણી તરીકે) ફરમાવ્યું કે,

'યકીનન્ તમે લોકો પોતાની મસ્જિદોની આરાઈશ અને ઝયબાઈશ, શોભા અને શણગાર, એ જ પ્રમાણે કરવા લાગશો જેવી રીતે યહૂદીઓ અને ઈસાઈઓએ પોતાની ઈબાદતગાહોમાં કરી છે.'

['સુનને અબી દાઉદ']

'સુનને ઈબ્ને માજહ'માં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની જ એક રિવાયતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ ઈરશાદ નકલ કરવામાં આવ્યો છે :

**'અરાકુમ સતુશવ્વિફૂન મસાજિદકુમ બઅ્દી કમા શવ્વફતિલ યહૂદુકના યિસહુમ વ કમા શવ્વ ફતિન નસારા બિ યઅ્હા.'**

ભાવાર્થ :

'હું જોઈ રહ્યો છું કે, તમે લોકો પણ એક વખતે જ્યારે હું તમારી વચ્ચે ન હોઈશ (ત્યારે) પોતાની મસ્જિદોને એ જ પ્રમાણે શાનદાર બનાવશો જેવી રીતે યહૂદીઓએ પોતાના કલીસાઓ બનાવ્યા છે અને નસારા (ઈસાઈઓ)એ પોતાના ગિર્જાઓ (દેવળો) (બનાવ્યા છે.)'

['કન્ઝુલ ઉમ્માલ', 'ઈબ્ને માજહ'ના હવાલાથી, ' મઆરિફુલ હદીસ']

## મસ્જિદના આદાબ

### મસ્જિદ બનાવવી

હઝરત ઉસ્માન (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ કોઈ મસ્જિદ બનાવે જેનાથી (તેનો) હેતુ ખુદા તઆલાને ખૂશ કરવું હોય (બીજો કોઈ હેતુ ન હોય) તો અલ્લાહ તઆલા તેના માટે એના જેવું જ (તેનું) ઘર જન્નતમાં બનાવશે.' ['બુખારી', 'મુસ્લિમ']

નોંધ :

આ હદીસથી નિય્યતની દુરૂસ્તીની તાકીદ પણ જાણવા મળી અને જો નવી મસ્જિદ ન બનાવે, બલકે બનેલી મસ્જિદની મરામત કરી દે તો એનો સવાબ પણ એનાથી જાણવા મળ્યો. કારણ કે, ઉસ્માન (રદિ.)એ મસ્જિદે નબવીની મરામત કરીને આ હદીસ બયાન કરી હતી અને બીજી હદીસોથી પણ એની સાબિતી મળે છે. ['હયાતુલ મુસ્લિમીન']

### મસ્જિદમાં સફાઈ

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જેણે મસ્જિદમાંથી એવી ચીજ બહાર કરી દીધી જેનાથી તકલીફ થતી હતી (જેવી રીતે કચરો–પૂંજો, ફર્શ પર કાંકરા–પથ્થર) તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં એક ઘર બનાવશે.'

['ઈબ્ને માજહ', 'હયાતુલ મુસ્લિમીન']

## મસ્જિદે જવાનો સવાબ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે શખ્સ જમાઅતના માટે મસ્જિદની તરફ જાય તો તેનો એક કદમ એક ગુનાહને મિટાવે છે અને એક કદમ તેના માટે નેકી લખાય છે. જતી વખતે પણ અને પાછા આવતી વખતે પણ.'

['અહમદ', 'તબરાની', 'ઈબ્ને હિબ્બાન', 'હયાતુલ મુસ્લિમીન']

હઝરત અબૂ દરદાઅ (રદિ.)થી રિવાયત છે :

તેઓ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે,

આપે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે શખ્સ રાતના અંધારામાં મસ્જિદની તરફ જાય, અલ્લાહ તઆલાથી કિયામતના દિવસે નૂરની સાથે મળશે.'

['તબરાની', 'સુનને અબી દાઉદ', 'જામિઅ તિરમિઝી', 'હયાતુલ મુસ્લિમીન']

હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'આદમીની નમાઝ પોતાના ઘરમાં એક જ નમાઝ બરાબર અને કબીલા યા મહોલ્લાની મસ્જિદમાં પચ્ચીસ (૨૫) નમાઝોના બરાબર અને તે મસ્જિદમાં જ્યાં જુમ્આની નમાઝ થાય છે, સો (૧૦૦) નમાઝોની બરાબર અને મારી મસ્જિદમાં પચાસ હજાર (૫૦,૦૦૦) નમાઝોના બરાબર અને મસ્જિદે હરામમાં એક લાખ (૧,૦૦,૦૦૦) નમાઝોના બરાબર છે.'

['ઈબ્ને માજહ', 'મિશ્કાત શરીફ']

## મસ્જિદમાં નાના બાળકોને લાવવાની અને શોરબકોર કરવાની મનાઈ

વાસિલહ ઈબ્નુલ અસ્કઅ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'તમે પોતાની મસ્જિદોથી દૂર અને અલગ રાખો પોતાના નાના બાળકોને અને દીવાના (ગાંડાઓ)ને (તેમને મસ્જિદમાં ન આવવા દો) અને એ જ પ્રમાણે મસ્જિદોથી અલગ અને દૂર રાખો પોતાના ખરીદ–વેચાણને અને પોતાના આપસના ઝઘડાઓને તેમજ કિસ્સાઓને અને પોતાના શોર–બકોરને તથા સજાઓ કાયમ કરવાને અને તલવારોને મ્યાનમાંથી કાઢવાને (અર્થાત્ એમાંની કોઈ વાત પણ મસ્જિદની હદમાં ન થાય) આ બધી વાતો મસ્જિદની પવિત્રતા તેમજ માનમર્યાદાના ખિલાફ છે.'

['સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

## મસ્જિદમાં કદમ મૂકવાનો અદબ

જ્યારે મસ્જિદમાં દાખલ થાઓ ત્યારે જોડાંમાંથી પ્રથમ ડાબો પગ બહાર કાઢો, પછી જમણો પગ બહાર કાઢો તેમજ મસ્જિદમાં પ્રથમ જમણો કદમ મૂકો પછી ડાબો કદમ મૂકો.

એ જ પ્રમાણે મસ્જિદમાંથી નીકળતી વખતે પ્રથમ ડાબો કદમ બહાર કાઢો, પછી જમણો કદમ બહાર કાઢો તથા જોડાં પહેરવામાં પ્રથમ જમણા પગમાં પહેરે અને પછી ડાબા પગમાં. ['બિહિશ્તી ગવહર']

## ફજરની નમાઝ માટે જતી વખતની દુઆ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તેમણે જોયા કે ફજરની નમાઝ માટે મસ્જિદે જતી વખતે આ દુઆ પઢી રહ્યા હતા :

**'અલ્લાહુમ્મજ્અલ ફી કલ્બી નૂરંવ્ વફી બસરી નૂરંવ્ વ સમ્ઈ નૂરંવ્ વ અન્ યમીની નૂરંવ્ વ અન્ શિમાલી નૂરંવ્ વ ખલ્ફી નૂરંવ્ વ મિન અમામી નૂરંવ્ વજ્અલ્ લી નૂરંવ્ વ ફી અસબી નૂરંવ્ વ ફી લહ્મી નૂરંવ્ વ ફી દમી નૂરંવ્ વ ફી શઅ્રી નૂરંવ્ વ ફી બશરી નૂરંવ્ વ ફી લિસાની નૂરંવ્ વજ્અલ્ ફી નફ્સી નૂરંવ્ વઅ્ઝિમ લી નૂરંવ્ વજ્અલની નૂરંવ્ વજ્અલ્ મિન ફવ્કી નૂરંવ્ વ મિન તહ્તી નૂરન અલ્લાહુમ્મ અઅ્તિની નૂરા.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! કરી દો મારા દિલમાં નૂર અને મારા જોવામાં નૂર અને મારા સાંભળવામાં નૂર અને મારી જમણી તરફ નૂર અને મારી ડાબી

તરફ નૂર અને મારા પાછળ નૂર અને મારા આગળ નૂર ! અને કરી દો મારા માટે એક ખાસ નૂર અને મારા પઠ્ઠાઓમાં નૂર અને મારા ગોશ્તમાં નૂર અને મારા લોહીમાં નૂર અને મારા બાલમાં નૂર અને મારી ખાલમાં નૂર અને મારી જબાનમાં નૂર મારા જાનમાં નૂર ! અને વધારી દો મને નૂર અને કરી દો મને સરાપા નૂર અને કરી દો મારા ઉપર નૂર અને મારા નીચે નૂર ! અને હે અલ્લાહ ! દો મને ખાસ નૂર !

['બુખારી', 'મુસ્લિમ', 'અબૂ દાઉદ', 'નસાઈ', 'મઆરિફુલ હદીસ']

## મસ્જિદમાં દાખલ થવાની અને બહાર નીકળવાની દુઆ

અબૂ ઉસૈદ સાઈદી (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જ્યારે તમારામાંથી કોઈ મસ્જિદમાં દાખલ થવા લાગે તો જોઈએ કે અલ્લાહ તઆલાથી દુઆ કરે :–

**'અલ્લાહુમ્મફ્તહ્લી અબ્વાબ રહમતિક.'**

( હે અલ્લાહ ! મારા માટે પોતાની રહમતના દરવાજા ખોલી દે ! )

કેટલીક રિવાયતોમાં આ પ્રમાણે વધારો છે :–

**' અલ્લાહુમ્મગ્ફિર્લી ઝુનૂબી.'**

['ઈબ્ને માજહ']

મસ્જિદમાં દાખલ થઈ જવા બાદ આ દુઆ પઢે :–

**'અઊઝુબિલ્લાહિલ અઝીમિ વબિ વજ્હિહિલ કરીમિ વ સુલતાનિહિલ્ કદીમિ મિનશ્શયૂતાનિર્રજીમ.'**

['અત્તરગીબ']

અને જ્યારે મસ્જિદમાંથી બહાર જવા લાગે તો દુઆ કરે :–

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિન ફદ્લિક.'**

(હે અલ્લાહ ! હું તારાથી તારો ફઝલ માંગું છું, તું મારા માટે એનો ફેસલો ફરમાવી દે ! )

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



## નમાઝે તહિય્યતુલ વુઝૂ

હદીસ શરીફમાં છે કે,

જે શખ્સ કામિલ તરીકાથી વુઝૂ કરવા બાદ બે રકાત નફલ એવી રીતે પઢે કે પોતે જાતે વિચારો ન લાવે તો તેના તમામ ગુનાહો (સગીરહ–નાના)ની મગફિરત થઈ જાય છે. ['તિરમિઝી']

વુઝૂ બાદ આ બે નફલોને તહિય્યતુલ વુઝૂ કહે છે. મકરૂહ સમય સિવાય જ્યારે પણ વુઝૂ કરે ત્યારે આ બે રકાત નફલ પઢી લે.

## નમાઝે તહિય્યતુલ મસ્જિદ

આ નમાઝ તે શખ્સના માટે સુન્નત છે જે મસ્જિદમાં દાખલ થાય. આ નમાઝથી મસ્જિદની તા'ઝીમનો હેતુ છે.

બે રકાત નમાઝ પઢે, એ શરતે કે મકરૂહ સમય ન હોય. યાની ઝોહર, અસર અને ઈશામાં પઢે.

['બુખારી', 'મુઅત્તા ઈમામ માલિક', 'દુર્રે મુખ્તાર', 'બિહિશ્તી ગવહર']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જ્યારે તમારામાંથી કોઈ મસ્જિદમાં દાખલ થાય ત્યારે બેસવાથી પહેલાં બે રકાત નમાઝ નફલ પઢે.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

જો મકરૂહ સમય હોય તો માત્ર ચાર વખત આ કલિમાત પઢી લેવામાં આવે : 'સુબ્હાનલ્લાહિ, અલ્હમ્દુલિલ્લાહિ, વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર' અને એના પછી કોઈ દુરૂદ શરીફ પઢી લે.

['બિહિશ્તી ગવહર']

## મસ્જિદમાં તસ્બીહાત પઢવું

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જ્યારે તમે બિહિશ્ત (જન્નત)ના બાગોમાં જાઓ ત્યારે ત્યાં મેવા (ફળો) ખાઓ.'

આપથી પૂછવામાં આવ્યું કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જન્નતના બાગ શું છે ?'

આપે ફરમાવ્યું કે, 'મસ્જિદો.'

પૂછવામાં આવ્યું કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તેના મેવા (ફળો) શું છે ?'

ફરમાવ્યું કે, **'સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુલિલ્લાહિ વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર.'** ['તિરમિઝી', 'મિશ્કાત']

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે મસ્જિદમાં દાખલ થતા ત્યારે આ દુઆ માંગતા :–

**'અઊઝુબિલ્લાહિલ અઝીમિ વબિ વજ્હિહિલ્ કરીમી વ સુલ્તાનિહિલ્ કદીમિ મિનશ્શયૃતાનિર્રજીમ.'**

**ભાવાર્થ :**

હું પનાહ માંગું છું શયતાન મરદૂદથી તે અલ્લાહની જે અઝીમ (મહાન) છે અને તેની કરીમ ઝાત અને તેની અઝલી સલ્તનતની.

['અબૂ દાઉદ', 'મિશ્કાત']

## કારણ વગર મસ્જિદમાંથી બહાર જવું

હઝરત ઉસ્માન ઈબ્ને અફ્ફાન (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ મસ્જિદમાં હોય અને અઝાન થઈ જાય અને તે એના બાદ પણ કોઈ ખાસ જરૂરત વગર મસ્જિદમાંથી બહાર ચાલ્યો જાય અને નમાઝમાં શરીક થવા માટે પાછા આવવાનો ઈરાદો પણ ધરાવતો ન હોય તો તે મુનાફિક છે.' ['ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

## બદબૂદાર ચીજ ખાયને મસ્જિદમાં આવવાની મનાઈ

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ આ બદબૂદાર વનસ્પતિ (કાંદા અથવા લસણ) ખાય તે અમારી મસ્જિદમાં ન આવે, કારણકે જે ચીજથી આદમીઓને તકલીફ થાય છે તેનાથી ફરિશ્તાઓને પણ તકલીફ થાય છે.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

# અઝાન અને ઈકામત

## અઝાનનો તરીકો

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના મુઅઝ્ઝિન બિલાલ (રદિ.)થી ફરમાવ્યું કે,

'જ્યારે તમે અઝાન આપો ત્યારે ધીમે ધીમે અને થોભી થોભીને આપ્યા કરો. (અર્થાત્ દરેક કલિમા પર શ્વાસ તોડી દો અને થોભ્યા કરો.)

અને જ્યારે ઈકામત કહો ત્યારે રવાં (ઝડપથી) કહ્યા કરો અને પોતાની અઝાન અને ઈકામતની વચ્ચે એટલો ફાસલો (ગાળો) રાખ્યા કરો કે જે શખ્સ ખાવા–પીવામાં મશગૂલ છે તે ફારિગ થઈ જાય તેમજ જેને ઈસ્તિન્જાની હાજત હોય તે જઈને પોતાની જરૂરતથી ફારિગ થઈ જાય અને ઊભા ન થયા કરો જ્યાં સુધી મને ન જોઈ લો.'

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

હઝરત સઅદ કરઝ (રદિ.) જેઓ મસ્જિદે કુબામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુકર્રર કરેલા મુઅઝ્ઝિન હતા, તેમનાથી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બિલાલ (રદિ.)ને હુકમ આપ્યો કે, 'અઝાન આપતી વખતે પોતાની બંને આંગળીઓને કાનોમાં મૂકયા કરો !'

આપે તેમનાથી ફરમાવ્યું કે, 'એ પ્રમાણે કરવાથી તમારો અવાજ વધારે બુલંદ થઈ જશે.' ['મઆરિફુલ હદીસ', 'સુનને ઈબ્ને માજહ']

હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.)થી રિવાયત છે :

'મેં બિલાલ (રદિ.)ને જોયા. તેઓ અબતહની તરફથી નીકળ્યા અને અઝાન આપી. પછી જ્યારે તેઓ : **'હય્ય અલસ્સલાહ'** અને **'હય્ય અલલ્ ફલાહ'**

પર પહોંચ્યા ત્યારે પોતાની ગર્દનને જમણી અને ડાબી તરફ ફેરવી, પરંતુ સીનાને ફેરવ્યું નહી.' ['સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

## અઝાન અને ઈકામતનો હક

હઝરત ઝિયાદ ઈબ્ને હારિસ (રદિ.)થી રિવાયત છે :

એક વખતે ફજરની નમાઝના સમયે હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને હુકમ આપ્યો કે, 'તમે અઝાન કહો !'

મેં અઝાન કહી.

તે પછી જ્યારે ઈકામત કહેવાનો સમય આવ્યો ત્યારે બિલાલ (રદિ.)એ ઈરાદો કર્યો કે, ઈકામત તેઓ કહે, તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, 'જે અઝાન કહે, તે જ ઈકામત કહે !'

['જામિઅ તિરમિઝી', 'સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ']

## અઝાનનો જવાબ અને દુઆ

હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

– જ્યારે મુઅઝ્ઝિન કહે : 'અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર'

– (એના જવાબમાં) તમારામાંથી કોઈ કહે : 'અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર'

– પછી (જ્યારે) મુઅઝ્ઝિન કહે : **'અશહદુ અન્ લા ઈલાહ ઈલ્લલ્લાહ'** ત્યારે તે જવાબ દેનાર પણ (એના જવાબમાં) કહે : **'અશહદુ અન્ લા ઈલાહ ઈલ્લલ્લાહ'**

– પછી (જ્યારે) મુઅઝ્ઝિન કહે : **'અશહદુ અન્ન મુહમ્મદર્ રસૂલુલ્લાહ'** ત્યારે જવાબ આપનાર પણ (એના જવાબમાં) કહે : **'અશહદુ અન્ન મુહમ્મદર્ રસૂલુલ્લાહ'**

– પછી મુઅઝ્ઝિન (જ્યારે) કહે : **'હય્ય અલસ્સલાહ'** ત્યારે જવાબ આપનાર કહે : **'લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'**

– પછી મુઅઝ્ઝિન (જ્યારે) કહે : **'હય્ય અલલ્ ફલાહ'** ત્યારે જવાબ આપનાર કહે : **'લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'**

– પછી મુઅઝ્ઝિન (જ્યારે) કહે : **'અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર'**
ત્યારે જવાબ આપનાર પણ એ જ (શબ્દો) કહે.
– પછી મુઅઝ્ઝિન (જ્યારે) કહે : **'લા ઈલાહ ઈલ્લલ્લાહ'**
ત્યારે જવાબ આપનાર પણં કહે : **'લા ઈલાહ ઈલ્લલ્લાહ.'**
– અને આ કહેવું (જવાબ આપવું) દિલથી હશે તો તે જન્નતમાં જશે.

['સહીહ મુસ્લિમ']

યાની મુઅઝ્ઝિનના શબ્દોને દોહરાવવા જોઈએ, પરંતુ માત્ર **'હય્ય અલસ્સલાહ'** અને **'હય્ય અલલ્ ફલાહ'** કહે ત્યારે તેના જવાબમાં **'લા હવ્લ વ લા કુવ્વત ઈલ્લાહ બિલ્લાહ'** કહેવામાં આવે.

અને ફજરની અઝાનમાં :

**'અસ્સલાતુ ખયૂરુમ્ મિનન્ નવ્મ'**

ના જવાબમાં : **'સદક્ત વ બરર્ત'** કહેવામાં આવે.

આ મોકાઓ પર મુઅઝ્ઝિનના શબ્દો દોહરાવવામાં ન આવે, બલકે તેની જગાએ ઉપર લખેલાં શબ્દો કહેવામાં આવે. (મુઅઝ્ઝિનના શબ્દો પણ દોહરાવવા અને ઉપર લખેલાં શબ્દો પણ કહેવા એમ) બંનેને ભેગાં કરવા માટે કોઈ રિવાયત નથી.

ઉપરાંત માત્ર : **'હય્ય અલસ્સલાહ'** અને **'હય્ય અલલ્ ફલાહ'** કહેવું પણ કયાંય રિવાયત થયેલું નથી, બલકે સુન્નત એ છે કે, આ મોકા પર માત્ર : **'લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'** કહેવામાં આવે.

['ઝાદુલ મઆદ']

ઈકામતમાં પણ ઉપર લખેલાં શબ્દો જ દોહરાવવામાં આવે અને **'કદ કામતિસ્સલાહ'** ના જવાબમાં : **'અકામહલ્લાહુ વ અદામહા'** કહેવામાં આવશે.

અઝાન પૂરી થાય ત્યારે દુરૂદ શરીફ પઢે, પછી નીચે લખેલી મસનૂન દુઆ પઢે અને તે પછી પોતાના માટે દુઆ કરે અને અલ્લાહ તઆલાના ફઝલનો તલબગાર થાય (તો) તેની દુઆ કબૂલ થશે. ['ઝાદુલ મઆદ']

## અઝાન બાદની દુઆ

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે,
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે કોઈ બંદો અઝાન ખત્મ થવા પર અલ્લાહ તઆલાથી આ પ્રમાણે દુઆ કરે તો તે બંદો કિયામતના દિવસે મારી શફાઅતનો હકદાર થઈ ગયો :–

**'અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્ દઅ્વતિત્ તામ્મતિ વસ્સલાતિલ્ કાઈમતિ આતિ મુહમ્મદનિલ વસીલત વલ ફઝીલત વબ્અસ્હુ મકામમ્ મહ્મૂદનિલ્લઝી વ અત્તહુ ઈન્નક લા તુખ્લિફુલ મીઆદ.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ !

આ દાવતે તામ્મહ કામિલહ તથા આ સલાતે કાઈમહ દાઈમહના રબ ! (અર્થાત્ : હે તે અલ્લાહ જેના માટે અને જેના હુકમથી આ અઝાન અને આ નમાઝ છે ! પોતાના રસૂલે પાક) મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વસીલહ અને ફઝીલતનો ખાસ દરજ્જો અતા ફરમાવ ! અને તેમને મકામે મહમૂદ પર સરફરાઝ ફરમાવ ! જેનો આપે તેમના માટે વાયદો ફરમાવ્યો છે. બેશક, આપ વાયદાના ખિલાફ નથી કરતા.

['મઆરિફુલ હદીસ', 'સહીહ બુખારી']

અને ફરમાવ્યું કે, 'અલ્લાહ તઆલાથી દીન અને દુનિયાની ફલાહ માંગો :–

**''અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક રિદાક વલ અફ્વ વલ આફિયત ફીદ્દુન્યા વલ આખિરતિ વ ફી અહ્લી વ માલી.''** ['ઝાદુલ મઆદ']

ભાવાર્થ :

હે અલ્લાહ ! હું આપથી આપની ખૂશનૂદી અને દરગુઝર કરવું માંગું છું અને દુનિયા તથા આખિરતમાં અને માલમાં તેમજ ઘરબારમાં આફિયત (માંગું છું.)



હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે શખ્સ મુઅઝ્ઝિનની અઝાન સાંભળતી વખતે (અર્થાત્ જ્યારે તે અઝાન કહીને ફારિગ થઈ જાય ત્યારે) કહે :–

**''અશ્હદુ અન્ લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીક લહૂ વ અશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહૂ વ રસૂલુહૂ.રદીતુ બિલ્લાહિ રબ્બંવ્ વ બિ મુહમ્મદિન્ રસૂલંવ્ વ બિલ ઈસ્લામિ દીના.''**

તો તેના ગુનાહ બખ્શી દેવામાં આવશે.

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

ભાવાર્થ :

હું ગવાહી આપું છું કે, અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, તે એકલો (અનન્ય) છે, તેનો કોઈ શરીક નથી અને ગવાહી આપું છું કે, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેના બંદા અને તેના રસૂલ છે. હું અલ્લાહને પરવરદિગાર માનવા પર અને ઈસ્લામને દીન માનવા પર તેમજ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને નબી માનવા પર રાજી છું.

## સફરમાં અઝાન, ઈકામત અને ઈમામત

માલિક ઈબ્ને હુવયરસ (રદિ.)થી રિવાયત છે કે,

હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો. મારી સાથે મારા એક પિત્રાઈ ભાઈ પણ હતા.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જ્યારે તમે સફર કરો ત્યારે નમાઝના માટે અઝાન અને ઈકામત કહો તથા તમારામાંથી જે મોટો હોય તે ઈમામત કરે અને નમાઝ પઢાવે.'

['સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

## અઝાનને લગતાં મસાઈલ

(૧) મુઅઝ્ઝિન બુલંદ અવાજવાળો હોવો જોઈએ.

(૨) અઝાન મસ્જિદની બહાર (અલગ) કોઈ ઊંચી જગાએ કહેવી જોઈએ.

(૩) ઈકામત મસ્જિદની અંદર થવી જોઈએ.

(૪) મસ્જિદની અંદર અઝાન કહેવી મકરૂહે તન્ઝીહી છે. (અલબત્ત, જુમ્આની બીજી અઝાન મસ્જિદની અંદર મિમ્બરની સામે કહેવી જાઈઝ છે.)

(૫) અઝાન કહેતી વખતે કાનોના સૂરાખને આંગળીઓ વડે બંધ કરવા મુસ્તહબ છે.

(૬) અઝાનના શબ્દો થોભી થોભીને અદા કરવા જોઈએ અને ઈકામતને જલદી જલદી અદા કરવી સુન્નત છે.

(૭) અઝાન અને ઈકામત કિબ્લારૂ કહેવું સુન્નત છે.

(૮) અઝાનમાં **'હય્ય અલસ્સલાહ'** અને **'હય્ય અલલ્ ફલાહ'** કહેતી વખતે જમણી અને ડાબી તરફ મુખ ફેરવવું સુન્નત છે, ભલે તે અઝાન નમાઝની

હોય કે બીજી કોઈ ચીજની (દાખલા તરીકે નવજાત બાળકના કાનમાં અઝાન કહેવી.) પરંતુ સીનો અને કદમ કિબ્લાથી ફરવા ન જોઈએ.

(૯) અઝાનના શબ્દો ક્રમ પ્રમાણે કહેવા જરૂરી છે.

(૧૦) જો કોઈ શખ્સ અઝાનનો જવાબ આપવો ભૂલી જાય અથવા જાણી બૂઝીને જવાબ ન આપે અને અઝાન પૂરી થવા પછી ખ્યાલ આવે કે જવાબ આપવાનો ઈરાદો કરે તો એવી પરિસ્થિતિમાં જો વધારે સમય વીત્યો ન હોય તો જવાબ આપી દે, નહીતર ન આપે.

(૧૧) જે શખ્સ અઝાન આપે, ઈકામત પણ તેનો હક છે.

['બિહિશ્તી ગવહર']

# જમાઅત

## કફ્ફારાત અને દરજાત

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મેં મારા પરવરદિગાર બુઝુર્ગ અને બરતરને ખૂબ જ ઉમદા સૂરતમાં (ખ્વાબમાં) જોયા !

અલ્લાહ તઆલાએ પૂછયું કે,

'આ મુકર્રબ ફરિશ્તાઓ કઈ બાબતમાં ઝઘડી રહ્યા છે ?'

મેં અરજ કરી કે,

'આપ સારી રીતે જાણો છો.'

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આગળ) ફરમાવ્યું કે :–

'(અલ્લાહ તઆલાએ) પોતાનો હાથ મારા બંને ખભાઓની વચ્ચે (સીના પર) મૂકયો તો તેની ઠંડક (યાની રાહત) મેં મારા સીના પર મહસૂસ કરી ! તે પછી જમીન અને આસમાનની તમામ ચીજોની (આ ફૈઝના કારણે) મને જાણ થઈ ગઈ !'

પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે,

'હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તમને જાણ થઈ કે મુકર્રબ ફરિશ્તાઓ કઈ બાબતમાં બહસ (વાદવિવાદ) કરી રહ્યા છે ?'

મેં અરજ કરી કે,

'જી હા, કફ્ફારાતના બાબતમાં અને તે કફ્ફારાત આ છે :–

● નમાઝ બાદ મસ્જિદોમાં થોભવું.
● જમાઅતોની નમાઝના માટે જવું.
● મુશ્કેલ વખતમાં (દાખલા તરીકે ઠંડીના વખતે) કામિલ (પરિપૂર્ણ) વુઝૂ કરવું.

તો જેણે એ પ્રમાણે કર્યું તેની જિંદગી પણ સુંદર બની અને મોત પણ સુંદર બન્યું તેમજ ગુનાહોથી એવો પાક અને સાફ થઈ ગયો જેવો તેને તેની માતાએ જન્મ આપ્યો હતો તે દિવસે તે પાક સાફ હતો ! અને અલ્લાહ તઆલાએ ફરમાવ્યું,

હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

જ્યારે તમે નમાઝ પઢી ચૂકો ત્યારે આ દુઆ પઢતા રહો :

**"અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ફ્અિલલ્ ખયરાતિ વ તર્કલ્ મુન્કરાતિ વ હુબ્બલ્ મસાકીનિ ફઈઝા અરત્ત બિ ઈબાદિક ફિત્નતન્ ફક્બિદ્‌ની ઈલયક ગયર મફતૂન."**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! હું આપથી ભલાઈના કામો માંગું છું અને બુરાઈઓથી પરહેઝ તથા મિસ્કીનોની મુહબ્બત માંગું છું. તો જ્યારે આપ પોતાના બંદાઓને કોઈ ફિત્નામાં નાખવાનો ઈરાદો ફરમાવો ત્યારે આપ મને એ હાલતમાં પોતાની તરફ ઉઠાવી લો કે હું ફિત્નામાં પડેલો ન હોઉં.



અને ફરમાવ્યું કે, 'દરજાતમાં તરક્કીના કારણો આ ચીજો છે :–
– આપસમાં ખૂબ સલામ કરવું,
– ખાવાનું ખવડાવવું અને
– રાત્રે નમાઝ પઢવું જ્યારે લોકો ઊંઘે છે.' ['મિશ્કાત']

## જમાઅતનું મહત્વ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે શખ્સ જમાઅતના માટે મુઅઝ્ઝિનની પુકાર સાંભળે અને તેની તાબેદારી કરવાથી (અર્થાત્ જમાઅતમાં શરીક થવાથી) કોઈ ખરેખર ઉઝર (શરઈ કારણ) તેના માટે રુકાવટ ન હોય અને છતાં તે જમાઅતમાં ન આવે

(બલકે અલગ જ પોતાની નમાઝ પઢી લે) તો તેની તે નમાઝ અલ્લાહ તઆલાને ત્યાં કબૂલ ન થશે.'

કેટલાંક સહાબા (રદિ.)એ અરજ કરી કે, 'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ખરેખર ઉઝર કયો હોઈ શકે છે ?'

આપે ફરમાવ્યું કે, 'જાન અને માલનો ખૌફ અથવા બીમારી.'

['સુનને અબી દાઉદ', 'સુનને દાર કુત્ની', 'મઆરિફુલ હદીસ']

## જમાઅતની નિય્યતનો સવાબ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જે શખ્સે વુઝૂ કર્યું અને સારી રીતે (અર્થાત્ પૂરા આદાબની સાથે) વુઝૂ કર્યું, પછી તે જમાઅતના ઈરાદાથી મસ્જિદની તરફ ગયો. ત્યાં પહોંચીને તેણે જોયું કે, લોકો જમાઅતથી નમાઝ પઢી ચૂકયા છે અને જમાઅત થઈ ચૂકી છે તો અલ્લાહ તઆલા તે બંદાને પણ તે લોકોના બરાબર સવાબ આપશે જેઓ જમાઅતમાં શરીક થયા અને જમાઅતથી નમાઝ પઢી. વળી આ ચીજ તે લોકોના અજર અને સવાબમાં કમીનું કારણ ન થશે.'

['સુનને અબી દાઉદ', 'નસાઈ', 'મઆરિફુલ હદીસ']

## પ્રથમ સફ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'લોકો ! પ્રથમ આગળની સફ પૂરી કર્યા કરો તે પછી તેના નજીકની, જેથી જે કંઈ કમી અને કસર રહે તે છેલ્લી સફમાં જ રહે.'

['સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ']

## જમાઅત નમાઝની ફઝીલત અને બરકત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'બાજમાઅત નમાઝ પઢવું એકલા નમાઝ પઢવાની સરખામણીમાં સત્તાવીસ ગણી વધારે ફઝીલત ધરાવે છે.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'એકલા નમાઝ પઢવા કરતાં (બીજા) એક આદમી સાથે નમાઝ પઢવું બેહતર છે અને બે આદમીઓની સાથે એનાથીયે બેહતર છે અને જેટલા પ્રમાણમાં વધારે જમાઅત (સંખ્યા) હોય તેટલા જ પ્રમાણમાં અલ્લાહ તઆલાને (વધારે) પસંદ છે.' ['અબૂ દાઉદ', 'નસાઈ ', 'બિહિશ્તી ગવહર']



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'નિશાત (ખુશી)ની મુદ્દત સુધી નફલ નમાઝ પઢો અને જ્યારે સુસ્ત પડી જાઓ ત્યારે બેસી જાઓ.' ['મિશ્કાત']

## તકબીરે ઊલા

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે શખ્સ ચાલીસ દિવસ સુધી દરેક નમાઝ જમાઅતની સાથે પઢે, એવી રીતે કે તેની તકબીરે ઊલા પણ છુટી ન હોય તો તેના માટે બે મુક્તિઓ (નજાત) લખી દેવામાં આવે છે :–

એક દોઝખની આગથી મુક્તિ અને બીજી નિફાકથી મુક્તિ.'

['જામિઅ તિરમિઝી']

## જમાઅતથી ઉઝર (મજબૂરી)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે :

તેમણે એક રાતે, જે અત્યંત તીવ્ર ઠંડી અને તેઝ હવાવાળી રાત હતી અઝાન આપી, પછી પોતે જ અઝાન બાદ પુકારીને ફરમાવ્યું કે,

'લોકો ! પોતાના ઘરોમાં જ નમાઝ પઢી લો !'

તે પછી આપે બતાવ્યું કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો દસ્તૂર (નિયમ) હતો કે જ્યારે (તીવ્ર) ઠંડી અને વરસાદવાળી રાત હોય ત્યારે આપ મુઅઝ્ઝિનને હુકમ ફરમાવી દેતા કે, તે એ પણ એલાન કરી દે કે તેઓ પોતાના ઘરોમાં જ નમાઝ પઢી લે.' ['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

# ઈમામત

## ઈમામતના હક અને ફર્ઝ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'તમારામાંથી જેઓ સારા અને બેહતર હોય તેમને પોતાના ઈમામ બનાવો ! કારણ કે તમારા માલિક અને પરવરદિગારની સમક્ષ તેઓ તમારા પ્રતિનિધિ હોય છે.' ['દાર કુત્ની', 'બયહકી', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ મસઊદ અનસારી (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

જમાઅતની ઈમામત તે શખ્સ કરે જે તેઓમાં સૌથી વધારે કિતાબુલ્લાહનો પઢનારો હોય અર્થાત્ જે શખ્સ કિતાબુલ્લાહનો ઈલ્મ અને તેના સાથે સૌથી વધારે સંબંધ ધરાવતો હોય) અને જો તેમાં બધાં એક સરખાં હોય તો પછી તે શખ્સ ઈમામત કરે જે શરીઅત અને સુન્નતનો વધારે ઈલ્મ ધરાવતો હોય અને જો તેમાં પણ બધાં એક સરખા હોય, તો તે જેણે પહેલાં હિજરત કરી હોય અને જો એમાં પણ બધાં એક સરખા હોય, તો પછી તે શખ્સ ઈમામત કરે જે ઉંમરના લિહાઝથી અગ્રતક્રમે હોય અને કોઈ આદમી બીજા આદમીની સરદારી અને હુકૂમતના ક્ષેત્રમાં ઈમામ ન બને (અર્થાત્ તે ક્ષેત્રના ઈમામના પાછળ મુકતદી બનીને નમાઝ પઢે. હાં, જો તે પોતે જ આગ્રહ કરે તો બીજી વાત છે.) ['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે શખ્સ જમાઅતની ઈમામત કરે તેને જોઈએ કે ખુદાથી ડરે અને યકીન રાખે કે તે મુકતદીઓની નમાઝનો પણ ઝામિન અર્થાત્ ઝિમ્મેદાર છે અને તેનાથી તેની ઝિમ્મેદારીના વિશે પણ પૂછપરછ થશે. જો તેણે સારી નમાઝ પઢાવી તો પાછળ પઢનારા બધાં મુકતદીઓના સામુહિક સવાબના બરાબર તેને સવાબ મળશે. મુકતદીઓના સવાબમાં કમી કરવા વગર એ સવાબ મળશે અને નમાઝમાં જે ખામી અને ભૂલ હશે તેનો બોજ માત્ર ઈમામ પર હશે.

['મુઅજમે અવસત લિત્તબરાની', 'મઆરિફુલ હદીસ']

## મુકતદીઓનો ખ્યાલ રાખવો

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જ્યારે તમારામાંથી કોઈ લોકોનો ઈમામ બનીને નમાઝ પઢાવે ત્યારે (તેને) જોઈએ કે, હલકી નમાઝ પઢાવે (અર્થાત્ વધારે લંબાણ ન કરે) કારણ કે મુકતદીઓમાં બીમાર પણ હોય છે અને કમજોર પણ તેમ જ વૃદ્ધો પણ (જેમના માટે લાંબી નમાઝ કષ્ટદાયક બની શકે છે) અને જ્યારે તમારામાંથી કોઈને એકલાએ નમાઝ પઢવી હોય તો જેટલી ચાહે લાંબી પઢે.'

['મઆરિફુલ હદીસ', 'સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ']

## દુઆમાં ગુપ્તતા

કેટલાક આલિમો ફરમાવે છે કે :–

ઝિક્ર અને દુઆના તમામ પ્રકારોમાં અફઝલ ગુપ્તતા છે. અર્થાત્ ધીમા અવાજે પઢવું છે, ભલે ઈમામ હોય કે મુકતદી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મોટેથી (દુઆ) ફરમાવવું ઉમ્મતને તાલીમ આપવા માટે હતું અને જો કોઈ જગાએ ઈમામ મોટા અવાજ અને એલાનમાં મસ્લિહત જુએ તથા તાલીમ અને શિક્ષણનો હેતુ હોય તો યોગ્ય છે, બલકે પસંદ કરવા લાયક છે.

['મદારિજુન્નુબુવ્વહ']

# મુકતદીઓને માર્ગદર્શન

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જ્યારે તમે નમાઝના માટે આવો ત્યારે જો અમે સિજદહમાં હોઈએ તો તમે સિજદહમાં શરીક થઈ જાઓ અને એને (રકાતની સંખ્યામાં ન ગણો). જેણે ઈમામની સાથે રુકૂઅ મેળવી લીધો તેણે નમાઝ (અર્થાત્ નમાઝની તે રકાત) મેળવી લીધી.' ['સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'ઈમામ એટલા માટે બનાવવામાં આવ્યો છે કે મુકતદીઓ તેનું અનુસરણ અને પેરવી કરે. માટે જ્યારે ઈમામ ''અલ્લાહુ અકબર'' કહે ત્યારે તમે પણ ''અલ્લાહુ અકબર'' કહો અને જ્યારે તે કિરાઅત કરે ત્યારે ખામોશીથી કાન દઈને સાંભળો.'

['સુનને અબૂ દાઉદ', 'નસાઈ', 'સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'લોકો ! ઈમામ કરતાં આગળ ન વધો (બલકે તેનું અનુસરણ અને પેરવી કરો) :

– જ્યારે તે **'અલ્લાહુ અકબર'** કહે ત્યારે તમે પણ **'અલ્લાહુ અકબર'** કહો.
– જ્યારે તે કિરાઅત કરે ત્યારે તમે ખામોશ રહો.
– જ્યારે તે **'વલદ્દૉલીન'** કહે ત્યારે તમે 'આમીન' કહો.
– જ્યારે તે રુકૂઅ કરે ત્યારે તમે રુકૂઅ કરો.
– જ્યારે તે **સમિઅલ્લાહુ લિમન હમિદહ'** કહે ત્યારે તમે **'અલ્લાહુમ્મ રબ્બના લકલ હમ્દ'** કહો.

['મઆરિફુલ હદીસ', 'સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ']

## જમાઅતમાં શરીક થવું

હઝરત અબૂ કતાદહ (રદિ.)થી રિવાયત છે : તેઓએ કહ્યું કે,

અમે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે નમાઝ પઢી રહ્યા હતા. અચાનક આપે લોકોના દોડવાનો અવાજ સાંભળ્યો. જ્યારે નમાઝ પઢી ચૂકયા ત્યારે ફરમાવ્યું કે, 'શું બાબત હતી ?'

તેઓએ કહ્યું કે, 'અમે નમાઝ તરફ આવવામાં ઉતાવળ કરી.'

ફરમાવ્યું, '(એવું) ન કરો. જ્યારે તમે નમાઝ માટે આવો ત્યારે ઈત્મીનાન–ધીરજ ધરો અને જેટલી (રકાત) મળે તેટલી પઢી લો અને જેટલી તમારાથી છૂટી જાય તેને પૂરી કરી લો !' ['બુખારી']

## નમાઝમાં વુઝૂ તૂટી જવું

હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે,

'તમારામાંથી જ્યારે કોઈનું નમાઝમાં વુઝૂ તૂટી જાય ત્યારે તેણે પોતાનું નાક પકડી લેવું (જેથી લોકો સમજે કે નસકોરી ફૂટી છે) અને વુઝૂ માટે ચાલ્યો જાય.' ['મિશ્કાત']

## ઈમામથી પહેલાં સિજદામાંથી શિર ઉઠાવવું

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'શું ડરતો નથી તે શખ્સ જે ઈમામથી પહેલાં (સિજદામાંથી) પોતાનું માથું ઉઠાવી લે છે, એનાથી કે ખુદાવંદ તઆલા તેના માથાને ગધેડાનું માથું બનાવી દે ?' ['મિશ્કાત', 'બુખારી', 'મુસ્લિમ']

## ઈસ્તિન્જાની હાજત

હઝરત અબ્દુલ્લાહ બિન અરકમ(રદિ.) ફરમાવે છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું કે,

આપ ફરમાવતા હતા,

'જ્યારે જમાઅત ઊભી થઈ જાય અને તમારામાંથી કોઈને ઈસ્તિન્જા (કુદરતી હાજત)નો તકાઝો હોય તો તેને જોઈએ કે, પહેલાં ઈસ્તિન્જાથી ફારિગ થઈ જાય.'

['જામિઅ તિરમિઝી', 'સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']

# સફબંદી

## સફ સરખી કરવાની કાળજી

હઝરત નુઅમાન બિન બશીર (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમારી સફોને એટલા પ્રમાણમાં સીધી અને સરખી કરતા હતા કે જાણે તેના મારફતે તીરોને સીધા કરશે.

જ્યારે આપને ખ્યાલ થઈ ગયો કે હવે અમે લોકો સમજી ગયા છીએ (કે અમારે કેવી રીતે બરાબર ઊભા રહેવું જોઈએ) ત્યાર પછી એક દિવસે એવું થયું કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બહાર તશરીફ લાવ્યા અને નમાઝ પઢાવવાના માટે પોતાની જગા પર ઊભા પણ થઈ ગયા, અહીં સુધી કે નજીક હતું કે આપ તકબીર કહીને નમાઝ શરૂ કરી દે કે (અચાનક) આપની નજર એક શખ્સ પર પડી જેનો સીનો સફથી કંઈક આગળ નીકળેલો હતો.

આપે ફરમાવ્યું કે,

'અલ્લાહના બંદાઓ ! પોતાની સફોને સીધી અને બિલકુલ સરખી કરો, નહીંતર અલ્લાહ તઆલા તમારા રુખ એક બીજાની વિરુદ્ધ કરી દેશે.'

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ મસઊદ અનસારી (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝમાં (અર્થાત્ નમાઝના માટે જમાઅત ઊભી થવાના વખતે) અમને સરખા કરવાના માટે અમારા ખભાઓ પર હાથ ફેરવતા હતા અને ફરમાવતા હતા કે,

'સરખા ઠીક થઈ જાઓ ! અને જુદા (અર્થાત્ આગળ પાછળ) ન થાઓ કે ખુદા ન કરે, એની સજા રૂપે તમારા દિલો પરસ્પર જુદા (વિરોધી) થઈ જાય !'

(અને ફરમાવતા હતા કે,)

'તમારામાંથી જેઓ જ્ઞાની અને સમજદાર છે તેઓ મારી નજીક આવે, તેમના પછી તે લોકો હોય જેમનો દરજો આ સિફત (જ્ઞાન અને સમજદારી) માં તેમની નજીક હોય, અને તેમના પછી તે લોકો, જેઓનો દરજો તેમની નજીક હોય.'

['સહીહ મુસ્લિમ ','મઆરિફુલ હદીસ']

## સફનો ક્રમ

હઝરત અબૂ માલિક અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે :-

તેમણે લોકોથી કહ્યું કે,

'હું તમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નમાઝની હાલ બયાન કરું ?

'આપે નમાઝ કાયમ ફરમાવી. પ્રથમ આપે મરદોની સફ બનાવી, તેમની પાછળ બાળકોની સફ બનાવી, તે પછી આપે તેઓને નમાઝ પઢાવી.'

તે પછી ફરમાવ્યું કે,

'આ જ તરીકો (રીત) છે મારી ઉમ્મતની નમાઝનો.'

['સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']

## ઈમામનું વચમાં હોવું

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :-

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'લોકો ! ઈમામને પોતાની વચ્ચે (મધ્યમાં) રાખો. (અર્થાત્ એવી રીતે સફ બનાવો કે ઈમામ મધ્યમાં હોય) અને સફોમાં જે ખાલી જગા હોય તેને ભરી દો !' ['સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']

□

## એક અથવા બે મુકતદીઓની જગા

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે :–

(એક વખતે) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝના માટે ઊભા થયા (અર્થાત્ આપે નમાઝ શરૂ કરી) એટલામાં હું આવી ગયો અને (નિય્યત કરીને) આપની ડાબી તરફ ઊભો થઈ ગયો તો આપે મારો હાથ પકડયો અને પોતાની પાછળની બાજુએથી મને ફેરવીને પોતાની જમણી બાજુએ ઊભો કરી દીધો.

પછી એટલામાં જબ્બાર બિન સખ્ર (રદિ.) આવી ગયા. તે નિય્યત કરીને આપની ડાબી બાજુએ ઊભા થઈ ગયા તો આપે અમને બંનેને હાથ પકડીને પાછળની તરફ કરી દીધા અને પાછળ ઊભા કરી દીધા.'

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## મસ્જિદને લગતા હુકમો

મસ્જિદે જતી વખતે નીચે લખેલી સુન્નતોનો ખ્યાલ રાખે. એ ખ્યાલ પાંચે સમય રાખવાનો રહેશે.

[૧] દરેક નમાઝના માટે બાવુઝૂ થઈને ઘરથી નીકળવું. ['બુખારી']

[૨] ઘરથી નીકળતી વખતે નમાઝ પઢવાની નિય્યતથી નીકળવું અર્થાત્ અસલ અને અગ્ર નિય્યત નમાઝ પઢવાની જ કરવી જોઈએ. ['બુખારી']

[૩] અઝાન સાંભળીને નમાઝના માટે એવી રીતે દુન્યવી કામકાજને પડતા મૂકવા કે જાણે તે કામો સાથે કંઈ સંબંધ જ નથી !

['નશરુત્તીબ', 'તિરમિઝી']

[૪] ઘરમાંથી બહાર આવીને આ દુઆ પઢતાં પઢતાં ચાલે :–

**'બિસ્મિલ્લાહિ તવક્કલ્તુ અલલ્લાહિ લા હવ્‌લ વ લા કુવ્વત ઈલ્લા બિલ્લાહ.** ['તિરમિઝી']

[૫] રસ્તામાં ચાલતી વખતે આ દુઆ પઢવી પણ હદીસોમાં છે :–

૭૦૦૦૦ (સિત્તેર હજાર) ફરિશ્તાઓ એ (દુઆ) પઢનારના માટે દુઆ કરે છે.

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક બિહક્કિસ્સાઈલીન અલયક વ બિહક્કિ મમ્શાય હાઝા ફઈન્ની લમ્ અખ્રુજ અશ્રન વ લા બતરન વ લા રિયાઅન વ લા સુમ્અતન વ ખરજ તુત્તિકાઅ સખતિક વબ્તિગાઅ મર્દાતિક વ અસ્અલુક**

અન તુઈઝની મિનન્નારિ વ અન તગ્ફિરલી ઝુનૂબી ફઈન્નહૂ લા યગ્ફિરુઝ ઝુનૂબ ઈલ્લા અન્ત.'

ભાવાર્થ :

હે અલ્લાહ ! એ હદથી કે જે માંગનારાઓને તારી જનાબમાં હાસિલ છે અને એ હકથી કે જે તારી ઈબાદત કરનારાઓને તારી જનાબમાં છે, (હું) અરજ કરું છું કે, મેં કોઈ તકબ્બુર, અભિમાન કે ઘમંડની ભાવનાથી કે દેખાડો કરવાની ગરજથી કદમ બહાર કાઢયા નથી, બલકે તારી નારાઝગીના ખૌફથી અને તારી પ્રસન્નતા મેળવવા માટે ચાલું છું તથા તારાથી જ ઈલ્તિજા કરું છું કે, મને આગ (દોઝખ)ના અઝાબથી પનાહ આપી દે ! અમારા ગુનાહોને માફ ફરમાવી દે ! તારા સિવાય કોઈ નથી જે ગુનાહોને માફ કરી શકે.

['ઈબ્ને માજહ']

[૬] નમાઝ પઢવા જાય ત્યારે ગંભીરતાપૂર્વક, કંઈક નાના કદમ મૂકતાં મૂકતાં ચાલે, કારણ કે એ પગલાંની છાપ (નિશાને કદમ) લખવામાં આવે છે અને દરેક કદમ પર સવાબ મળે છે. ['અત્તરગીબ']

[૭] મસ્જિદમાં દાખલ થતી વખતે પ્રથમ ડાબો પગ જોડામાંથી કાઢીને ડાબા જોડા ઉપર મૂકી દે અને જમણો પગ જોડામાંથી કાઢીને પ્રથમ જમણો પગ મસ્જિદમાં મૂકે.

[૮]

o સખત જરૂરત વગર દુન્યવી વાતો ન કરે.
o લોકો નમાઝ પઢતા હોય તો તિલાવત અને ઝિક્ર ધીમેથી કરે.
o કિબ્લા તરફ થૂંકે નહીં.
o કિબ્લા તરફ પગ લાંબા ન કરે.
o ગીત ન ગાય.
o બહાર ગુમ થઈ જનારી વસ્તુઓને મસ્જિદમાં ન શોધે, ન તેનું એલાન કરે.
o બદન, કપડાં કે બીજી કોઈ વસ્તુથી રમત ન રમે.
o આંગળીઓમાં આંગળીઓ ન નાંખે.

મતલબ કે મસ્જિદના એહતિરામ (માન–મોભા)ની વિરુદ્ધ કોઈ કામ ન કરે.

['તબરાની', 'મુસ્નદે ઈમામ અહમદ']

[૯]

o તકબીરે ઊલાની સાથે નમાઝ પઢવાની કાળજી રાખે.
o હંમેશા જમાઅતની સાથે નમાઝ અદા કરવાની કાળજી રાખે.['મુસ્લિમ']

[૧૦] જ્યારે જમાઅત ઊભી થવા લાગે ત્યારે તકબીર થવાથી પહેલાં સફોને

સીધી કરે, તે બાદ તકબીર કહેવામાં આવે.

[૧૧] હમેશાં શકય હોય ત્યાં સુધી પહેલી સફમાં જઈને બેસે. ઈમામની બિલકુલ પાછળ યા જમણી તરફ, નહીંતર ડાબી તરફ.

પહેલી સફમાં જગા ન હોય તો અનુક્રમે બીજી સફમાં, પછી ત્રીજી સફમાં બેસે. મતલબ કે જો આગળની સફમાં જગા મળતી હોય તો પાછળ ન બેસે. ['મુસ્લિમ', 'અબૂ દાઉદ']

[૧૨] સફોને બિલકુલ સીધી રાખે. મળીને ઊભા રહે. વચમાં ખાલી જગા ન છોડે. ખભાઓ અને પગની ઘૂંટીઓ એક બીજાની સીધી લીટીમાં રહે. ['સિહાહ']

[૧૩] દરેક નમાઝને એવી રીતે ખુશૂઅ અને ખુઝૂઅ (ધ્યાન અને એકાગ્રતા)થી અદા કરે કે કે જાણે આ મારી જિંદગીની છેલ્લી નમાઝ છે. ['અત્તરગીબ']

[૧૪] નમાઝમાં દિલ પણ અલ્લાહ તઆલાની તરફ ઝુકેલું હોય અને શરીરના અંગો પણ શાંત અને સ્થિર હોય. ['અબૂ દાઉદ', 'નસાઈ']

આંખો ખુલ્લી રાખીને નમાઝ અદા કરે, આંખો બંધ કરવું ખિલાફે સુન્નત છે. ['મદારિજુન્નુબુવ્વહ']

[૧૫] ફજરની (નમાઝની) ફર્ઝ (રકાતો) પઢયા પછી થોડો વખત ઝિક્રે ઈલાહીમાં મશ્ગૂલ થવું. ['અત્તરગીબ']

[૧૬] પાંચે વખતોમાં નમાઝથી ફારિગ થઈને જ્યાં સુધી નમાઝી પોતાની નમાઝની જગાએ બેસી રહે છે, તેના માટે ફરિશ્તાઓ સતત દુઆએ મગફિરત અને દુઆએ રહમત કરતા રહે છે. ['અત્તરગીબ']

[૧૭] ફજરની નમાઝથી ફારિગ થઈને ઈશરાકના વખત સુધી ઝિક્રે ઈલાહીમાં મશ્ગૂલ રહેવું. ['તિરમિઝી']

[૧૮]

○ જ્યાં સુધી નમાઝી જમાઅતના ઈન્તિઝારમાં બેસી રહે છે, તેઓને સતત નમાઝ પઢવાનો સવાબ મળતો રહે છે. ['બુખારી શરીફ']

○ સુન્નતો અને ફર્ઝોના દરમિયાન કોઈ ઝિક્ર, તસ્બીહ કે દુરૂદ (શરીફ) વગેરે ચાલુ રાખે તો વધારે સવાબને લાયક થશે.

○ ફજરની સુન્નતો અને ફર્ઝોની વચ્ચે એક તસ્બીહ (૧૦૦ વખત) :
**'સુબ્હાનલ્લાહિ વબિ હમ્દિહી'** અને એક તસ્બીહ (૧૦૦ વખત) :
**'સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વ લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર'**
પઢી લે તો ઘણો સવાબ થાય છે. 

# રમઝાનુલ મુબારકનો ખુત્બો

## રોઝાની ફઝીલત

હઝરત સલમાન ફારસી (રદિ.)થી રિવાયત છે કે :–

શાબાન મહિનાની છેલ્લી તારીખે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અમને એક ખુત્બો આપ્યો.

તેમાં આપે ફરમાવ્યું કે :–

- હે લોકો ! તમારા પર એક અઝમત અને બરકતવાળો મહિનો છાંયડો પાથરવાની તૈયારીમાં છે.
- એ મહિનાની એક રાત (શબે કદર) હઝાર મહિનાઓના કરતાં અફઝલ છે.
- એ મહિનાના રોઝા અલ્લાહ તઆલાએ ફર્ઝ કર્યા છે.
- એની રાતોમાં બારગાહે ઈલાહીમાં ઊભા થવાને (અર્થાત્ તરાવીહની નમાઝ પઢવાને) નફલ ઈબાદત મુકર્રર કરી છે.(જેનો ઘણો મોટો સવાબ રાખ્યો છે.)
- જે શખ્સ એ મહિનામાં અલ્લાહ તઆલાની રઝા (પ્રસન્નતા) અને તેનો કુર્બ (નઝદીકી) હાસિલ કરવાના માટે કોઈ ગયર ફર્ઝ ઈબાદત (અર્થાત્ સુન્નત કે નફલ) અદા કરશે તો બીજા સમયની ફર્ઝોના બરાબર તેને સવાબ મળશે.
- એ મહિનામાં ફર્ઝ અદા કરવાનો સવાબ બીજા સમયની ૭૦ (સિત્તેર) ફર્ઝોના બરાબર મળશે.
- આ સબરનો મહિનો છે અને સબરનો બદલો જન્નત છે.
- આ હમદર્દી અને ગમખ્વારીનો મહિનો છે અને એ જ તે મહિનો જેમાં મોમિન બંદાઓના રિઝ્ક (રોજી)માં વધારો કરવામાં આવે છે.
- જેણે આ મહિનામાં કોઈ રોઝહદારને (અલ્લાહની રઝા અને સવાબ હાસિલ કરવા માટે) ઈફતાર કરાવ્યો તો તેના માટે ગુનાહોની મગફિરત અને દોઝખની આગથી આઝાદીનો ઝરીયો બનશે અને તેને રોઝહદારના બરાબર સવાબ આપવામાં આવશે, એ સિવાય કે રોઝહદારના સવાબમાં કોઈ કમી કરવામાં આવે.

આપથી પૂછવામાં આવ્યું કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમારામાંથી દરેકની પાસે ઈફતાર કરાવવાની સામગ્રી હોતી નથી (તો શું ગરીબો આ મહાન સવાબથી મહરૂમ રહેશે ?)'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલા આ સવાબ તે શખ્સને પણ આપશે જે દૂધની થોડીક લસ્સીથી યા પાણીના એક ઘૂંટથી રોઝહદારનો રોઝો ઈફતાર કરાવી દે.'

(આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આગળ ફરમાવ્યું કે :)

'અને જે કોઈ, કોઈ રોઝહદારને સંપૂર્ણ ભોજન કરાવી દે તેને અલ્લાહ તઆલા મારા હૌઝે કવસરથી એવો પરિતૃપ્ત કરશે જેના બાદ તેને કદી તરસ ન લાગશે, અહીં સુધી કે તે જન્નતમાં પહોંચી જશે.'

(તે પછી આપે ફરમાવ્યું કે :)

'આ માહે મુબારકનો શરૂઆતનો ભાગ રહમત છે અને વચમાંનો ભાગ મગફિરત છે અને છેલ્લો ભાગ દોઝખની આગથી આઝાદી છે.'

(તે પછી આપે ફરમાવ્યું કે :)

'અને જે આદમી આ મહિનામાં પોતાના ગુલામ અને ખાદિમના કામમાં ઘટાડો અને કમી કરી દેશે અલ્લાહ તઆલા તેની મગફિરત ફરમાવી દેશે અને તેને દોઝખથી મુક્તિ અને આઝાદી આપશે.'

['બયહકી', 'મઆરિફુલ હદીસ']

## રોઝહમાં એહતિસાબ[1]

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :—

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જેઓ રમઝાનના રોઝહ ઈમાન અને એહતિસાબની સાથે રાખશે તેઓના પાછલા બધાં ગુનાહો માફ કરી દેવામાં આવશે અને એ જ પ્રમાણે જેઓ ઈમાન અને એહતિસાબની સાથે રમઝાનની રાતોમાં નવાફિલ (તરાવીહ અને તહજ્જુદ) પઢશે તેઓના પણ પાછલા બધાં ગુનાહો માફ કરી દેવામાં આવશે અને એ જ પ્રમાણે જેઓ શબે કદરમાં ઈમાન અને એહતિસાબની સાથે નવાફિલ પઢશે તેમનાં પણ પાછલાં બધાં ગુનાહો માફ કરી દેવામાં આવશે.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

---

[1] એહતિસાબ : હિસાબ કરવો, સંભાળ રાખવી, નિષેધ્ય બાબતોથી બચવું

## રોઝહની બરકત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :–
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,
'રોઝહ રાખ્યા કરો, તંદુરસ્ત રહેશો !'

['તબરાની']

'અને રોઝહથી જેવી રીતે જાહેરી અને છુપી (બહારની અને અંદરની) મઝર્રત (નુકસાન) દૂર થાય છે તેવી જ રીતે જાહેરી અને છુપી મસર્રત (આનંદ) પ્રાપ્ત થાય છે.'

## રોઝહનું મહત્વ

હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે,
'જ્યારે રમઝાનુલ મુબારકનો છેલ્લો દસકો શરૂ થતો ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કમ્મર કસી લેતા અને રાત્રિ જાગરણ કરતા (અર્થાત્ આખી રાત ઈબાદત અને ઝિક્ર તેમજ દુઆમાં મશ્ગૂલ રહેતા) અને પોતાના ઘરવાળાઓ (અર્થાત્ પુનીત પત્નીઓ અને બીજા સંબંધીઓ)ને પણ જગાડી દેતા (જેથી તેઓ પણ આ રાતોની બરકતો અને સઆદતોમાં ભાગ લે)' ['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## રોઝહ ન રાખવાનું નુકસાન

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :–
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,
'જે આદમી સફર વગેરેની શરઈ રુખ્સત (છૂટ) સિવાય અને બીમારી જેવી કોઈ મજબૂરી સિવાય રમઝાનનો એક રોઝો પણ છોડશે, જો તે એના સિવાય આખી જિંદગી પણ રોઝહ રાખે તો જે વસ્તુ છૂટી ગઈ તે પૂરી અદા નથી થઈ શકતી .' ['મુસ્નદે અહમદ', 'મઆરિફુલ હદીસ']

□

# ચંદ્ર દર્શન

## ચંદ્ર દર્શનની તપાસ અને ગવાહની ગવાહી

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નત આ હતી કે જ્યાં સુધી ચાંદ જોયાની સાબિતી ન મળી જાય અથવા પોતાની આંખે જોનાર ગવાહ (સાક્ષી) ન મળી જાય, આપ રોઝહ શરૂ ન કરતા. જેમ કે આપે ઈબ્ને ઉમર (રદિ.)ની શહાદત કબૂલ કરીને રોઝો રાખ્યો. ['ઝાદુલ મઆદ']



અને આપ વાદળના દિવસે રોઝો રાખતા ન હતા, ન આપે એનો હુકમ આપ્યો, બલકે ફરમાવ્યું કે,

'જ્યારે વાદળ હોય (અને ચાંદ ન દેખાય) તો શાબાનના ત્રીસ દિવસો પૂરા કરવામાં આવે.' ['ઝાદુલ મઆદ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'ચાંદ જોઈને રોઝા રાખો અને ચાંદ જોઈને રોઝા છોડો અને જો (૨૯ તારીખે) ચાંદ જોવામાં ન આવે તો શાબાનના ત્રીસ (દિવસ)ની સંખ્યા પૂરી કરો.' ['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## સહરી

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદે ગિરામી છે કે,

'સહરીમાં બરકત છે, તેને હરગિઝ ન છોડો. જો કંઈ નહીં તો તે વખતે પાણીનો એક ઘૂંટ જ પી લેવામાં આવે, કારણ કે સહરમાં ખાવા-પીવાવાળાઓ પર અલ્લાહ તઆલા રહમત ફરમાવે છે અને ફરિશ્તાઓ તેમના માટે દુઆએ ખૈર કરે છે.' ['મુસ્નદે અહમદ', 'મઆરિફુલ હદીસ']

# ઈફ્તાર

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે, પોતાના બંદાઓમાં મને તે બંદો વધારે મહબૂબ છે જે રોઝાને ઈફતાર કરવામાં ઉતાવળ કરે' (અર્થાત્ સૂર્યાસ્ત પછી બિલકુલ મોડું ન કરે.)

['મઆરિફુલ હદીસ', 'જામિઅ તિરમિઝી']



હઝરત સલમાન બિન આમિર (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જ્યારે તમારામાંથી કોઈનો રોઝો હોય તો તે ખજૂર વડે ઈફતાર કરે અને જો ખજૂર ન મળે તો પછી પાણીથી જ ઈફતાર કરે, એટલા માટે કે પાણીને અલ્લાહ તઆલાએ પવિત્ર બનાવ્યું છે.'

['મુસ્નદે અહમદ', 'અબી દાઉદ', 'જામિઅ તિરમિઝી', 'ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મગરિબની નમાઝથી પહેલાં થોડીક તાજી ખજૂરોથી રોઝો ઈફતાર ફરમાવતા હતા અને જો તાજી ખજૂરો સમય પર હાજર ન હોય તો સૂકી ખજૂરોથી ઈફતાર ફરમાવતા હતા અને જો સૂકી ખજૂરો પણ ન હોય તો થોડાં ઘૂંટ પાણી પી લેતા હતા.

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે ઈફતાર ફરમાવત. હતા ત્યારે કહેતા હતા :–

'ઝહબઝ્ઝમઉ વબ્તલ્લતિલ્ ઉરૂકુ વ સબ્તલ્ અજ્રુ ઈન્શાઅલ્લાહુ.'

ભાવાર્થ :

તરસ શમી ગઈ, આંતરડાં ભીનાં થયાં અને અલ્લાહને મંઝૂર છે તો સવાબ અને બેહતર બદલો નક્કી થઈ ગયો.

['સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']



મઆઝ બિન ઝહીરહ તાબિઈથી રિવાયત છે :–

તેઓ કહે છે કે,

મને આ વાત પહોંચી છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે રોઝો ઈફતાર ફરમાવતા હતા ત્યારે કહેતા હતા કે :

'અલ્લાહુમ્મ લક સુમ્તુ વ અલા રિઝ્કિક અફ્તર્તુ.'

ભાવાર્થ :

હે અલ્લાહ ! મેં તારા માટે જ રોઝહ રાખ્યો અને તેં આપેલી રોઝીથી જ હું રોઝહ ઈફતાર કરી રહ્યો છું.

['સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ']



હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'રોઝહદારની એક પણ દુઆ ઈફતારના સમયે રદ નથી થતી.'

['ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

## તરાવીહ

મોટા ભાગના આલિમો આ વાતમાં સંમત છે કે, તરાવીહના મસનૂન હોવા વિશે અહલે સુન્નત વલ જમાઅતનો ઈજમાઅ (બહુમતિ) છે. ચાર ઈમામોમાંથી અર્થાત્ ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.), ઈમામ શાફિઈ (રહ.) અને ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) આ તમામ હઝરાતની ફિકહની કિતાબોમાં એની સ્પષ્ટતા છે કે તરાવીહની વીસ રકાત સુન્નતે મુઅક્કદહ છે.

['ખસાઈલે નબવી' (સલ.)]

## કુર્આન મજીદને સાંભળવું

રમઝાન શરીફમાં કુર્આન મજીદને એક વખત તરતીબવાર–અનુક્રમ પ્રમાણે તરાવીહમાં પઢવું સુન્નતે મુઅક્કદહ છે. જો કોઈ ઉઝર (મજબૂરી)ના કારણે એનો અંદેશો હોય કે મુકતદી સહન ન કરી શકશે તો પછી 'અલમતર કયૂફ..' થી છેવટ સુધી દસ સૂરતો પઢી લેવામાં આવે. દરેક રકાતમાં એક સૂરત હોય. પછી દસ રકાત પૂરી થયા બાદ ફરી પાછી તે જ સૂરતોને પઢે અથવા જે સૂરતો ચાહે પઢે. ['બિહિશ્તી ગવહર']

## તરાવીહ આખો મહિનો પઢવી

તરાવીહને રમઝાનના આખા મહિનામાં પઢવી સુન્નત છે. ભલે કુર્આન મજીદ મહિનો પૂરો થવાથી પહેલાં જ ખત્મ થઈ જાય. દાખલા તરીકે પંદર દિવસમાં સંપૂર્ણ કુર્આન શરીફ પઢી લેવામાં આવે તો બાકી દિવસોમાં પણ તરાવીહ પઢવું સુન્નતે મુઅક્કદહ છે.

## તરાવીહમાં જમાઅત

તરાવીહમાં જમાઅત સુન્નતે મુઅક્કદહ છે, ભલે એક કુર્આન મજીદ જમાઅતની સાથે ખત્મ થઇ ચૂકયું હોય.

## તરાવીહ બે–બે રકાત કરીને પઢવી

તરાવીહ બે–બે રકાત કરીને પઢવી જોઈએ. ચાર રકાત પછી એટલો સમય થોભવું જોઈએ જેટલો સમય નમાઝમાં વીત્યો છે, પરંતુ મુકતદીઓની સહૂલતના માટે એ સમય ઓછો કરી શકાય છે. ['બિહિશ્તી ગવહર']

## તરાવીહનું મહત્ત્વ

રમઝાનુલ મુબારકમાં તરાવીહની નમાઝ પણ સુન્નતે મુઅક્કદહ છે. એને છોડી દેવું અને ન પઢવું ગુનોહ છે. (ઓરતો મોટા ભાગે તરાવીહની નમાઝને છોડી દે છે) એવું હરગિઝ કરવું ન જોઈએ.

ઈશાની ફર્ઝ અને સુન્નત (રકાતો પઢયા) પછી વીસ રકાત તરાવીહની નમાઝ પઢે. જ્યારે વીસ રકાત તરાવીહ પઢી ચૂકે, ત્યારે તે પછી વિત્ર પઢે ['બિહિશ્તી ઝેવર']

## તરાવીહની વીસ રકાતો માટે હદીસ

**'અનિબ્નિ અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુ અન્નહુ કાલ અન્નન્નબિય્ય સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ યુસલ્લી ફી રમદાન ઈશ્રીન રકઅતન વલ વિત્ર.'**

ભાવાર્થ :

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે,

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રમઝાનમાં વીસ રકાત અને વિત્ર પઢયા કરતા હતા.

['જમ્ઉઝ્ ઝવાઈદ' ભાગ–૩, પાનું–૧૭૨, 'તબરાની'ના હવાલાથી]

નોંધ :

જો કે આ હદીસની સનદમાં એક રાવી ઝઈફ છે, પરંતુ સહાબએ કિરામ (રદિ.) અને તાબિઈન (રહ.)નો એના પર લગાતાર અમલ રહ્યો છે એટલા માટે મુહદ્દિસો અને ફકીહોના ઉસૂલ પ્રમાણે આ હદીસ મકબૂલ–સ્વીકાર્ય છે.)



હઝરત સાઈબ બિન યઝીદ અને યઝીદ બિન રૂમાન (રદિ.)થી રિવાયત છે કે :–

હઝરત ઉમર (રદિ.)ના જમાનામાં સહાબએ કિરામ (રદિ.) વીસ રકાત તરાવીહ પઢયા કરતા હતા.

['આસારુસ સુનન'–'મુઅત્તા ઈમામ માલિક' (રહ.) તથા 'બયહકી'ના હવાલાથી]



# તરાવીહના દરમિયાન ઝિક્ર

તરાવીહમાં દરેક ચાર રકાત પછી જે ઝિક્ર મશહૂર છે તે હદીસની કોઈ રિવાયતમાં મળતો નથી. અલબત્ત, અલ્લામા શામી (રહ.)એ 'કહસ્તાની' અને 'મન્હજુલઈબાદ'ના હવાલાથી નકલ કર્યું છે કે દરેક તરવીહા (દર ચાર રકાત) પછી આ ઝિક્ર કરવામાં આવે :–

**'સુબ્હાન ઝિલ મુલ્કિ વલ મલકૂત. સુબ્હાન ઝિલ ઈઝ્ઝતિ વલ અઝ્મતિ વલ કુદ્રતિ વલ કિબ્રિયાઈ વલ જબરૂત. સુબ્હાનલ મલિકિલ હય્યિલ્લઝી લા યમૂત. સુબ્બૂહુન્ કુદ્દૂસુન્ રબ્બુલ મલાઈકતિ વર્રૂહ. લા ઈલાહ ઈલ્લલ્લાહુ નસ્તગ્ફિરુલ્લાહ નસ્અલુકલ્ જન્નત વ નઊઝુ બિક મિનન્નાર.'** ['શામી' ભાગ–૧, પાનું–૬૬૧]

ભાવાર્થ :

હું પાકી બયાન કરું છું આલમે અજસામ (શરીર સાથે વસતા લોકોનું જગત અર્થાત્ દુનિયા) અને આલમે અરવાહ (રૂહોનું જગત અર્થાત્ આખિરત)વાળાની (એના સર્જનહારની). (તે) પાક છે, ઈઝ્ઝત અને અઝમતવાળો તથા કુદરત અને મોટાઈવાળો તેમજ પ્રભુત્ત્વવાળો પાક છે. તે બાદશાહ જે જીવંત છે, મરતો નથી. ઘણો પાક છે, નિહાયત પાક છે, ફરિશ્તાઓ અને રૂહોનો પરવરદિગાર છે. અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. અમે અલ્લાહ તઆલાથી મગફિરત ચાહિએ છીએ અને (હે અલ્લાહ !) અમે તારાથી જન્નત માંગીએ છીએ અને દોઝખથી પનાહ ચાહિએ છીએ.

# રમઝાનુલ મુબારકમાં રાત્રિ જાગરણ અને નવાફિલ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'અલ્લાહ તઆલાએ રમઝાનના રોઝાઓને ફર્ઝ ફરમાવ્યા અને મેં રમઝાનની શબ બેદારી (રાત્રિ જાગરણ)ને (તરાવીહ તથા તિલાવતે કુર્આનના માટે) તમારા માટે (અલ્લાહ તઆલાના હુકમથી) સુન્નત બનાવ્યા (કે મુઅક્કદહ હોવાના કારણે તે પણ જરૂરી છે.) જે શખ્સ ઈમાનથી અને સવાબના અકીદાથી રમઝાનના રોઝા રાખે અને રમઝાનની રાતે જાગે તે પોતાના ગુનાહોથી તે દિવસની જેમ નીકળી જશે જે દિવસે તેને તેની માતાએ જન્મ આપ્યો હતો.' ['નસાઈ', 'હયાતુલ મુસ્લિમીન']

## એતિકાફ

સહીહ હદીસોમાં નકલ થયેલું છે કે, જ્યારે રમઝાનુલ મુબારકનો આખિરી અશરહ (છેલ્લો દસકો) આવતો ત્યારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે મસ્જિદમાં એક જગા નક્કી કરી દેવામાં આવતી અને ત્યાં કોઈ પરદો ચટાઈ વગેરેનો નાખી દેવામાં આવતો અથવા કોઈ નાનો સરખો તંબૂ ઊભો કરવામાં આવતો.

રમઝાનની વીસમી તારીખે ફજરની નમાઝ પઢીને આપ મસ્જિદમાં તશરીફ લઈ જતા હતા અને ઈદનો ચાંદ જોઈને ત્યાંથી બહાર તશરીફ લાવતા હતા. ['મઆરિફુલ હદીસ']

જેણે રમઝાનના આખિરી અશરહ (છેલ્લા દસ દિવસો)માં દસ દિવસનો એતિકાફ કર્યો તો તે એતિકાફ બે હજ્જ અને બે ઉમરહ સમાન થશે (અર્થાત્ એટલો સવાબ મળશે.) ['બયહકી', 'મઆરિફુલ હદીસ']

## એતિકાફના મુસ્તહબો

○ નેક અને સારી વાતો કરવી.
○ કુર્આન શરીફની તિલાવત કરવી.
○ દુરૂદ શરીફનો વિર્દ કરવો.
○ દીનનો ઈલ્મ શીખવો અને શીખવવો.
○ વાઅઝ અને નસીહત કરવી.
○ પાંચ વખત નમાઝ થતી હોય તેવી મસ્જિદમાં એતિકાફ કરવો.

['બિહિશ્તી ઝેવર']



હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે : ફરમાવ્યું કે,

એતિકાફ કરનારના માટે શરઈ દસ્તૂર અને નિયમ એ છે કે :–

– ન તે બીમારની ખબર લેવા માટે જાય.
– ન તે જનાઝાની નમાઝમાં શરીક થવા માટે બહાર નીકળે.
– ન ઓરત (પત્ની)ની સાથે સંગ કરે.
– પોતાની જરૂરતોના માટે પણ મસ્જિદની બહાર ન નીકળે. માત્ર અનિવાર્ય

જરૂરતો સિવાય (જેવી કે : પેશાબ–પાખાના વગેરેની હાજતથી ફારિગ થવા માટે)

– અને એતિકાફ રોઝાની સાથે હોવો જોઈએ, રોઝા વગર નહીં.

['સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']

## મસનૂન એતિકાફ

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું કાળજીપૂર્વક રમઝાનુલ મુબારકના આખિરી અશરહમાં (છેલ્લા દસ દિવસોમાં )એતિકાફ કરવું સહીહ હદીસોમાં નકલ થયેલું છે. અને એ જ સુન્નતે મુઅક્કિદહ અલલ કિફાયહ છે કે કેટલાંક લોકોના એતિકાફ કરી લેવાથી બધાંના તરફથી કિફાયત (પૂરતું) થઈ જાય છે.

## એતિકાફ અને મુઅતકિફના મસનૂન આમાલ

○ દસ દિવસના એતિકાફ સુન્નત છે.

○ દસ કરતાં ઓછાં દિવસનો એતિકાફ નફલ છે.

○ ઔરતોનએ પોતાના મકાનમાં એતિકાફ કરવો સુન્નત છે.

○ એતિકાફની હાલતમાં કુર્આન શરીફની તિલાવત કરવી અથવા બીજી દીની કિતાબોનું અવલોકન કરવું પણ પસંદ કરવા પાત્ર છે.

['બિહિશ્તી ઝેવર']

## શબે કદર

હઝરત આયશા સિદીકા (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે, 'શબે કદરની તલાશ કરો રમઝાનની આખિરી દસ રાતોની એકી રાતોમાં.'

['સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

□

## શબે કદરની દુઆ

હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મેં અરજ કરી કે, 'મને બતાવો કે જો મને જાણ થઈ જાય કે કઈ રાત શબે કદર છે તો હું તે રાતે અલ્લાહ તઆલાથી શું અરજ કરું અને શું દુઆ માંગું ?'

આપે ફરમાવ્યું કે, આ અરજ કરો :

**અલ્લાહુમ્મ ઈન્નક અફુવ્વુન્ કરીમુન્ તુહિબ્બુલ અફ્વ ફઅ્ફુ અન્ની.**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! આપ માફ કરનારા છો (અને) કરીમ છો, માફીને પસંદ કરો છો, જેથી મને માફ કરી દો ! ['મઆરિફુલ હદીસ']

## રમઝાનની છેલ્લી રાત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, 'રમઝાનની છેલ્લી રાતમાં મારી ઉમ્મતના માટે મગફિરત અને બખ્શિશનો ફેસલો કરવામાં આવે છે.'

આપથી પૂછવામાં આવ્યું કે, 'શું તે (રાત) શબે કદર હોય છે ?'

આપે ફરમાવ્યું કે, 'શબે કદર તો નથી હોતી, પણ વાત એ છે કે, અમલ કરનાર જ્યારે પોતાનો અમલ પૂરા કરી દે ત્યારે તેને પૂરી મજૂરી મળી જાય છે. ['મુસ્નદે અહમદ', 'મઆરિફુલ હદીસ']

## સદકએ ફિત્ર

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે :–

આપે ફરમાવ્યું કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મુસલમાનોમાંથી દરેક ગુલામ અને આઝાદ પર તથા દરેક મર્દ અને ઓરત પર તેમજ દરેક નાના અને

મોટા પર સદકએ ફિત્ર લાઝિમ (જરૂરી) કર્યો છે, એક સાઅ ખજૂર અથવા એક સાઅ જવ (આપણાં વજનમાં લગભગ સાડા ત્રણ શેર થાય છે) અને હુકમ આપ્યો છે કે આ સદકએ ફિત્ર ઈદની નમાઝ માટે જવાથી પહેલાં અદા કરી દેવામાં આવે.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## ખૂશી મનાવવી

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'તમે વરસમાં બે દિવસ ખૂશી મનાવ્યા કરતા હતા, હવે અલ્લાહ તઆલાએ તેનાથી બેહતર તમને બે દિવસ અર્પણ કર્યા છે : ઈદુલ ફિત્ર અને ઈદુલ અદહા.'

અને ઈરશાદ ફરમાવ્યો કે, 'આ દિવસો ખાવા, પીવા અને આપસમાં ખૂશીની મઝા માણવા તથા ખુદાને યાદ કરવા માટેના છે.'

['શર્હે મઆનીયુલ આસાર']

## રમઝાનુલ મુબારક ઉપરાંત બીજા દિવસોના રોઝહ

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક આદત ઘણાં રોઝા રાખવાની હતી. ક્યારેક આપ સતત કેટલા કેટલા દિવસ રોઝા રાખતા હતા !

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મામૂલ (રોઝાના મામલામાં) પણ અજીબ—નિરાળો હતો કે સમયની મસ્લિહતો પ્રમાણે ખાસ ખાસ દિવસોના રોઝા રાખતા અને અકસર ઈફતાર ફરમાવતા.

['શર્હે શમાઈલે તિરમિઝી']



હઝરત અબ્દુલ્લાહ બિન શકીક (રદિ.) ફરમાવે છે કે,

મેં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝહ રાખવા વિશે પૂછ્યું.

તેમણે ફરમાવ્યું કે, 'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કયારેક નિરંતર રોઝા રાખતા હતા અને અમારો ખ્યાલ થતો હતો કે આ મહિનામાં ઈફતારી નહીં ફરમાવશે !'

અને કયારેક એવા મુસલસલ (નિરંતર) ઈફતાર ફરમાવતા હતા કે અમારો ખ્યાલ થતો હતો કે આ મહિનામાં રોઝહ રાખશે જ નહીં !

પરંતુ મદીના મુનવ્વરા તશરીફ લાવ્યા બાદથી રમઝાનુલ મુબારક સિવાય બીજા કોઈ મહિનામાં આખા મહિનાના રોઝહ નથી રાખ્યા. (એ જ પ્રમાણે કોઈ મહિનો સંપૂર્ણ ઈફતારમાં વીતાવી દીધો હોય એવું પણ નથી કર્યું.)' ['અબૂ દાઉદ', 'શમાઈલે તિરમિઝી']

## દર મહિને ત્રણ રોઝહ

હઝરત મઆઝહ (રદિ.) કહે છે કે,

મેં હઝરત આયશા (રદિ.)થી પૂછયું કે,

'શું હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દર મહિને ત્રણ રોઝહ રાખતા હતા ?'

તેમણે ફરમાવ્યું કે, 'રાખતા હતા.'

મેં ફરીથી પૂછયું કે, 'મહિનાના કયા દિવસોમાં રાખતા હતા ?'

તેમણે ફરમાવ્યું કે, 'એ ચોક્કસ નક્કી ન હતું. જે દિવસોમાં મોકો હોય તેમાં રાખી લેતા.' ['શમાઈલે તિરમિઝી']

## સોમવાર અને જુમેરાતના રોઝહ

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'સોમવાર અને જુમેરાતના દિવસે હક તઆલા શાનુહૂની આલી બારગાહમાં આમાલ રજૂ થાય છે. મારું દિલ ચાહે છે કે, મારા આમાલ રોઝહની હાલતમાં રજૂ થાય.' ['શમાઈલે તિરમિઝી']

□

## નિરંતર રોઝહ રાખવાની મનાઈ

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (ઈબાદતો, નમાઝ–રોઝહ વગેરેમાં મારી વિપુલતા વિશે જાણીને) મારાથી ફરમાવ્યું કે,

'એવું ન કર્યા કરો ! બલકે કયારેક રોઝહ રાખો અને કયારેક ઈફતાર કરો. એ જ પ્રમાણે રાતે નમાઝ પણ પઢયા કરો અને સૂતા પણ રહો. તમારા શરીરનો પણ તમારા પર હક છે. તમારી આંખોનો પણ તમારા પર હક છે. (કારણ કે આખી રાત જાગવાથી કમજોર થઈ જાય છે.) તમારી બીવીનો પણ હક છે. ઔલાદનો પણ હક છે. સંબંધીઓનો પણ હક છે.'

['શમાઈલે તિરમિઝી']

## શવ્વાલ મહિનાના છ રોઝહ

હઝરત અબૂ અય્યૂબ અનસારી (રદિ.)થી રિવાયત છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જેણે રમઝાન મહિનાના રોઝહ રાખ્યા તે પછી શવ્વાલ મહિનામાં છ નફલ રોઝહ રાખ્યા તો તેનો આ અમલ હંમેશા રોઝહ રાખવા બરાબર થશે.'

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## ખાસ રોઝહ

હઝરત હફસહ (રદિ.)થી રિવાયત છે કે,

ચાર ચીજો તે છે જેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કદી છોડતા ન હતા :

(૧) આશૂરહનો રોઝો
(૨) ઝિલહજ્જ મહિનાનો (પ્રથમ) અશરહ અર્થાત્ પહેલી ઝિલહજ્જથી અરફાના દિવસ–નવમી ઝિલહજ્જ સુધીના રોઝહ
(૩) દર મહિનાના ત્રણ રોઝહ
(૪) ફજર પહેલાંની બે રકાતો.

['સુનને નસાઈ', 'મઆરિફુલ હદીસ']

## અય્યામે બીઝના રોઝા

હઝરત કતાદહ બિન મલ્હાન (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમને હુકમ ફરમાવતા હતા કે, અમે અય્યામે બીઝ અર્થાત્ મહિનાની તેરમી, ચૌદમી અને પંદરમી (તારીખે) રોઝહ રાખતા રહીએ અને ફરમાવતા હતા કે, મહિનાના આ ત્રણ દિવસોના રોઝહ રાખવા અજર અને સવાબના લિહાઝથી હમેંશા રોઝહ રાખવાના બરાબર છે. ['સુનને અબૂ દાઉદ', 'નસાઈ', 'મઆરિફુલ હદીસ']

## ઝિલહજ્જના અશરહના રોઝહ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'બધાં દિવસોમાંથી કોઈ દિવસમાં પણ બંદાનું ઈબાદત કરવું અલ્લાહ તઆલાને એટલું મહબૂબ નથી, જેટલુ. કે ઝિલહજ્જના અશરહમાં મહબૂબ છે.(અર્થાત્ આ દિવસોની ઈબાદત અલ્લાહ તઆલાને બીજા તમામ દિવસોના કરતાં વધારે મહબૂબ છે.)

આ અશરહના દરેક દિવસનો રોઝો આખા વરસના રોઝહ બરાબર છે અને એની દરેક રાતની નવાફિલ શબે કદરના નવાફિલની બરાબર છે.'

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## પંદરની શાબાનનો રોઝો

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે :—

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જ્યારે શાબાનની પંદરમી રાત આવે તો તે રાતમાં અલ્લાહ તઆલાની હુઝૂરમાં નવાફિલ પઢો અને તે દિવસે રોઝહ રાખો, કારણ કે તે રાતે સૂર્ય અસ્ત થતાં જ અલ્લાહ તઆલાની ખાસ તજલ્લી અને રહમત પહેલા આસમાન પર ઊતરે છે અને તે ઈરશાદ ફરમાવે છે :

– કોઈ બંદો છે જે મારાથી મગફિરત અને બખ્શિશ માંગે અને હું તેની મગફિરતનો ફેસલો કરું !
– કોઈ બંદો છે જે રોઝી માંગે અને હું તેને રોઝી આપવાનો ફેસલો કરું !
– કોઈ મુસીબતમાં સપડાયેલો બંદો છે જે મારાથી તંદુરસ્તી અને આફિયત માંગે અને હું તેને આફિયત (સુખ–શાંતિ) અર્પણ કરું !
– એ જ પ્રમાણે જુદા જુદા પ્રકારના હાજતવાળાઓને અલ્લાહ તઆલા પુકારે છે કે તે અત્યારે મારાથી પોતાની હાજતો માંગે અને હું આપું.

સૂર્યાસ્તથી લઈ સુબ્હે સાદિક (પ્રભાત) સુધી અલ્લાહ તઆલાની રહમત એ જ પ્રમાણે પોતાના બંદાઓને આ રાતમાં પોકારતી રહે છે.'

['સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

## સોમવાર અને જુમેરાતના રોઝહ

હઝરત આયશા સિદ્દીકહ (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સોમવાર અને જુમેરાતના રોઝહ રાખ્યા કરતા હતા.

['જામિઅ તિરમિઝી', 'નસાઈ', 'મઆરિફુલ હદીસ']

## આશૂરહના દિવસનો રોઝો

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આશૂરહના દિવસે રોઝહ રાખવું પોતાનો મઅમૂલ બનાવી લીધો અને મુસલમાનોને પણ એનો હુકમ આપ્યો તો કેટલાક સહાબા (રદિ.)એ અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આ દિવસને યહૂદીઓ અને ઈસાઈઓ મહાન દિવસની હેસીયતથી મનાવે છે (એટલે ખાસ આ દિવસે આપણા રોઝહ રાખવાથી તેઓની સાથે સમાનતા અને મળતાપણું ન થાય ?)'

આપે ઈરશાદ ફરમાવ્યો કે,

'ઈન્શાઅલ્લાહુ તઆલા જ્યારે આવતું વરસ આવશે ત્યારે આપણે નવમી (તારીખે) પણ રોઝહ રાખીશું.'

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે,

'પરંતુ આવતા વરસનો મુહર્રમ મહિનો આવવાથી પહેલાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વફાત પામ્યા.'

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

# સવમે વિસાલ

**[સહરી કે ઈફતારી વગર સતત રોઝહ રાખવા]**

## સવમે વિસાલ પર આપનો અમલ, પરંતુ સહાબાને મનાઈ

આપ રમઝાન શરીફમાં વિપુલ પ્રમાણમાં કેટલાયે પ્રકારની ઈબાદતો કરતા :–

– રમઝાન મુબારકમાં હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામથી આપ કુર્આન મજીદની મંઝિલોની તકરાર (પુનરાવર્તન) કરતા.

– જ્યારે જિબ્રઈલ અલયહિસ્સલામથી મુલાકાત થતી ત્યારે આપ તેઝ હવા કરતાં પણ વધારે તીવ્રતાથી સખાવત કરતા.

– આપ તમામ લોકોના કરતાં વધારે સખી હતા, પરંતુ રમઝાનમાં તો સદકાત અને એહસાન, તિલાવતે કુર્આન મજીદ, નમાઝ, ઝિક્ર અને એતિકાફમાં બેહદ વધારો થઈ જતો.

– બીજા મહિનાઓની સરખામણીમાં રમઝાનુલ મુબારકના મહિનાને ઈબાદતના માટે મખ્સૂસ ફરમાવી લેતા. અહીં સુધી કે કેટલીક વખતે આપ સવમે વિસાલ ( સતત રોઝહ) રાખતા કે જેથી આપ હર વખત પોતાના પરવરદિગારની ઈબાદતમાં મસરૂફ (પ્રવૃત્ત) રહી શકે, પરંતુ આપ સહાબએ કિરામ (રદિ.)ને સવમે વિસાલની મનાઈ ફરમાવતા હતા.

['ઝાદુલ મઆદ']

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રમઝાનુલ મુબારકની કેટલીક રાતોમાં લગાતાર રોઝહ રાખતા, ખાવા, પીવા અને ઈફતાર વગર !

પરંતુ સહાબએ કિરામ (રદિ.)ને રહમત અને શફકત (દયા અને માયા)ના કારણે તેમ જ દૂરઅંદેશી (દીર્ઘ દ્રષ્ટિ)ના કારણે આ કામથી મનાઈ ફરમાવતા અને નાપસંદ કરતા. જેમ કે –

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની હદીસમાં છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સવમે વિસાલની મનાઈ ફરમાવી છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

''લા તુવાસિલૂ'' (સવમે વિસાલ ન રાખો !)

['મદારિજુન નુબુવ્વહ']

સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જો તમે સવમે વિસાલ રાખો છો તો અમને શા માટે મનાઈ કરો છો ? જો કે અમે આપની મુતાબઅત (તાબેદારી, પૈરવી)ની તમન્ના રાખીએ છીએ !'

ફરમાવ્યું કે, 'લસ્તુ–ક અહ્દિકુમ '

હું તમારામાંથી કોઈના જેવો નથી.

બીજી એક રિવાયતમાં આવ્યું છે કે : 'અય્યુકુમ મિસ્લી'

તમારામાંથી કોણ મારા જેવો છે ?

'ઈન્ની અબીતુ ઈન્દ રબ્બી' હું મારા રબની સમક્ષ શબબાશી કરું છું, કારણ કે તે મારો પાલનહાર અને તર્બિયત ફરમાવનાર છે.

'યુત્ઈમુની વ યસ્કીની' તે મને ખવડાવે અને પીવડાવે છે.

અને એક રિવાયતમાં છે કે, 'તે ખવડાવનારો અને પીવડાવનારો છે, જે ખવડાવે છે અને પીવડાવે છે.'

(સંશોધકોનો મત એવો છે કે એનો હેતુ રૂહાની ખોરાક છે.)

ખરી હકીકત અલ્લાહ બેહતર જાણનાર છે.

~~ઈમામે આઝમ (રહ.)પણ સવમે~~ વિસાલને નાજાઈઝ ઠેરવે છે.

['મદારિજુન નુબુવ્વહ']

□

# બંને ઈદના મસનૂન અમલો

[૧] હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું બંને ઈદોમાં ગુસલ કરવું સાબિત છે.

હઝરત ખાલિદ બિન સઅદ (રદિ.)થી રિવાયત છે કે,

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતે કરીમા હતી કે ઈદુલ ફિત્ર, યવમુન્નહર (કુરબાનીના દિવસે) અને યવમે અરફહ (અરફહના દિવસે) ગુસલ ફરમાવ્યા કરતા હતા.

[૨] હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈદના દિવસે ખૂબસૂરત અને ઉમદા લિબાસ પહેરતા હતા. આપ કયારેક લીલી અને રાતી ધારીદાર ચાદર શરીફ ઓઢતા હતા. આ ચાદર યમનની (બનેલી) હોતી જેને 'બુર્દે યમાની' કહેવામાં આવે છે તે આ જ ચાદર છે. ઈદના માટે શોભા શણગાર કરવું મુસ્તહબ છે, પરંતુ લિબાસ શરીઅત અનુસાર હોવો જોઈએ.

['મદારિજુન નુબુવ્વહ']

[૩] હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતે કરીમા એ હતી કે ઈદુલ ફિત્રના દિવસે ઈદગાહ જવા પહેલાં થોડીક ખજૂરો ખાતા હતા, તેની સંખ્યા એકી હોતી, અર્થાત્ ત્રણ, પાંચ, સાત વગેરે.

['બુખારી', 'તબરાની']

[૪] ઈદુલ અદહાના દિવસે નમાઝથી પાછાં આવતા પહેલાં કંઈ ખાતા ન હતા.

હદીસ શરીફમાં છે કે :

ઈદુલ ફિત્રના દિવસે કંઈ ખાવા વગર ન નીકળતા અને ઈદુલ અદહાના દિવસે ખાવા વગર નીકળતા, જ્યાં સુધી ઈદની નમાઝ પઢી ન લે અને કુરબાની કરી ન લે ત્યાં સુધી ખાતા ન હતા.

તે પછી પોતાની કુરબાનીના ગોશ્તમાંથી કંઈક ખાતા હતા.

['જામિઅ તિરમિઝી', 'ઈબ્ને માજહ', 'મદારિજુન નુબુવ્વહ']

## ઈદગાહ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતે કરીમા હતી કે ઈદની નમાઝ ઈદગાહ (મેદાન)માં અદા ફરમાવતા હતા. ['મુસ્લિમ' 'બુખારી']

એનાથી જાણવા મળે છે કે, ઈદની નમાઝના માટે મેદાનમાં નીકળવું મસ્જિદમાં નમાઝ અદા કરવા કરતાં અફઝલ છે. એટલા માટે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આપની મસ્જિદ (મસ્જિદે નબવી)ના ફઝલ અને શર્ફ છતાં, ઈદના માટે ઈદગાહ (મેદાન)માં બહાર તશરીફ લઈ જતા હતા, પરંતુ જો કોઈ ઉઝર(મજબૂરી) હોય તો જાઈઝ છે.

['અબૂ દાઉદ', 'મદારિજુન નુબુવ્વહ']

[૬] બંને ઈદોમાં બકસરત (વિપુલ પ્રમાણમાં) તકબીર કહેવું સુન્નત છે.

['તબરાની']

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી ભારપૂર્વક રિવાયત છે કે,
'પોતાની ઈદોને બકસરત (વિપુલ) તકબીરથી શણગારો !'

[૭] હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈદગાહ સુધી પગપાળા (ચાલીને) તશરીફ લઈ જતા. ['સુનને ઈબ્ને માજહ']

એના પર અમલ કરવું સુન્નત છે. કેટલાક ઉલમાએ મુસ્તહબ કહ્યું છે.

[૮] હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈદુલ ફિત્રની નમાઝમાં મોડું કરતા અને ઈદુલ અદહા (ની નમાઝ) વહેલા પઢતા હતા.

['મદારિજુન નુબુવ્વહ', 'મુસ્નદે શાફિઈ']

[૯] હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે ઈદગાહમાં પહોંચી જતા ત્યારે તરત નમાઝ શરૂ કરી દેતા. અઝાન, ઈકામત અને અસ્સલાતુ જામિઅ વગેરેના પોકાર ઈત્યાદિ કંઈ ન થતું

[૧૦] બંને ઈદોની તકબીરોમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અમલ વિશે મતભેદ છે. હનફી મઝહબમાં મુખ્તાર એ છે કે :

– ત્રણ તકબીરો પહેલી રકાતમાં કિરાઅતથી પહેલાં અને
– ત્રણ તકબીરો બીજી રકાતમાં કિરાઅત બાદ છે.

[૧૧] હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (ઈદની) નમાઝ ખુત્બાથી પહેલાં પઢતા હતા અને જ્યારે નમાઝથી ફારિગ થતા ત્યારે ઊભા થઈને ખુત્બો ફરમાવતા.

[૧૨] હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જે રસ્તે ઈદગાહ તશરીફ લઈ જતા તે રસ્તે પાછા ન આવતા, બલકે બીજા રસ્તે તશરીફ લાવતા.

['બુખારી', 'તિરમિઝી', 'મદારિજુન નુબુવ્વહ']

[૧૩] હઝરત ઈબ્ને ઉમર (રદિ.) સુન્નતની પયરવીની તીવ્રતાના કારણે સૂર્ય

ઊગે તે પહેલાં ઘરથી ન નીકળતા અને ઘરથી નીકળતાં જ ઈદગાહ સુધી તકબીર કહેતા રહેતા. ['અબૂ દાઉદ', 'ઝાદુલ મઆદ']

[૧૪] આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને આપના સહાબા (રદિ.) જ્યારે ઈદગાહમાં પહોંચતા ત્યારે ઈદની નમાઝથી પહેલાં કોઈ (નફલ વગેરે) ન પઢતા અને ન બાદમાં પઢતા. ન ખુત્બાથી પહેલાં નમાઝ શરૂ કરતા. આ પ્રમાણે આપ બંને ઈદોમાં બે રકાતો અદા કરતા. ['ઝાદુલ મઆદ']

– પહેલી રકાતમાં તકબીરો પૂરી કર્યા પછી કિરાઅત શરૂ કરતા.
– પહેલી રકાતમાં સૂરએ ફાતિહા પછી સૂરએ કાફ વલ કુર્આનિલ મજીદ પઢતા.
– બીજી રકાતમાં (સૂરએ ફાતિહા પછી) :
'ઈક્‌તરબતિસ્સાઅતુ વન શક્કલ કમર' પઢતા.
– ઘણી વખત આપ બે રકાતોમાં :
'સબ્બિહિસ્મ રબ્બિકલ્ અઅ્લા' અને 'હલ અતાક હદીસુલ્ ગાશિયહ' પઢતા. ['ઝાદુલ મઆદ']

પરંતુ આ સૂરતો નક્કી કરેલી નથી. બીજી પણ પઢી શકાય છે.

[૧૫]

## વાઅઝ અને નસીહત

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે નમાઝ પૂરી કરી દેતા ત્યારે ફારિગ થવા બાદ લોકોની સામે ઊભા થઈ જતા. લોકો સફોમાં બેસી રહેતા.

આપ તેઓની સામે વાઅઝ કહેતા, વસિય્યત કરતા, અમ્ર વ નહ્ય (આદેશ અને નિષેધ) ફરમાવતા અને જો લશ્કર મોકલવા ચાહતા તો તે જ વખતે મોકલતા અથવા જો કોઈ વાતનો હુકમ કરવો હોય તો હુકમ ફરમાવતા.

ઈદગાહમાં કોઈ મિમ્બર ન હતો (જેના ઉપર ચઢીને વાઅઝ ફરમાવે) ન મદીનાનો મિમ્બર અહીં લાવવામાં આવતો, બલકે આપ જમીન ઉપર ઊભા રહીને તકરીર કરતા. ['ઝાદુલ મઆદ']

[૧૬] એ પણ રિવાયત છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અરફહના દિવસે નવમી તારીખની ફજરની નમાઝથી લઈને તશરીકના દિવસોના છેલ્લા દિવસ (તેરમી તારીખ)ની અસરની નમાઝ સુધી આ પ્રમાણે તકબીરો કહેતા :

'અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર વલિલ્લાહિલ હમ્દ.'

['ઝાદુલ મઆદ']

[૧૭] **ઈદની નમાઝની રીત**

- નમાઝ આ રીતે શરૂ કરે કે કિબ્લાની તરફ મુખ કરીને ઈમામની તાબેદારીમાં 'અલ્લાહુ અકબર' કહીને હાથ ઉઠાવે અને હાથ બાંધી લે.
- પહેલી રકાતમાં 'સુબ્હાનકલ્લાહુમ્મ' (સના) પઢયા પછી કિરાઅતથી પહેલાં હાથ કાન સુધી ઉઠાવીને 'અલ્લાહુ અકબર' કહે અને પછી હાથ છોડી દે.
- બીજી વખત ફરીથી કાન સુધી હાથ ઉઠાવીને તકબીર કહે અને પછી હાથ છોડી દે.
- ત્રીજી વખત પણ એ જ પ્રમાણે હાથ ઉઠાવીને તકબીર કહે અને પછી હાથ બાંધી લે.
- તે પછી કિરાઅત શરૂ કરે.
- બાકી પૂરી રકાત અન્ય નમાઝોની જેમ અદા કરે.
- બીજી રકાતમાં સૂરએ ફાતિહા અને કિરાઅત પછી ઈમામની તાબેદારીમાં ત્રણે વખત તકબીર કહી હાથ ઉઠાવી છોડી દે.
- ચોથી વખત જ્યારે ઈમામ અલ્લાહુ અકબર કહે ત્યારે તકબીરની સાથે (હાથ ઉઠાવ્યા વગર) રૂકુઅમાં ચાલ્યો જાય.
- તે પછી બાકી નમાઝ આમ નમાઝોની જેમ પૂરી કરે. ['બિહિશ્તી ગવહર']

[૧૮] ઈદની નમાઝ અઝાન વગર અને ઈકામત વગર માત્ર બે રકાત છે.

['મુસ્લિમ']

[૧૯] ઈદગાહમાં નમાઝથી પહેલાં કે બાદમાં નફલો પઢવી મના છે.

[૨૦] જેની (ઈદની) નમાઝની જમાઅત છૂટી જાય તે એકલો ઈદની નમાઝ પઢી શકતો નથી. ઈદની નમાઝના માટે જમાઅત શર્ત છે. અલબત્ત, જો ઘણાં માણસો હોય તો બીજી જમાઅત કરી લેવું વાજિબ છે.

['બિહિશ્તી ગવહર']

[૨૧] **ઈદનો ખુત્બો**

નમાઝ બાદ બે ખુત્બા પઢે અને બંને ખુત્બાના દરમિયાન એટલો સમય બેસે જેટલો સમય જુમ્આના ખુત્બામાં થાય છે.

[૨૨] **ખુત્બામાં તકબીર**

બંને ઈદના ખુત્બામાં પ્રથમ તકબીરથી શરૂઆત કરે. પહેલા ખુત્બામાં નવ વખત 'અલ્લાહુ અકબર' કહે. બીજામાં સાત વખત.

['બિહિશ્તી ગવહર']

[૨૩] ઈદુલ ફિત્રમાં રસ્તે ચાલતી વખતે ધીમેથી તકબીર કહેવું મસનૂન છે અને ઈદુલ અદહામાં બુલંદ અવાજે કહેવું જોઈએ.

['બિહિશ્તી ગવહર']

[૨૪] **સદકએ ફિત્ર વાજિબ છે**

જો નિસાબનો માલિક હોય તો દરેક અક્કલવાન આઝાદ મુસલમાન (મર્દ અને ઓરત) પર (સદકએ ફિત્ર) વાજિબ છે. ભલે રોકડ નાણાં સ્વરૂપે હોય કે જરૂરતથી વધારે સામાનના સ્વરૂપમાં હોય કે વેપારનો માલ હોય અથવા રહેવાના મકાન કરતાં વધારાનું મકાન હોય (કોઈ પણ સ્વરૂપમાં નિસાબનો માલિક હોય.) તેણે પોતાના તરફથી અને પોતાના તે નાબાલિગ બાળકોના તરફથી જેઓ તેના આશ્રિત હોય, અર્ધો સાઅ (અર્થાત્ પોણા બે કિલો ઘઉં) અથવા તેની કિંમત અદા કરે.

સદકએ ફિત્ર ઈદુલ ફિત્રની નમાઝથી પહેલાં અદા કરવું સુન્નત છે.

['બિહિશ્તી ગવહર']

## ઈદુલ અદહાના મસનૂન અમલો

[૧] ઈદુલ અદહાની રાતમાં સવાબની આશાએ જાગવું અને ઈબાદતમાં મશગૂલ રહેવું સુન્નત છે.

[૨] ઝિલહજજની નવમી તારીખની સવારથી તેરમી તારીખની અસર સુધી દરેક ફર્ઝ નમાઝ બાદ, જે બાજમાઅત હોય અને મુકીમ હોવાની હાલતમાં અદા કરવામાં આવે, એક વખત તકબીરાતે તશરીક બુલંદ અવાજે અદા કરવું વાજિબ છે.

મુસાફિર, ઓરત અને એકલા નમાઝ પઢનાર માટે પણ કેટલાક ઉલમાનું કહેવું છે, એટલા માટે જો કહી લે તો બેહતર છે, પરંતુ ઓરત તકબીર કહે તો ધીમેથી કહે.

[૩] નમાઝે ઈદુલ ફિત્રથી થોડીક ખજૂરો ખાવી અને ઈદુલ અદહામાં જો કુરબાની કરે તો ઈદુલ અદહાની નમાઝ પહેલાં કંઈ ન ખાવું (સુન્નત છે.)

નમાઝ બાદ પોતાની કુરબાનીના ગોશ્તમાંથી ખાવું (સુન્નત છે.)

[૪] જેનો કુરબાનીનો ઈરાદો હોય તેણે ઈદુલ અદહાનો ચાંદ જોવા પછી જ્યાં સુધી કુરબાની ન કરી લે ત્યાં સુધી હજામત ન કરાવવું અને નખ ન કપાવવા મુસ્તહબ છે. ['બિહિશ્તી ગવહર']

## કુરબાનીનો સવાબ

હઝરત ઝૈદ બિન અરકમ (રદિ.)થી રિવાયત છે કે,
સહાબએ કિરામ (રદિ.)એ પૂછયું કે,
'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
આ કુરબાની શું ચીજ છે ?'

આપે ફરમાવ્યું કે, 'તમારા (વંશજ યા રૂહાની) પિતા ઈબ્રાહીમ અલયહિસ્સલામનો તરીકો છે.'

તેઓએ અરજ કરી કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમને એમાં શું મળે ?'

આપે ફરમાવ્યું કે, 'દરેક બાલના બદલામાં એક નેકી !'

તેઓએ અરજ કરી કે, 'જો ઊન (વાળું જાનવર) હોય તો ?'

આપે ફરમાવ્યું કે, 'દરેક ઊનના બદલામાં પણ એક નેકી !'

['હાકિમ']



## ઉમ્મત તરફથી કુરબાની

હઝરત અબૂ તલ્હા (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (એક દુંબાની પોતાના તરફથી કુરબાની કરી અને) બીજા દુંબાને ઝબહમાં ફરમાવ્યું કે,

'આ (કુરબાની) તેના તરફથી છે જે મારી ઉમ્મતમાં મારા પર ઈમાન લાવ્યો અને જેણે મારી તસ્દીક કરી.'

['મૂસલ્લી', 'તબરાની', 'જમ્ઉલ ફવાઈદ']



નોંધ :–

મતલબ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પોતાની ઉમ્મતને સવાબમાં શામિલ કરવાનો હતો. ન એ કે કુરબાની બધાંના તરફથી એવી રીતે થઈ ગઈ કે હવે કોઈના ઝિમ્મે કુરબાની બાકી નહીં રહી.

વિચારવાની વાત છે કે જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કુરબાનીમાં ઉમ્મતને યાદ રાખી તો અફસોસ છે કે, ઉમ્મતી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને યાદ ન રાખે અને એક હિસ્સો પણ આપના તરફથી ન કરે ! ['હયાતુલ મુસ્લિમીન']



હદીસ શરીફમાં છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરફથી પણ કુરબાની કરતા રહો, એનાથી મુહબ્બત વધે છે. ['અબૂ દાઉદ']

ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.)થી રિવાયત છે :–

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જ્યારે ઝિલહજ્જનો પહેલો અશરહ (દસકો) શરૂ થઈ જાય (અર્થાત્ ઝિલહજ્જનો ચાંદ જોઈ લેવામાં આવે) અને તમારામાંથી કોઈનો ઈરાદો કુરબાની કરવાનો હોય તો તેને જોઈએ કે હવે કુરબાની કરવા સુધી પોતાંના બાલ કે નખ બિલકુલ ન કાપે. ['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

**નોંધ :–** આ મુસ્તહબ છે, જરૂરી નથી.

# કુરબાનીનો તરીકો

જ્યારે આપ કુરબાનીના માટે બકરીને ઝબહ કરતા ત્યારે પોતાનો પગ તેના ચહેરા પર મૂકતા. પછી 'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર' કહેતા અને ઝબહ કરતા.



આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે લોકોને હુકમ આપ્યો કે,

જ્યારે ઝબહ કરે ત્યારે સારા અંદાઝથી કરે અર્થાત્ છરી તેજ હોય અને જલદી ઝબહ કરે. ['ઝાદુલ મઆદ']



અબૂ દાઉદમાં હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે,

તેઓ ઈદગાહમાં ઈદુલ અદહાના દિવસે આપની સંગાથે હાજર થયા. જ્યારે આપે ખુત્બો પૂરો કર્યો ત્યારે એક મેંઢું લાવવામાં આવ્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેને પોતાના હાથે ઝબહ કર્યું અને 'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર' પઢયા.

તે પછી ફરમાવ્યું કે,

'આ મારા તરફથી અને મારી ઉમ્મતના દરેક તે આદમીની તરફથી છે જેણે ઝબહ (કુરબાની) નથી કરી.'

સહીહૈન (બુખારી શરીફ અને મુસ્લિમ શરીફ)માં છે કે,

'નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈદગાહમાં નહર[1] અને ઝબહ કર્યા કરતા હતા.' ['ઝાદુલ મઆદ']

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે,

કુરબાનીના દિવસે અર્થાત્ કુરબાનીની ઈદના દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સફેદ મિશ્રિત કાળા રંગના શીંગડાઓવાળા બે ખસ્સી મેંઢાંઓની કુરબાની કરી. જ્યારે આપે તેઓના રુખ સહીહ અર્થાત્ કિબ્લાની તરફ કરી લીધા ત્યારે આ દુઆ પઢી :

---

૧ નહર : ઊંટને ઝબહ કરવાની ખાસ પદ્ધતિને નહર કહે છે.

**'ઈન્ની વજ્જહતુ વજ્હિય લિલ્લઝી ફતરસ્સમાવાતિ વલઅર્દ અલા મિલ્લતિ ઈબ્રાહીમ હનીફંવ્ વમા અ—ન મિનલ મુશ્રિકીન.ઈન્ન સલાતી વ નુસુકી વ મહ્યાય વ મમાતી લિલ્લાહિ રબ્બિલ આલમીન. લા શરીક લહૂ વબિ ઝાલિક ઉમિર્તુ વ અ—ન મિનલ મુસ્લિમીન. અલ્લાહુમ્મ મિન્ક વલક અન મુહમ્મદિન વ ઉમ્મતિહી. બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર.'**

તે પછી (મેંઢાને) ઝુબહ કર્યા.

ભાવાર્થ :

મેં તે ઝાતની તરફ મારું મુખ કર્યું જેણે આસમાનોને અને જમીનોને પેદા કર્યા, એ હાલતમાં કે હું (હઝરત) ઈબ્રાહીમ (અલૈહિસ્સલામ) હનીફના દીન પર છું અને મુશ્રિકોમાંથી નથી. બેશક, મારી નમાઝ, મારી ઈબાદત અને મારું મરવું અને જીવવું સર્વ અલ્લાહ તઆલાના માટે છે જે પરવરદિગાર છે તમામ આલમો (વિશ્વો)નો, જેનો કોઈ શરીક (ભાગીદાર) નથી અને મને એનો જ હુકમ આપવામાં આવ્યો છે અને હું ફરમાંબરદારોમાંથી છું.

હે અલ્લાહ ! આ કુરબાની તારી તૌફિકથી છે અને તારા જ માટે છે, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને એની ઉમ્મતના તરફથી. શરૂ કરું છું અલ્લાહના નામથી. અલ્લાહ તઆલા સૌથી મહાન છે.

['અહમદ', 'અબૂ દાઉદ', 'ઈબ્ને માજહ', 'દારમી']

ઝબહ કરવા પછી પઢવા માટે આ દુઆએ માસૂર છે :

**'અલ્લાહુમ્મ તકબ્બલહૂ મિન્ની કમા તકબ્બલ્ત મિન હબીબિક મુહમ્મદિંવ્ વ ખલીલિક ઈબ્રાહીમ અલયહિસ્સલામ.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! આ (કુરબાનીને) મારા તરફથી કબૂલ ફરમાવી લો ! જેવી રીતે આપે પોતાના હબીબ સય્યિદના મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને પોતાના ખલીલ સય્યિદના ઈબ્રાહીમ અલયહિસ્સલામની કુરબાનીઓને કબૂલ ફરમાવી ચૂકયા છો.

જો આ જ દુઆ બીજાના તરફથી પઢવામાં આવે તો એમાં 'મિન્ની'ના બદલે 'મિન' કહીને તેનું નામ કહે.



## હજ્જની ફર્ઝિય્યત

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જેના પાસે સફરે હજ્જનો જરૂરી સામાન હોય અને તેને સવારી મળતી હોય જે બયતુલ્લાહ સુધી પહોંચાડી શકે અને છતાં તે હજ્જ ન કરે તો કોઈ તફાવત નથી કે તે યહૂદી થઈને મરે યા ઈસાઈ થઈને ! આ એટલા માટે કે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે :

અલ્લાહના માટે બયતુલ્લાહની હજ્જ ફર્ઝ છે તે લોકોના માટે જે ત્યાં સુધી જવા માટે શક્તિમાન હોય.'

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## ઉમરહની હકીકત

હજ્જના જેવી એક બીજી ઈબાદત પણ છે અર્થાત્ ઉમ્રહ, જે સુન્નતે મુઅક્કદહ છે, જેની હકીકત હજ્જના કેટલાંક આશિકાનહ અમલો છે, એટલા માટે એનો લકબ હજ્જે અસગર (નાની હજ્જ) છે. ['હયાતુલ મુસ્લિમીન']

## હજ્જ અને ઉમરહની બરકત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'હજ્જ અને ઉમરહ સાથે કરો, એ બંને ગરીબી, મોહતાજી અને ગુનાહોને એવી રીતે દૂર કરી દે છે જેવી રીતે લુહાર અને સોનીની ભઠ્ઠી લોખંડ અને સોના તથા ચાંદીનો મેલ–કચરો દૂર કરી દે છે અને હજ્જે મબરૂરનો બદલો અને સવાબ તો બસ જન્નત જ છે.'

['જામિઅ તિરમિઝી', 'સુનને નસાઈ', 'મઆરિફુલ હદીસ']

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

હજ્જ અને ઉમરહના માટે જનારો ખુદાને ત્યાં મહેમાન છે, તે ખુદાથી દુઆ કરે તો ખુદા કબૂલ ફરમાવે છે અને મગફિરત માંગે તો બખ્શી દે છે.

['તબરાની', 'મઆરિફુલ હદીસ']



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

ખુદા દરરોજ પોતાના હાજી બંદાઓના માટે એક સો વીસ (૧૨૦) રહમતો નાઝિલ ફરમાવે છે, જેમાંથી

– સાંઠ (૬૦) (રહમતો) તેઓના માટે હોય છે જેઓ બયતુલ્લાહનો તવાફ કરે છે.
– ચાલીસ (૪૦) (રહમતો) તેઓના માટે જેઓ ત્યાં નમાઝ પઢે છે.
– વીસ (૨૦) (રહમતો) તે લોકોના માટે જેઓ માત્ર કા'બા (શરીફને) જોયા કરે છે.

['બયહકી']



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એ પણ ફરમાવ્યું કે,

જેણે પચાસ (૫૦) વખત બયતુલ્લાહનો તવાફ કરી લીધો તે પોતાના ગુનાહોથી એવો પાક થઈ ગયો જાણે તેની માતાએ તેને આજે જ જન્મ આપ્યો છે.

['તિરમિઝી']

## અરફાતની હાજરી હૂબહૂ હજ્જ છે

હઝરત અબ્દુર્રહમાન બિન યઅમર દુઈલી (રદિ.)થી રિવાયત છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું, આપ ફરમાવતા હતા :

'હજ્જનો (એક ખાસુલ ખાસ રુકન જેના પર હજ્જનો દારોમદાર છે) વુકૂફે અરફહ–અરફાતમાં થોભવું છે.

જે હાજી મુઝદલિફાવાળી રાતમાં (અર્થાત્ ૯ અને ૧૦ ઝિલહજ્જની દરમિયાનની રાતમાં) પણ સુબ્હે સાદિકથી પહેલાં અરફાતમાં પહોંચી જાય તો તેણે હજ્જ મેળવી લીધી અને તેની હજ્જ થઈ ગઈ.

યવમુન્નહર (કુરબાનીનો દિવસ અર્થાત્ ૧૦ ઝિલહજ્જ) પછી મીનામાં ત્રણ દિવસના રોકાણમાં (જેમાં ત્રણે જમ્રહ–શેતાનોને રમી કરવામાં આવે છે–કાંકરી મારવામાં આવે છે, ૧૧, ૧૨ અને ૧૩ ઝિલહજ્જ) જો કોઈ આદમી માત્ર બે દિવસ અર્થાત્ ૧૧ અને ૧૨ ઝિલહજ્જના રમી કરીને ત્યાંથી ચાલ્યો જાય તો તેના પર પણ કોઈ ગુનાહ અને ઈલ્ઝામ નથી. બંને વાતો જાઈઝ છે.

['જામિઅ તિરમિઝી', 'સુનને અબી દાઉદ', 'સુનને નસાઈ', 'સુનને ઈબ્ને માજહ', 'સુનને દારમી', 'મઆરિફુલ હદીસ']

## અરફાતનો મરતબો

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (એક લાંબી હદીસમાં) ફરમાવ્યું કે,

જ્યારે અરફાનો દિવસ થાય છે (જેમાં હાજીઓ અરફાતમાં ભેગાં થાય છે) તો અલ્લાહ તઆલા ફરિશ્તાઓથી ફખ્રની સાથે ફરમાવે છે કે,

'મારા બંદાઓને જુઓ ! મારી પાસે દૂર દૂરનો પ્રવાસ કરીને એવી હાલતમાં આવ્યા છે કે, વિખરાયેલાં વાળો છે અને ધૂળથી રગડોળાયેલું બદન છે તથા ધોમધખતા તાપમાં સળગી રહ્યાં છે ! હું તમને ગવાહ બનાવું છું કે મેં તેમને બખ્શી દીધાં !'

['બયહકી', 'ઈબ્ને ખઝીમહ', 'હયાતુલ મુસ્લિમીન']



હઝરત ઈબ્ને અબી હાતિમે એને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે.

['કઝા ફીઈહ' અને 'બયાનુલ કુર્આન']

## અરફાતની દુઆ

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

અરફાના દિવસે બેહતરીન દુઆ અને બેહતરીન કલિમા જે મારી જબાનથી અને મારાથી પહેલાંના નબીઓની જબાનોથી અદા થયા તે આ છે :

**'લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીક લહૂ લહુલ્ મુલ્કુ વ લહુલ હમ્દુ વહુવ અલા કુલ્લિ શય્ઈન કદીર.'**

**ભાવાર્થ :**

અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, તે એકલો અનન્ય છે, તેનો કોઈ શરીક (ભાગીદાર) નથી. તેની જ બાદશાહી છે અને તેના જ માટે હમ્દ (પ્રશંસા) છે અને તે દરેક ચીજ પર કાદિર (સર્વ શક્તિમાન) છે.

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

**અલ્લાહુમ્મજ્ અલ ફી કલ્બી નુરંવ્ વ ફી સદ્રી નૂરંવ્ વ ફી સમ્ઈ નૂરંવ્ વ ફી બસરી નૂરન. અલ્લાહુમ્મશરહ્લી સદ્રી વ યસ્સિર્લી અમ્રી વ અઉઝુબિક મિન વસ્વાસિસ્ સદ્રી વ શત્તાતિલ અમ્રી વ ફિત્નતિલ કબ્રિ. અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુબિક મિન શર્રિ મા યલિજુ ફીલ્લયુલિ વ શર્રિ મા યલિજુ ફીન્નહારી વ શર્રિ મા તહુબ્બુ બિહિર્રિયાહુ વ શર્રિ બવાઈકિદ્ દહ્રી.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! મારા દિલમાં નૂર કરી દે ! મારા કાનોમાં નૂર કરી દે ! મારી આંખોમાં નૂર કરી દે !

હે અલ્લાહ ! મારો સીનો ખોલી દે ! અને મારા કામોને આસાન કરી દે ! હું સીનાના વસવસાઓ અને કામોની અવ્યવસ્થા તેમજ કબરના ફિત્નાથી તારી પનાહ ચાહું છું.

હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું તે ચીજની બુરાઈથી જે રાતમાં દાખલ થાય છે અને તેની બુરાઈથી જે દિવસે દાખલ થાય છે અને તેની બુરાઈથી જેને હવાઓ લઈને ચાલે છે અને જમાનાની મુસીબતોની બુરાઈથી.



અને દુઆ કરતી વખતે આપે સીના સુધી બંને હાથોને ઉઠાવી રાખ્યા હતા. દસ્તે તલબ લંબાવતી વખતે આપે ફરમાવ્યું કે,

'અરફાના દિવસની દુઆ તમામ દુઆઓથી બેહતર હોય છે.'

['ઝાદુલ મઆદ']

## મીકાત

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે :

– ઝુલ્હુલૈફહને મદીનાવાળાઓ માટે (મીકાત મુકર્રર કર્યો.)
– હજફહને શામવાળાઓ માટે (મીકાત મુકર્રર કર્યો.)
– કરનિલ મનાઝિલને નજદવાળાઓ માટે (મીકાત મુકર્રર કર્યો.)
– યલમલમને યમનવાળાઓ માટે (મીકાત મુકર્રર કર્યો.)

આમ આ ચારેય મીકાત ખુદ ત્યાંના રહેવાસીઓના માટે મીકાત છે અને તે સૌ લોકોનો માટે જેઓ બીજા પ્રદેશોમાંથી આ મીકાત પર થઈને આવે, જેમનો ઈરાદો હજ્જનો કે ઉમરહનો હોય.

એટલે જે લોકો આ મકામાત (સ્થળો)ના રહેવાસી હોય (તે મકામાતથી મક્કા મુઅઝઝમાની તરફ રહેનારાઓ હોય) તો તેઓ પોતાના ઘરથી જ એહરામ બાંધશે અને આ કાયદો એ જ પ્રમાણે ચાલુ રહેશે. અહીં સુધી કે ખાસ મક્કાના રહેનારાઓ મક્કાથી જ એહરામ બાંધશે.

['સહીહ મુસ્લિમ', 'સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

## એહરામનો લિબાસ

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

એક શખ્સે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂછયું કે,

'મુહ્‌રિમ (હજ્જ અને ઉમરહનો એહરામ બાંધનાર) કયા કયા વસ્ત્રો પહેરી શકે છે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'(એહરામની હાલતમાં) ન તો કુર્તા–કમીસ પહેરો અને ન (માથા પર) અમામહ બાંધો અને ન શલવાર અને પાયજામા પહેરો અને ન બારાની (વરસાદી વસ્ત્ર) પહેરો અને ન (પગમાં) મોજા પહેરો. એ સિવાય કે કોઈ આદમીના પાસે પહેરવા માટે ચંપલ કે જોડાં ન હોય (તો તે મજબૂરીના કારણે પગના રક્ષણ માટે મોજા પહેરી લે). અને તેને તખ્નહના નીચેથી કાપીને જોડાં જેવાં બનાવી લે.'

(આગળ આપે ફરમાવ્યું કે)

'(એહરામમાં) એવું પણ કોઈ કપડું ન પહેરો જેને જાફરાન (કેસર) યા વર્સ લગાડેલું હોય.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું,

આપ મનાઈ ફરમાવતા હતા ઔરતોને એહરામની હાલતમાં દસ્તાનહ (હાથમોજાં) પહેરવાથી અને ચહેરા પર નિકાબ નાંખવા તથા તે કપડાંઓના ઉપયોગથી જેને જાફરાન (કેસર) યા વર્સ લાગેલી હોય અને તે ઉપરાંત તેઓ જે રંગીન કપડાં ચાહે પહેરી શકે છે, કસમ્બી કપડું હોય કે રેશની અને એ જ પ્રમાણે તેઓ ચાહે તો ઘરેણાં પણ પહેરી શકે છે અને શલવાર, કમીસ અને મોજાં પણ પહેરી શકે છે.

['મઆરિફુલ હદીસ', 'સુનને અબી દાઉદ']



એહરામમાં મર્દોના માટે માત્ર બે ચાદરો છે. એક તહબંદ (લૂંગી તરીકે) બાંધી લેવામાં આવે છે, બીજી બદન ઉપર નાખવામાં આવે છે. માથું ખુલ્લું રહે છે. પગો પણ ખુલ્લા રહે છે, જોડાં એવા હોવાં જોઈએ કે જેનાથી પગનો ઉપરનો ભાગ પંજા સુધી ખુલ્લો રહે.

ઓરતોના માટે મોઢું ખુલ્લું રાખવાનો હુકમ છે, પરંતુ એનો અર્થ એ નથી કે તેઓ અજનબી મર્દોની સામે પણ પોતાના ચહેરાને બિલકુલ ખુલ્લા રાખે. બલકે અજનબી મર્દો સામે આવે ત્યારે પોતાની ચાદરથી યા બીજી કોઈ ચીજથી તેમણે આડ કરી લેવી જોઈએ.

સુનને અબી દાઉદમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે,

'અમે ઓરતો હજ્જમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે એહરામની હાલતમાં હતી (તો એહરામના કારણે અમે ચહેરા પર નિકાબ નાખતા ન હતા) જ્યારે અમારી સામેથી મર્દ પસાર થતા

ત્યારે અમે અમારી ચાદરો માથાના ઉપરથી લટકાવી લેતાં હતા અને એ રીતે પરદો કરી લેતા હતા. પછી જ્યારે મર્દ આગળ ચાલ્યા જતા ત્યારે અમે અમારા ચહેરા ખોલી દેતાં હતા.' ['મઆરિફુલ હદીસ']

## એહરામથી પહેલાં ગુસલ

હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.) ફરમાવે છે કે,

તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા કે,

આપે કપડાં ઉતાર્યા અને એહરામ બાંધવાના માટે ગુસલ કર્યું.

['જામિઅ તિરમિઝી', 'મુસ્નદે દારમી']

આ હદીસના આધારે એહરામથી પહેલાં ગુસલને સુન્નત કહેવામાં આવ્યું છે. ['મઆરિફુલ હદીસ']

## એહરામથી પહેલાં ખૂશ્બૂ

સહીહ હદીસમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિશે સાબિત છે કે, આપ એહરામ બાંધવા પહેલાં ખૂશ્બૂ લગાવ્યા કરતા હતા, જેથી આપના મુબારક માથા અને દાઢી પર પણ ખૂશ્બૂની અસરો જોવામાં આવતી હતી.

એક રિવાયતમાં છે કે,

'જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એહરામ બાંધવાનો ઈરાદો ફરમાવતા ત્યારે સૌથી બેહતરીન ખૂશ્બૂ મળી શકતી હોય તે લગાવતા.'

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે,

'હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એહરામથી પહેલાં અને એહરામ ખોલવા બાદ ખૂશ્બૂ લગાવ્યા કરતી હતી, જેમાં મુશ્ક (કસ્તૂરી) મેળવેલી હોતી હતી. જાણે કે હું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક માથામાં ખૂશ્બૂની ચમક જોઈ રહી હોઉં, એ હાલતમાં કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુહરિમ (એહરામની હાલતમાં) હતા.'

['બુખારી', 'મુસ્લિમ', 'મિશ્કાત']

પરંતુ જ્યારે મુહરિમ થઈ જાય (એહરામની હાલતમાં આવી જાય) પછી ખૂશ્બૂનો ઉપયોગ કરવાની મનાઈ છે. એહરામની હાલતમાં ખૂશ્બૂ સૂંઘવા વિશે 'જવામિઉલ ફિકહ લિ અબી યૂસફ' (રહ.)માં ફરમાવ્યું છે કે,

'એમાં કંઈ વાંધો નથી કે મુહરિમ તે ખૂશ્બૂને સૂંઘી લે જે તેણે એહરામ પહેલાં લગાડેલી હોય.' ['ઝાદુલ મઆદ']

## તલબિયહ

ખલ્લાદ બિન સાઈબ તાબિઈ (રહ.) પોતાના પિતા સાઈબ બિન ખલ્લાદ અનસારી (રદિ.)થી રિવાયત કરે છે ક,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મારી પાસે જિબ્રઈલ (અલયહિસ્સલામ) આવ્યા અને તેમણે અલ્લાહ તઆલાની તરફથી મને હુકમ પહોંચાડયો કે, હું મારા સાથીઓને હુકમ આપું કે તેઓ તલબિયહ બુલંદ અવાજથી પઢે.'
['મુઅત્તા ઈમામ માલિક', 'જામિઅ તિરમિઝી', 'સુનને અબી દાઉદ' 'નસાઈ', ' ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']



તલબિયહના શબ્દો આ છે :

**'લબ્બયૂક અલ્લાહુમ્મ લબ્બયૂક, લબ્બયૂક લા શરી–ક લ–ક લબ્બયૂક. ઈન્નલ હમ્દ વન્નિઅ્મ–ત લક વલ મુલ્ક લા શરી–ક લક.'**

**ભાવાર્થ :**

હું હાજર છું, હે અલ્લાહ ! હું હાજર છું. હું હાજર છું, તારો કોઈ શરીક (ભાગીદાર) નથી, હું હાજર છું. બેશક, બધી તારીફો અને નેઅમતો તારી જ અતા કરેલી છે અને મુલ્ક પણ તારો જ છે. એમાં તારો કોઈ શરીક નથી.



બસ, આ જ શબ્દો તલબિયહમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પઢતા હતા. એમાં બીજા કોઈ શબ્દો ઉમેરતા ન હતા.

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ']

## તલબિયહ પછીની દુઆ

અમ્માર બિન ખઝીમહ બિન સાબિત અનસારી (રદિ.) પોતાના પિતાથી રિવાયત કરે છે કે,

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે તલબિયહથી ફારિગ થતા (અર્થાત્ તલબિયહ પઢીને મુહરિમ થતા) ત્યારે અલ્લાહ તઆલાથી તેની રઝા (પ્રસન્નતા) અને જન્નતની દુઆ કરતા અને તેની રહમતથી દોઝખથી છૂટકારો અને પનાહ માંગતા.'

['રવાહુશ શાફિઈ', 'મઆરિફુલ હદીસ']

## તવાફમાં ઝિક્ર અને દુઆ

હઝરત અબ્દુલ્લાહ બિન સાઈબ (રદિ.)થી રિવાયત છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તવાફની હાલતમાં રુકને યમાની અને હજરે અસ્વદના દરમિયાન (નું અંતર કાપતી વખતે) આ દુઆ પઢતા સાંભળ્યા :

**'રબ્બના આતિના ફીદ્દુન્યા હસનતંવ્ વ ફીલ આખિરતિ હસનતંવ્ વ કિના અઝાબન્નાર.'**

**ભાવાર્થ :**

હે પરવરદિગાર ! મારું આ દુનિયામાં ભલું કર અને આખિરતમાં ભલું કર તેમજ મને આગના અઝાબથી બચાવજે.



હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'રુકને યમાની પર સિત્તેર (૭૦) ફરિશ્તાઓ મુકર્રર છે જેઓ દરેક તે બંદાની દુઆ પર 'આમીન' કહે છે જે તેની પાસે (નજીક) આ દુઆ કરે :

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્ અફ્વ વલ આફિયત ફીદ્દુન્યા વલ આખિરતિ રબ્બના આતિના ફીદ્દુન્યા હસનતંવ્ વફિલ આખિરતિ હસનતંવ્ વકિના અઝાબન્નાર.'** ['મઆરિફુલ હદીસ', 'સુનને ઈબ્ને માજહ']

ભાવાર્થ :

હે અલ્લાહ ! હું તારાથી દુનિયા અને આખિરતની તમામ બુરાઈઓથી માફી ચાહું છું તથા આફિયત (સુખ, શાંતિ અને સ્વાસ્થ્ય) માગું છું.

હે અમારા પરવરદિગાર ! મારું આ દુનિયામાં પણ ભલું કર અને આખિરતમાં પણ ભલું કર તેમજ મને આગના અઝાબથી બચાવજે.

## ઈસ્તિલામ

**[હજરે અસ્વદને હાથ વડે અડકવાને અથવા એ તરફ હાથ વડે ઈશારો કરવાને 'ઈસ્તિલામ' કહે છે.]**



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે,

હજ્જતુલ વદાઅમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઊંટ પર સવાર થઈને બયતુલ્લાહનો તવાફ કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હાથમાં એક ખમદાર (વળાંકવાળી) લાકડી હતી. તેનાથી જ આપ હજરે અસ્વદનો ઈસ્તિલામ ફરમાવતા હતા.

['સહીહ બુખારી, 'સહીહ મુસ્લિમ']



આબિસ બિન રબીઅહ (રહ.) તાબિઈથી રિવાયત છે કે,

મેં હઝરત ઉમર ફારૂક (રદિ.)ને જોયા કે તેઓ હજરે અસ્વદને ચુંબન કરતા હતા અને કહેતા હતા કે :

'હું યકીનપૂર્વક જાણું છું કે તું એક પથ્થર છે. (તારામાં કોઈ ખુદાઈ સિફત નથી) ન તો કોઈને નફો પહોંચાડી શકે છે, ન નુકસાન અને જો મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તને ચુંબન કરતા જોયા ન હોત તો હું તને ચુંબન ન કરત.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## મુલતઝમ

[હજરે અસ્વદ અને કઅબહ શરીફના દરવાજાની વચ્ચેની દિવાલને મુલતઝમ કહે છે.]



સુનને અબી દાઉદની રિવાયત છે કે,

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) મુલતઝમથી એવી રીતે વળગી ગયા કે પોતાનો સીનો અને પોતાનો ચહેરો તેનાથી લગાડી દીધાં અને હાથ પણ પૂરેપૂરા લંબાવીને તેના ઉપર મૂકી દીધા.

તે પછી ફરમાવ્યું કે,

'મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એ જ પ્રમાણે કરતા જોયા છે.' ['મઆરિફુલ હદીસ']

## રમી

[મીનામાં ત્રણ જગ્યા છે જ્યાં માણસના કદ જેટલા થાંભલા બનાવેલા છે તેને જમ્રા કહે છે. જમ્રાને કાંકરી મારવાની ક્રિયાને 'રમી' કહે છે.]



હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દસમી ઝિલહજજના જમ્રએ ઉકબહ (જે મક્કા મુઅઝઝમાની તરફ છે) તેની રમી ચાશ્તના વખતે ફરમાવી અને તેના પછી અય્યામે તશરીક (તશરીકના દિવસો)માં જમ્રાતની રમી આપે ઝવાલે આફતાબ (સૂરજ માથાં ઉપરથી ઢળ્યા) બાદ કરી.

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



સાલિમ બિન અબ્દુલ્લાહ પોતાના વાલિદે માજિદ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) વિશે બયાન કરે છે કે :

જમ્રાઓની રમી બાબતમાં તેમનો નિયમ અને દસ્તૂર એ હતો કે તેઓ :

– પ્રથમ જમ્રા પર સાત કાંકરીઓ મારતા અને દરેક કાંકરી પર 'અલ્લાહુ અકબર' કહેતા.

– તે પછી આગળ નીચાણમાં ઊતરીને કિબ્લારૂ ઊભા રહેતા અનેહાથ ઉઠાવીને મોડે સુધી દુઆ કરતા.

– તે પછી દરમિયાનવાળા જમ્રા પર પણ એ જ પ્રમાણે સાત કાંકરીઓ મારતા અને દરેક કાંકરી પર તકબીર કહેતા.

– તે પછી ડાબી તરફ નીચાણમાં ઊતરીને કિબ્લારૂ ઊભા રહેતા અને મોડે સુધી ઊભા રહેતા અને હાથ ઉઠાવીને દુઆ કરતા.

– તે પછી છેલ્લા જમ્રા (જમ્રતુલ અકબહ) પર બત્ને વાદી (મેદાનના મધ્ય)-માંથી સાંત કાંકરીઓ મારતા. દરેક કાંકરીની સાથે 'અલ્લાહુ અકબર' કહેતા. (કાંકરી માર્યા પછી) તે જમ્રાની પાસે ઊભા ન રહેતા, બલ્કે પાછાં ફરી જતા અને કહેતા હતા કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એ જ પ્રમાણે કરતા જોયા છે. ['સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

## માથું મૂંડાવનારાઓ માટે દુઆ

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હજ્જતુલ વદાઅમાં ફરમાવ્યું,

'અલ્લાહ તઆલાની રહમત થજો તેઓ પર જેઓએ અહીં પોતાનું માથું મૂંડાવ્યું !'

હાજરજનોમાંથી કેટલાકે અરજ કરી કે, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! રહમતની આ દુઆ બાલ કતરાવનારાઓ માટે પણ કરી દો !'

આપે ફરી પાછો ઈરશાદ ફરમાવ્યો કે, 'અલ્લાહની રહમત થાઓ માથું મૂંડાવનારાઓ પર !'

પેલા શખ્સોએ ફરી પાછી તે જ અરજ કરી ત્યારે ત્રીજી વખત આપે ફરમાવ્યું કે, 'અને તે લોકો પર પણ અલ્લાહની રહમત થાઓ જેમણે અહીં બાલ કતરાવ્યા.' ['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## કુરબાનીના દિવસો

હઝરત અબ્દુલ્લાહ બિન કર્ત (રદિ.)થી રિવાયત છે કે,
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,
'અલ્લાહ તઆલાની નજદીક સૌથી વધારે અઝમતવાળો દિવસ યવમુન નહર (કુરબાનીનો દિવસ અર્થાત્ દસમી ઝિલહજ્જનો દિવસ) છે. ત્યાર બાદ તેના પછીનો દિવસ યવમુલ કર, ૧૧મી ઝિલહજ્જનો દરજો છે. એટલા માટે કુરબાની શકય હોય ત્યાં સુધી ૧૦મી ઝિલહજ્જના (દિવસે) કરી લેવામાં આવે. જો કોઈ કારણે ૧૦મી તારીખે કુરબાની ન થઈ શકે તો ૧૧મી ઝિલહજ્જના (દિવસે) કરે. જો કે ૧૨મી ઝિલહજ્જના પણ (કુરબાની) જાઈઝ છે, પરંતુ અફઝલ એ છે કે, ૧૦ યા ૧૧ ઝિલહજ્જના કુરબાની કરી લેવામાં આવે.' ['સુનને અબી દાઉદ']

## નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કુરબાનીનું એક દ્રશ્ય

આ હદીસને રિવાયત કરનાર હઝરત અબ્દુલ્લાહ બિન કર્ત (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ ઈરશાદ નકલ કરવા બાદ પોતાનો આ અજીબો ગરીબ (અદ્ભુત) અનુભવ બયાન કરે છે કે :

એક વખતે પાંચ–છ ઊંટ કુરબાનીના માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નજીક લાવવામાં આવ્યા ત્યારે તેઓમાંથી દરેક આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નજીક થવાની કોશિશ કરતું હતું કે પ્રથમ તેને જ આપ ઝબહ કરે ! ['સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ']

## તવાફે ઝિયારત

હઝરત આયશા (રદિ.) અને
હઝરત અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તવાફે ઝિયારતને મુઅખ્ખર–વિલંબિત કર્યો (અર્થાત્ તેમાં વિલંબ–મોડું કરવાની પરવાનગી આપી) ૧૨ (બારમી) ઝિલહજ્જની રાત સુધી.

['જામિઅ તિરમિઝી', 'સુનને અબી દાઉદ', 'ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

## સવારી પર તવાફ

હઝરત ઉમ્મે સલમહ (રદિ.)થી રિવાયત છે કે, (હજ્જતુલ વદાઅમાં) મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી કે,

'મને બીમારીની તકલીફ છે (હું તવાફ કેવી રીતે કરું ?)'

આપે ફરમાવ્યું કે,

'તમે સવાર થઈને લોકોના પાછળ પાછળ તવાફ કરી લો !'

તો મેં એ જ પ્રમાણે તવાફ કર્યો અને તે વખતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બયતુલ્લાહના પહલૂમાં ઊભા રહીને નમાઝ પઢી રહ્યા હતા અને તેમાં સૂરએ 'તૂર' તિલાવત ફરમાવી રહ્યા હતા.

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## ઔરતોનો શરઈ ઉઝર (લાચારી)

હઝરત આયશા સિદ્દીકહ (રદિ.) ફરમાવે છે કે,

'અમે લોકો (હજ્જતુલ વદાઅવાળા સફરમાં) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે મદીનાથી રવાના થયા. અમારી જબાનો પર બસ હજ્જની જ વાતો હતી. અહીં સુધી કે જ્યારે (મક્કાની બિલકુલ નજીક) સરિફ નામના સ્થળે પહોંચ્યાં(જ્યાંથી મક્કા માત્ર એક મંઝિલ રહી જાય છે) તો મારા તે દિવસો શરૂ થઈ ગયાં જે ઓરતોને હરેક મહિને આવે છે, તો હું રડવા લાગી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તંબૂમાં તશરીફ લાવ્યા તો આપે ફરમાવ્યું,

'કદાચ તમારા માસિકના દિવસો શરૂ થઈ ગયાં છે ?'

મેં અરજ કરી કે, 'હા, એવું જ છે.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'(રડવાની શી વાત છે !) એ તો એવી વસ્તુ છે જે અલ્લાહ તઆલાએ આદમની બેટીઓ (અર્થાત્ તમામ ઓરતો)ની સાથે આવશ્યક કરી લીધી છે. તમે તે તમામ અમલ કરતા રહો જે હાજીઓએ કરવાના હોય છે, સિવાય એના કે બયતુલ્લાહનો તવાફ ત્યાં સુધી ન કરો જ્યાં સુધી એનાથી પાક—સાફ ન થઈ જાઓ.' ['મઆરિફુલ હદીસ', 'સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ']

## તવાફે વદાઅ

હઝરત હારિસ સકફી (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે શખ્સ હજ્જ કે ઉમરહ કરે તો જોઈએ કે તેની છેલ્લી હાજરી બયતુલ્લાહ પર હોય અને છેલ્લો અમલ તવાફ હોય.'

['મુસ્નદે અહમદ', 'મઆરિફુલ હદીસ']

## રોઝએ અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત

જો ગુંજાઈશ હોય તો હજ્જ પછી કે હજ્જથી પહેલાં મદીના મુનવ્વરા હાજર થઈને જનાબ રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝા મુબારક અને મસ્જિદે નબવીની ઝિયારતથી પણ સઆદત અને બરકત હાસિલ કરે.

એના વિશે રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

**'મંવ્ વજદ સઅતંવ્ વ લમ યઝુર્ની ફકદ જફાની'**

**ભાવાર્થ :**

જે શખ્સ (માલી) સદ્ધરતા ધરાવે (અને) મારી ઝિયારતે ન આવે તેણે મારી સાથે મોટી બેમુરવ્વતી (અભદ્ર વર્તન) કર્યું.

□

**'મન ઝાર કબ્રી વ જબત્‌ લહૂ શફાઅતી.'**

**ભાવાર્થ :**

જેણે મારી કબરની ઝિયારત કરી મારા પર તેની શફાઅત વાજિબ થઈ ગઈ.



**'વ મન ઝારની બઅ્દ મમાતી ફક અન્નમા ઝારની ફી હયાતી.'**

**ભાવાર્થ :**

જેણે મારી વફાત પછી મારી (કબરની) ઝિયારત કરી તેને તે જ બરકત મળશે જેવી રીતે મારી હયાતીમાં કોઈએ ઝિયારત કરી.

['મરાકિલ ફલાહ', 'બયહકી', 'તબરાની']



ઉપરાંત આપનો આ ઈરશાદ પણ છે :

**'વ સલાતુન ફી મસ્જિદી બિ ખમ્સીન અલ્ફિ સલાતિન.'**

**ભાવાર્થ :**

જે શખ્સ મારી મસ્જિદમાં નમાઝ પઢે તેને પચાસ હજાર નમાઝોનો સવાબ મળશે. ['અહમદ', 'ઈબ્ને હબ્બાન']

## હાજીની દુઆ

હદીસ શરીફમાં છે,

જ્યારે તું હાજીથી મળે તો તેને સલામ કર અને તેની સાથે મુસાફહ કર અને તેનાથી દરખાસ્ત કર એ વાતની કે તે તારા માટે મગફિરતની દુઆ કરે એનાથી પહેલાં કે તે પોતાના મકાનમાં દાખલ થાય. એટલા માટે કે તેના ગુનાહો બક્ષી દેવામાં આવ્યા. (એટલે તે બારગાહે ઈલાહીનો મકબૂલ છે.) તેની દુઆ મકબૂલ થવાની ખાસ તૌર પર ઉમ્મીદ છે અને જે દુઆ ચાહે તેનાથી દુઆ કરાવે. દીનની કે દુનિયાની, પરંતુ તેના મકાનમાં પહોંચવાથી પહેલાં.

['બિહિશ્તી ઝેવર']

## હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હજ્જ અને ઉમરહની સંખ્યા

રિવાયતો અનુસાર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હિજરતથી પહેલાં બે હજ્જ કરી. કેટલાક કહે છે કે ત્રણ હજ્જ કરી.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉમરહની સંખ્યા ચાર બતાવવામાં આવે છે. ['બુખારી', 'મદારિજુન નુબુવ્વહ']

## હજ્જતુલ વદાઅમાં અંતિમ એલાન

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હિજરત બાદ (જે હિજરતનું દસમું વરસ હતું) એક હજ્જ કરી જેને 'હજ્જતુલ વદાઅ' અને 'હજ્જતુલ ઈસ્લામ' કહે છે. તેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે લોકોને અહકામ તેમજ મસાઈલની તાલીમ ફરમાવી અને ફરમાવ્યું કે, કદાચ આવતા વરસે તમે મને ન પામો. તે પછી આપે તે સૌને સફરે આખિરતના કારણે રુખ્સત ફરમાવ્યા અને ખુત્બો આપ્યો. ['મદારિજુન નુબુવ્વહ']

## હજ્જતુલ વદાઅની વિગતો

(હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુની એક લાંબી હદીસનો ભાવાર્થ)



હુઝૂર ખાતમલ મુર્સલીન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જ્યારે પોતાનો હજ્જનો ઈરાદો જાહેર કર્યો ત્યારે લોકોને જાણ થતાં જ ચારેવ તરફથી મોટી સંખ્યામાં આવીને ભેગાં થઈ ગયા. દરેકની ખ્વાહિશ અને આરઝૂ હતી કે આ મુબારક સફરમાં આપની સાથે રહીને આપની પૂરેપૂરી પયરવી કરે અને આપના નકશેકદમ પર ચાલે.

૨૪ ઝિકઅદહ, હિજરી સન ૧૦ ના જુમ્આનો દિવસ હતો. તે દિવસે આપે ખુત્બામાં હજ્જ અને હજ્જની સફર વિશે ખાસ હિદાયતો આપી અને બીજા દિવસે ૨૫ ઝિકઅદહ, હિજરી સન ૧૦ ને શનિવારના દિવસે ઝોહરની નમાઝ બાદ મદીના તય્યિબાથી એક અઝીમુશ્શાન કાફલા સાથે રવાનગી થઈ. અસરની નમાઝ ઝુલ્હુલયફહ જઈને પઢી, જ્યાં આપને પહેલી મંઝિલ કરવી હતી તથા અહીંથી જ એહરામ બાંધવાનો હતો.

રાત પણ ત્યાં જ વીતાવી અને બીજા દિવસે અર્થાત્ રવિવારે ઝોહરની નમાઝ બાદ આપે અને આપના સહાબાએ એહરામ બાંધ્યો. (ઝોહરની નમાઝથી ફારિગ થઈને આપે ગુસલ કર્યું, માથામાં તેલ નાંખ્યું, લિબાસ બદલ્યો અને ચાદર ઓઢી.)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે,

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મસ્જિદે ઝુલ્હુલયફામાં એહરામની બે રકાત નમાઝ પઢવા બાદ તરત જ પ્રથમ તલ્બિયહ પઢયા, તે પછી આપ નાકહ (ઊંટણી) પર સવાર થયા ત્યારે આપ ફરીથી તલ્બિયહ પઢયા, તે પછી જ્યારે આપ બયદાઅ નામના સ્થળે પહોંચ્યા ત્યારે આપ બુલંદ અવાજે તલ્બિયહ પઢયા :

**'લબ્બયૂક અલ્લાહુમ્મ લબ્બયૂક, લબ્બયૂક લા શરીક લક લબ્બયૂક, ઈન્નલ્ હમ્દ વન્નિઅ્મત લક વલ મુલ્ક લા શરીક લક.'**

**ભાવાર્થ :**

હું હાજર છું, હે અલ્લાહ ! હું હાજર છું. હું હાજર છું, તારો કોઈ શરીક (ભાગીદાર) નથી, હું હાજર છું. બેશક, બધી તારીફો અને નેઅમતો તારી જ આપેલી છે અને મુલ્ક પણ તારો જ છે. એમાં તારો કોઈ શરીક નથી.



તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મક્કા મુઅઝઝમા તરફ રવાનગી થઈ. નવમા દિવસે ૪ ઝિલહજ્જના રોજ આપ મક્કા મુઅઝઝમામાં દાખલ થયા.

આ સફરમાં આપની સાથે હજ્જ કરનારાઓની સંખ્યા જુદી જુદી રિવાયતોમાં ચાલીસ હજારથી લઈને એક લાખ ત્રીસ હજાર સુધી બયાન કરવામાં આવી છે. ['મઆરિફુલ હદીસ']

# બયતુલ્લાહમાં હાજરી

તબરાનીએ બયાન કર્યું છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બાબે બની અબ્દે મનાફથી જે હવે બની શયબહ નામથી જાણીતો (દરવાજો) છે ત્યાંથી દાખલ થયા.

તબરાનીનું બયાન છે કે જ્યારે આપની નજરે મુબારક કા'બા શરીફ પર પડી ત્યારે આપે ફરમાવ્યું,

**'અલ્લાહુમ્મ ઝિદ્ બયતક હાઝા તશરીફંવ્ વ તઅ્ઝીમંવ્ વ તકરીમંવ્ વ મહાબતન.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! પોતાના આ ઘરની ઈજ્જત, હુરમત અને અઝમત તથા બુઝુર્ગીમાં હજુ ઔર વધારો કર.



એક બીજી રિવાયતમાં છે કે, આપ હાથ ઉઠાવતા હતા અને તકબીર કહેતા હતા તથા ફરમાવતા હતા :

**'અલ્લાહુમ્મ અન્તસ્સલામુ વ મિન્કસ્સામુ હય્યિના રબ્બના બિસ્સલામિ અલ્લાહુમ્મ ઝિદ્ હાઝલ બયત તશરીફંવ્ વ તઅ્ઝીમંવ્ વ તકરીમંવ્ વ મહાબતંવ્ વ ઝિદ મિન હજ્જહૂ અવિઅ્તમરહૂ તકરીમંવ્ વ તશરીફંવ્ વ તઅ્ઝીમંવ્ વ બિર્રા.**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! જે તારા આ ઘરની હજ્જ કરે યા ઉમરહ કરે તેની પણ બુઝુર્ગી, ઈજ્જત, મોટાઈ અને અઝમતમાં ઔર વધારો કર !



જ્યારે આપ મસ્જિદમાં આવ્યા ત્યારે કા'બા શરીફની તરફ આગળ વધ્યા, હજ્રે અસ્વદની તરફ કંઈક રુખ કર્યું, જમણી તરફથી તવાફ શરૂ કર્યો. કા'બા આપની ડાબી તરફ હતો.

## આપનું તવાફ કરવું

બયતુલ્લાહ પર પહોંચીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સૌથા પ્રથમ હજરે અસ્વદનો ઈસ્તિલામ કર્યો. (હજરે અસ્વદને ચુમવાને અથવા હાથ લગાડવાને ઈસ્તિલામ કહે છે.)

તે પછી આપે તવાફ શરૂ કર્યો. જેમાં ત્રણ ચક્કરોમાં આપે રમલ કર્યો. (અર્થાત્ તે ખાસ પ્રકારે ચાલવું જેમાં બળ અને બહાદુરી જાહેર થાય.) બાકીના ચાર ચક્કરોમાં પોતાની આદત પ્રમાણે ચાલ્યા. ['ઝાદુલ મઆદ']

તવાફ કરવાની હાલતમાં આપ ચાદર એવી રીતે ઓઢતા હતા કે તેનો એક છેડો બગલની નીચેથી કાઢીને ખભા પર નાખેલો હતો. જ્યારે હજરે અસ્વદની સામે આવતા ત્યારે તેની તરફ ઈશારો ફરમાવતા. હાથમાં એક લાકડી હતી તેનાથી તેને અડકતા, તે પછી લાકડીને ચુમીને આગળ વધી જતા. તે લાકડીનો છેડો વળેલો હતો.

તબરાનીએ સબળ સનદોથી રિવાયત કરી છે કે, આપ જ્યારે રુકને યમાનીને સ્પર્શતા હતા ત્યારે ફરમાવતા હતા :

'બિસ્મિલ્લાહિ વલ્લાહુ અકબર'

અને જ્યારે હજરે અસ્વદની પાસે આવતા ત્યારે ફરમાવતા હતા :

'અલ્લાહુ અકબર'

તે પછી (તવાફના સાત ચક્કર પૂરા કરીને) આપ મકામે ઈબ્રાહીમની તરફ આગળ વધ્યા અને આ આયત તિલાવત ફરમાવી :

'વત્તખિઝૂ મિમ્મકામિ ઈબ્રાહીમ મુસલ્લા.'

(અને મકામે ઈબ્રાહીમની પાસે નમાઝ અદા કરો.)



તે પછી એવી રીતે ઊભા રહીને કે મકામ ઈબ્રાહીમ આપના અને બયતુલ્લાહની વચ્ચે આવે, આપે બે રકાત નમાઝ પઢી (અર્થાત્ તવાફની બે રકાત નમાઝ અદા કરી.)

હદીસના રાવી ઈમામ જઅફર સાદિક (રહ.) બયાન કરે છે કે, મારા વાલિદ કહેતા હતા કે, આ બે રકાતોમાં આપે :

'કુલ યા અય્યુહલ કાફિરૂન' અને 'કુલ હુવલ્લાહુ અહદ'ની કિરાઅત કરી.

# આપની સઈ

તે પછી આપ ફરી પાછા હજરે અસ્વદની તરફ આવ્યા અને ફરીથી તેનો ઈસ્તિલામ[1] કર્યો.

તે પછી એક દરવાજાથી (સઈના માટે) સફા પહાડીની તરફ ચાલ્યા ગયા અને તેની બિલકુલ નજીક પહોંચીને આપે આ આયત તિલાવત ફરમાવી :

**'ઈન્નસ્સફા વલ મર્વત મિન શઆઈરિલ્લાહિ'**

(બેશક, સફા અને મરવા અલ્લાહની નિશાનીઓમાંથી છે, જેની વચ્ચે સઈ કરવાનો હુકમ છે.)

તે પછી આપે ફરમાવ્યું :

'હું આ સફાથી સઈ શરૂ કરું છું જેનો ઉલ્લેખ અલ્લાહ તઆલાએ આ આયતમાં પ્રથમ કર્યો છે.'



આપ પ્રથમ સફા પર આવ્યા અને એટલી ઊંચાઈ સુધી ચઢયા કે બયતુલ્લાહ આપની નજરની સામે આવી ગયું. ત્યારે આપ કિબ્લાની તરફ રુખ કરીને ઊભા થઈ ગયા અને અલ્લાહ તઆલાની તકબીર અને તમ્જીદમાં પરોવાય ગયા.

આપે કહ્યું,

**'લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્‌દહુ લા શરીક લહૂ લહુલ્ મુલ્કુ વલહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શય્ઈન કદીરુ લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્‌દહૂ અન્જઝ વઅ્‌દહૂ વ નસર અબ્દહૂ વ હઝમલ અહ્‌ઝાબ વહ્‌દહૂ.'**

**ભાવાર્થ :**

અલ્લાહના સિવાય કોઈ ઈબાદત અને બંદગીના લાયક નથી.તે એકલો જ ઈબાદતના લાયક અને માલિક છે. કોઈ તેનો શરીક કે ભાગીદાર નથી. અખિલ વિશ્વમાં તેનું જ શાસન છે અને પ્રશસ્તિ તેમજ વખાણ તેનો જ હક છે. તે સર્વ શક્તિમાન છે. તે એકલો જ મા'બૂદ અને માલિક છે. તેણે

૧) આ ઈસ્તિલામ સઈના માટે હતો. જેવી રીતે બયતુલ્લાહનો તવાફ હજરે અસવદના ઈસ્તિલામથી શરૂ કરવામાં આવે છે તે જ પ્રમાણે સઈથી પહેલાં પણ ઈસ્તિલામ મસનૂન છે.

(મક્કા પર અને સમગ્ર અરબસ્તાન પર વર્ચસ્વ આપવાનું અને પોતાના' દીનને સરબુલંદ કરવાનું) પોતાનું વચન પૂર્ણ કરી દીધું. પોતાના બંદાની તેણે ભરપૂર મદદ ફરમાવી તથા કુફ્ર અને શિર્કના લશ્કરોને તેણે એકલાએ પરાજય આપ્યો.



આપે આ કલિમાત ત્રણ વખત ફરમાવ્યા અને તેના દરમિયાન દુઆ કરી. તે પછી આપ ઊતરીને મરવાની તરફ ચાલવા લાગ્યા અહીં સુધી કે આપના કદમ વાદીના નીચાણમાં પહોંચ્યા તો આપ કંઈક દોડીને ચાલ્યા. ફરી આપ જ્યારે નીચાણથી ઉપર આવી ગયા ત્યારે પોતાની સામાન્ય ગતિ પ્રમાણે ચાલ્યા, અહીં સુધી કે મરવા પહાડી પર આવી ગયા.અહીં પણ આપે બિલકુલ તે જ પ્રમાણે કર્યું જે પ્રમાણે સફા પર કર્યું હતું. (અર્થાત્ તે જ બધાં કલિમાત ઉચ્ચાર્યા.) અહીં સુધી કે આપ અંતિમ (સાતમો) ફેરો પૂરો કરીને મરવા પર પહોંચ્યા.

## મિનામાં રોકાણ

જ્યારે યવમુલ તરવિયહ (અર્થાત્ ૮ ઝિલહજ્જનો દિવસ) આવ્યો ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની નાક્રહ (ઊંટણી) પર સવાર થઈને મિના જવા રવાના થયા. ત્યાં પહોંચીને આપે (તથા સહાબએ કિરામે મસ્જિદે ખૈફમાં) ઝોહર, અસર, મગરિબ, ઈશા અને ફજર પાંચે ય નમાઝો (પોતપોતાના સમયે) પઢી. ફજરની નમાઝ બાદ થોડો સમય આપ મિનામાં વધુ થોભ્યા. અહીં સુધી કે જ્યારે સૂરજ નીકળી આવ્યો ત્યારે આપ અરફાતની તરફ રવાના થયા.

## હજ્જતુલ વદાઅનો ખુત્બો

હઝરત જાબિર (રદિ.)થી એક લાંબી હદીસમાં હજ્જતુલ વદાઅની વિગતો બયાન થયેલી છે, જેમાં ૯ ઝિલહજ્જના દિવસના હાલાત બયાન કરતાં ફરમાવે છે કે :–

જ્યારે સૂરજ ઢળી ગયો ત્યારે આપે કસવા (નામની) નાકહ (ઊંટણી) પર કજાવહ (કાઠડી) બાંધવાનો હુકમ આપ્યો. કાઠડી બાંધી દેવામાં આવી. આપ તેના પર સવાર થઈને વાદીએ અરફહના દરમિયાન આવ્યા અને આપે ઊંટણીની પીઠ ઉપરથી જ લોકોને ખુત્બો આપ્યો. જેમાં ફરમાવ્યું કે,

'લોકો ! તમારું ખૂન અને તમારો માલ તમારા પર હરામ છે (અર્થાત્ નાહક કોઈનું ખૂન કરવું અને નાજાઈઝ રીતે કોઈનો માલ લેવો તમારા માટે હંમેશા હંમેશાના માટે હરામ છે.) બિલકુલ એ જ રીતે કે જેવી રીતે આજે અરફાના દિવસે, ઝિલહજ્જહના આ મુબારક મહિનામાં, પોતાના આ પવિત્ર શહેર મક્કામાં (તમે નાહક કોઈનું ખૂન કરવું અને કોઈનો માલ લેવો હરામ સમજો છો.) સારી રીતે સમજી લો કે, જાહિલિયતની તમામ ચીજો (અર્થાત્ ઈસ્લામની રોશનીના દૌરથી પહેલાં અંધકાર અને ગુમરાહીના જમાનાની તમામ વાતો અને બધાં કિસ્સાઓ ખત્મ થઈ ગયાં છે.) એ સર્વ મારા બંને કદમોના નીચે દફન અને પાયમાલ છે. (હું એને ખત્મ અને રદ કરવાનું એલાન કરું છું) અને જાહિલિયતના જમાનાના કોઈ પણ ખૂનનો બદલો લેવામાં નહીં આવશે. સૌથી પ્રથમ હું મારા ખાનદાનના એક ખૂન, રબીઅહ ઈબ્નુલ હારિસ બિન અબ્દુલ મુત્તલિબના ખૂનને ખત્મ અને માફ કરવામાં આવ્યાનું એલાન કરું છું, જે કબીલા બની સઅદના એક ઘરમાં દૂધ પીવાના માટે રહેતા હતા. તેમને કબીલા હઝીલના આદમીઓએ કતલ કરી દીધા હતા. (હઝીલથી તે ખૂનનો બદલો લેવો હજુ બાકી છે, પરંતુ હવે હું મારા ખાનદાનના તરફથી એલાન કરું છું કે હવે આ કિસ્સો ખતમ છે, બદલો લેવામાં નહીં આવશે.)

વળી જાહિલિયતના જમાનાના તમામ વ્યાજુ લેણાંઓ (જે કોઈ કોઈના પર બાકી છે તે સર્વ પણ) ખતમ અને ખાક છે (હવે કોઈ મુસલમાન બીજા કોઈ મુસલમાનથી પોતાનું વ્યાજુ લેણું વસૂલ નહીં કરશે) અને એ બાબતમાં પણ સૌથી પ્રથમ મારા ખાનદાનના વ્યાજુ લેણાંઓ પૈકી મારા ચાચા અબ્બાસ ઈબ્ને અબ્દુલ મુત્તલિબના વ્યાજુ લેણાંઓ ખતમ અને રદ થયેલાં જાહેર કરું છું. (હવે તેઓ કોઈથી પોતાનું વ્યાજું લેણું વસૂલ નહીં કરશે.) તેમના તમામ વ્યાજુ લેણાંઓ આજે ખતમ કરી દેવામાં આવ્યાં.

અને હે લોકો ! ઓરતોના હક્કો અને તેમના સાથેના વર્તન વિશે ખુદાથી ડરો, એટલા માટે કે તમે તેમને અલ્લાહની અમાનતના રૂપમાં લીધી છે. તેમજ અલ્લાહના હુકમ અને તેના કાનૂનથી તેમની સાથે (શારીરિક) ફાયદો (સંભોગ) તમારા માટે હલાલ થયો છે અને તમારો ખાસ હક તેમના

પર એ છે કે જે આદમીનું ઘરમાં આવવું અને તમારા સ્થાને અને તમારા બિસ્તર પર બેસવું તમને પસંદ ન હોય, તો તેણી તેને એનો મોકો ન આપે, પરંતુ જો તેણી આ ગલતી કરે તો તમે (ધમકાવવા અન ભવિષ્યમાં ચેતવવા માટે અગર કંઈ સજા આપવી યોગ્ય સમજો તો) તેણીઓને કંઈક હળવી શી સજા આપી શકો છો.

અને તેણીઓનો ખાસ હક તમારા પર એ છે કે, પોતાના ગજા અને હેસિયત પ્રમાણે તેણીઓનો ખાવા–પહેરવાનો બંદોબસ્ત કરો.

અને હું તમારા માટે હિદાયતનો તે સામાન છોડી રહ્યો છું કે જો તમે તેનાથી સંકળાયેલા રહ્યા અને તેની પયરવી કરતા રહ્યા તો તમે ક્યારે ય ગુમરાહ ન થશો. તે છે 'કિતાબુલ્લાહ.'

અને કિયામતના દિવસે અલ્લાહ તઆલાની તરફથી તમને મારા વિશે પૂછવામાં આવશે (કે મેં તમને અલ્લાહની હિદાયત તથા તેના અહકામ પહોંચાડયા કે નહીં ?) તો બતાવો, ત્યાં તમે શું કહેશો ? અને શું જવાબ આપશો ?'

હાજરજનોએ અરજ કરી કે,

'અમે ગવાહી આપીએ છીએ અને કિયામતના દિવસે પણ ગવાહી આપીશું કે, આપે અલ્લાહ તઆલાનો પયગામ અને તેના અહકામ અમને પહોંચાડી દીધા તથા રહનુમાઈ અને તબ્લીગનો હક અદા કરી દીધો તેમજ નસીહત અને ખયરખ્વાહીમાં કોઈ કસર બાકી નથી રાખી.'

આ સાંભળીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની શહાદતની આંગળી આસમાનની તરફ ઉઠાવીને અને લોકોની મેદની તરફ ઈશારો કરીને ત્રણ વખત ફરમાવ્યું :

**'અલ્લાહુમ્મશહદ, અલ્લાહુમ્મશહદ, અલ્લાહુમ્મશહદ'**

**અર્થાત્ :**

હે અલ્લાહ ! તું ગવાહ રહે કે મેં તારો પયામ અને તારા અહકામ તારા બંદાઓ સુધી પહોંચાડી દીધા અને તારા આ બંદાઓ એનાં ઈકરાર કરી રહ્યાં છે. ['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

તે પછી (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમથી) હઝરત બિલાલ (રદિ.)એ અઝાન આપી, પછી ઈકામત કહી અને આપે ઝોહરની નમાઝ પઢાવી. તે બાદ ફરી બિલાલ (રદિ.)એ ઈકામત કહી અને આપે અસરની નમાઝ પઢાવી.

## અરફાતમાં આપ (સલ.)નું રોકાણ

(જ્યારે ઝોહર અને અસરની નમાઝ એક સાથે સમયાંતર વગર પઢી ચૂકયા ત્યારે) પોતાની ઊંટણી પર સવાર થઈને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અરફાતના મેદાનમાં ખાસ રોકાણની જગાએ તશરીફ લાવ્યા અને પોતાની ઊંટણી કસ્વાનું રુખ આપે તે તરફ કરી દીધું જે તરફ પથ્થરની મોટી મોટી શીલાઓ છે.

પગપાળા ચાલતા સમૂહને આપે પોતાની સામે કરી લીધાં તથા આપ કિબ્લા–રુ થઈ ગયા અને ત્યાં જ ઊભા રહ્યા, અહીં સુધી કે સૂરજના ડૂબવાનો સમય આવી ગયો અને (સાંજના અંતિમ સમયમાં વાતાવરણમાં જે પીળાશ હોય છે તે) પીળાશ પણ ખત્મ થઈ ગઈ અને સૂરજ બિલકુલ ડૂબી ગયો, ત્યારે આપ અરફાતથી મુઝદલિફહ જવા માટે રવાના થયા.

## મુજદલિફહમાં થોભવું અને રોકાવું

અહીં પહોંચીને આપે મગરિબ અને ઈશાની નમાઝો એક સાથે પઢી તથા એ બંને નમાઝોના દરમિયાન આપે સુન્નત કે નફલની રકાતો બિલકુલ નહીં પઢી.

તે પછી આપ સૂઈ ગયા અને અહીં સુધી સૂતેલા રહ્યા કે સુબ્હે સાદિકના જાહેર થતાં જ અઝાન અને ઈકામતની સાથે ફજરની નમાઝ અદા કરી. તે પછી આપ મશઅરે હરામની પાસે આવ્યા. (પ્રચલિત કથન પ્રમાણે એ એક બુલંદ ટેકરી જેવી હતી. મુઝદલિફહના વિસ્તારમાં હજુ પણ એ જ સ્વરૂપ છે. ત્યાં નિશાની તરીકે એક ઈમારત બનાવી દેવામાં આવી છે.)

અહીં આવીને આપ કિબ્લા–રુ ઊભા રહ્યા અને દુઆ તથા અલ્લાહની તકબીર તેમ જ તહલીલ અને તવહીદમાં મશગૂલ રહ્યા, અહીં સુધી કે સારું એવું અજવાળું થઈ ગયું.

આ રસ્તામાં આપે ઈબ્ને અબ્બાસ (રદિ.)ને હુકમ આપ્યો કે તેઓ આપના માટે સાત કાંકરીઓ, જિમારના માટે વીણે. તેમણે પથ્થરના ઢગમાંથી સાત કાંકરીઓ વીણી લીધી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે કાંકરીઓને ઉછાળવા લાગ્યા અને ફરમાવવા લાગ્યા,

'આ રીતે રમી કરો અને દીનમાં ગૂલૂ (અત્યુક્તિ) કરવાથી બચો, કારણ કે તમારાથી પહેલાં જેઓએ દીનમાં ગુલૂ (અત્યુક્તિ) કર્યો તેઓ હલાક થઈ ગયા.' ['ઝાદુલ મઆદ']

## આપ (સલ.)નું રમી કરવું

તે પછી સૂરજ ઊગવાના થોડાં સમય પહેલાં આપ મિના જવા માટે રવાના થઈ ગયા. ( જમ્રએ ઉકબહ) પછી તે જમ્રહની પાસે પહોંચ્યા જે વૃક્ષની પાસે છે. ['ઝાદુલ મઆદ']



આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સવારી પર હતા. વાદીની નીચલી જાનિબ થોભ્યા (ડાબી તરફ કા'બા શરીફ, જમણી તરફ મિના અને સામે જમ્રહ હતો.) પથ્થરની સાત કાંકરીઓ તેના પર ફેંકીને મારી જેમાંથી દરેકની સાથે આપ તકબીર કહેતા હતા. પથ્થરની આ કાંકરીઓ ઠીકરીના ટુકડાઓ જેવી હતી (અર્થાત્ નાની નાની હતી જેને આંગળીઓમાં મૂકીને ફેંકી શકાય છે, જે લગભગ ચણા અને મગના દાણાં જેવડી હોય છે.) આપે જમ્રહ પર આ કાંકરીઓ (જમ્રહના નજીકની) નીચાણવાળી જગાથી ફેંકીને મારી.

## મિનાનો ખુત્બો

રમીથી પરવારીને પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મિના પાછા આવ્યા અને એક સાદો અને સુંદર ખુત્બો ફરમાવ્યો, જેમાં લોકોને કુરબાનીના દિવસની હુરમત અને અઝમત તથા અલ્લાહની નજીક એની ફઝીલતથી માહિતગાર કર્યા અને તમામ મુલ્કો પર મક્કા મુકર્રમાની ફઝીલત બયાન ફરમાવી તેમજ કિતાબુલ્લાહ પ્રમાણે શાસન કરનારાઓની (આજ્ઞાઓ) સાંભળવાનો અને તેનું પાલન કરવાનો હુકમ આપ્યો.

તે પછી ફરમાવ્યું કે,

'લોકો ! મારાથી મનાસિકે હજ્જ (હજ્જની ક્રિયાઓ) શીખી લો !'

વળી ફરમાવ્યું કે,

'કદાચ હું આ વરસ પછી હજ્જ ન કરી શકું.'

અને લોકોને હુકમ આપ્યો કે, આપના પછી કુફમાં પડી ન જાય અને એક બીજાને ગરદન ન મારે. તે પછી પોતાના તરફથી તબ્લીગનો હુકમ આપ્યો અને ફરમાવ્યું કે,

'કેટલાયે લોકો એવા હોય છે જેમને મસ્અલહ પહોંચાડવામાં આવે છે, તેઓ સાંભળનારાઓના કરતાં વધારે મહફૂઝ (સૂઝ અને સમજ ધરાવનારા) હોય છે.'

ઉપરાંત આપે ખુત્બામાં ફરમાવ્યું કે,

'કોઈ આદમી પોતાની જાન પર જુલમ ન કરે.'



અલ્લાહ તઆલાએ (આપના ખુત્બાના માટે) લોકોની સાંભળવાની શકિતને ખોલી દીધી, અહીં સુધી કે મિનાના લોકોએ પોતપોતાના ઘરોમાં આપનો ખુત્બો સાંભળ્યો.

## આપ (સલ.)નું કુરબાની કરવું

તે પછી આપ કુરબાનીના માટે તશરીફ લઈ ગયા. કુરબાનગાહમાં આપે ૬૩ (ત્રેસઠ) ઊંટોની કુરબાની પોતાના હાથથી કરી. તે પછી જે બાકી રહ્યાં તે હઝરત અલી કર્રમલ્લાહુ વજૂહહૂના હવાલે કરી દીધા. તે સૌની કુરબાની તેમણે કરી અને આપે તેમને પોતાની કુરબાનીમાં શરીક ફરમાવ્યા.

તે પછી આપે હુકમ આપ્યો કે કુરબાનીના દરેક ઊંટમાંથી એક ટુકડો લઈ લેવામાં આવે. એ સર્વ ટુકડાઓને એક દેગમાં નાખીને પકાવવામાં આવ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત અલી (રદિ.) બંનેએ એમાંથી ગોશ્ત ખાધું અને શૌરબા (રસો) પીધો.

## આપનું બાલ મૂંડાવવું

હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (૧૦ ઝિલહજ્જહની સવારે મુઝદલિફહથી) મીના તશરીફ લાવ્યા તો પ્રથમ જમ્રતુલ ઉક્બા પર

પહોંચીને તેની રમી કરી. તે પછી આપ પોતાના તંબૂ પર તશરીફ લાવ્યા અને કુરબાનીના જાનવરોની કુરબાની કરી.

તે પછી આપે હજામને બોલાવ્યા અને પ્રથમ પોતાના મુબારક માથાનો જમણી તરફનો ભાગ તેની સામે કર્યો. તેણે તે તરફના બાલ મૂંડયા. આપે અબૂ તલ્હા અનસારી (રદિ.)ને બોલાવ્યા અને તે બાલ તેમના હવાલે કરી દીધાં.

તે પછી આપે પોતાના માથાનો ડાબી તરફનો ભાગ હજામની સામે ધર્યો અને ફરમાવ્યું કે હવે એને પણ મૂંડો. તેણે તે તરફના બાલ પણ મૂંડયા. તો આપે તે બાલ પણ અબૂ તલ્હા (રદિ.)ને જ હવાલે ફરમાવ્યા અને ઈરશાદ ફરમાવ્યો કે, 'આ બાલોને લોકોમાં વહેંચી દો !'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



## તવાફે ઝિયારત અને ઝમઝમ

તે પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની ઊંટણી પર સવાર થઈને તવાફે ઝિયારતના માટે બયતુલ્લાહની તરફ રવાના થયા. ઝોહરની નમાઝ આપે મક્કામાં જઈને પઢી. તવાફથી પરવારીને (પોતાના ખાનદાનવાળાઓ) બની અબ્દુલ મુત્તલિબની પાસે આવ્યા, જેઓ ઝમઝમથી પાણી ખેંચી ખેંચીને લોકોને પીવાડી રહ્યા હતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને ફરમાવ્યું કે,

'જો આ ભય ન હોત કે બીજા લોકો વર્ચસ્વ મેળવીને તમારાથી આ ખિદમત છીનવી લેશે તો હું પણ તમારી સાથે ડોલ ખેંચત.'

તે લોકોએ એક ડોલ ઝમઝમથી ભરેલી આપને આપી. આપે તેમાંથી (ઝમઝમ) પીધું. ['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



## છેલ્લો ખુત્બો અને મદીના વાપસી

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક ખુત્બો મિનામાં નહ્ર (કુરબાની) પહેલાં ફરમાવ્યો હતો.

આપે બીજો ખુત્બો તશરીકના મધ્યમાં ફરમાવ્યો જેમાં આપે ફરમાવ્યું કે,

'આજે અય્યામે તશરીક (તશરીકના દિવસો)નો વચલો દિવસ છે અને આ જગા મશઅરે હરામ છે.'

તે પછી ફરમાવ્યું કે,

'કદાચ હવે બીજી વખત તમને મળી ન શકું. યાદ રાખો ! તમારું ખૂન, તમારો માલ અને તમારી આબરૂ તમારા પર એવી જ રીતે હરામ છે જેવી રીતે તમારા આ શહેરમાં આજના દિવસે હુરમત છે. અહીં સુધી કે તમે પોતાના પરવરદિગારથી જઈને મળો. ત્યારે તે તમારાથી તમારા આમાલ વિશે પૂછપરછ કરશે. ખબરદાર ! તમારામાંથી નજીકવાળાઓ દૂરવાળાઓને આ વાત પહોંચાડી દે ! ખબરદાર ! શું મેં પહોંચાડી દીધું ?'



## તવાફે વદાઅ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે (મિનામાં) બે દિવસે ઉતાવળ ન કરી, બલકે મોડું કર્યું અને તશરીકના દિવસોના ત્રણ દિવસો પૂરા કર્યા અને મંગળવારના દિવસે ઝોહરની નમાઝ પઢીને આપ મકામે મુહસિબની તરફ રવાના થઈ ગયા. આ એક રેતાળ મેદાન છે. આપે અહીં ઝોહર, અસર, મગરિબ અને ઈશાની નમાઝ અદા ફરમાવી અને થોડો સમય સૂઈ ગયા.

પછી આપ મક્કા મુકર્રમા તશરીફ લાવ્યા અને રાતે સહરીના સમયે તવાફે વદાઅ કર્યો. આ તવાફમાં આપે રમલ નહીં કર્યો.

તે પછી આપ મદીના મુનવ્વરા તરફ રવાના થઈ ગયા.

['ઝાદુલ મઆદ']



## ઝકાતની મીઠાશ

હઝરત અબ્દુલ્લાહ બિન મુઆવિયહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'ત્રણ કામો એવાં છે કે જે શખ્સ તેને કરશે તે ઈમાનની મીઠાશ ચાખશે :

૧. માત્ર અલ્લાહની ઈબાદત કરે.

૨. એ અકીદો રાખે કે અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી.

૩. પોતાના માલોની ઝકાત દર વરસે એવી રીતે આપે કે, તેનું મન તેનાથી ખૂશ હોય અને તેને (ઝકાતને) આપવા માટે તેને પ્રેરતું હોય (અર્થાત્ તેને રોકતું ન હોય.)



નોંધ :

- ઝકાતનો મરતબો એનાથી જાહેર થયો કે તેનો તવહીદની સાથે ઉલ્લેખ કરવામાં આવ્યો.
- એની અસર એનાથી જાહેર થઈ કે એનાથી ઈમાનની મીઠાશ વધી જાય છે.

['હયાતુલ મુસ્લિમીન']



## ઝકાત ન આપનારને સજાની ચેતવણી

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જેને અલ્લાહ તઆલાએ માલ આપ્યો હોય છતાં તે તેની ઝકાત અદા ન કરે તો કિયામતના દિવસે તે માલ એક ગંજા સાપની શકલમાં બનાવી દેવામાં આવશે, જેની બંને આંખોના ઉપર બે નુકતા હશે. (એવો સાપ ઘણો ઝેરીલો હોય છે.)

તે સાપ ઝકાત અદા ન કરનાર કંજૂસના ગળામાં સાંકળની જેમ નાખી દેવામાં આવશે (અર્થાત્ તેના ગળામાં લપેટાઈ જશે) અને તેના બંને જડબાં પકડશે અને ડંખ મારશે અને કહેશે કે,

'હું તારો માલ છું, હું તારી જમા કરેલી દવલત છું.'

તે પછી 'આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એના સમર્થનમાં સૂરએ 'આલિ ઈમરાન' ની આ આયત પઢી :

'વલા તહ્સબન્નલ્લઝીન યબ્ખલૂન ઈલા યવ્મિલ કિયામહ'

(આ આયતમાં માલને ગળાની સાંકળ બનાવી દેવાનો ઉલ્લેખ છે.)

એનો ભાવાર્થ આ છે :

'અને ન અનુમાન કરે તે લોકો, જેઓ કંજૂસાઈ કરે છે તે માલ અને દવલતમાં, જે અલ્લાહે પોતાના ફઝલો કરમથી તેમને આપ્યો છે (અને છતાં તેની ઝકાત નથી કાઢતા) કે તે માલ અને દવલત તેમના હકમાં બેહતર છે, બલકે અંજામના લિહાઝથી તે તેમના માટે બદતર છે અને શર (અનિષ્ટ) છે. કિયામતના દિવસે તેમના ગળાઓમાં તે દવલત, જેમાં તેઓએ કંજૂસાઈ કરી (અને જેની ઝકાત અદા નહીં કરી) તૌક (કેદીઓના ગળામાં બાંધવામાં આવતી લોખંડની સાંકળ) બનાવીને નાખવામાં આવશે.'

['બુખારી', 'નસાઈ', 'હયાતુલ મુસ્લિમીન']

## સદકહની પ્રેરણા અને પ્રોત્સાહન

હઝરત અસ્મા બિન્તે અબી બકર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમનાથી ફરમાવ્યું,

'તમે અલ્લાહ તઆલાના ભરોસા પર તેના રસ્તામાં છૂટા હાથે ખર્ચ કરતી રહો અને ગણો નહીં (અર્થાત્ એની ચિંતામાં ન પડો કે મારી પાસે કેટલા નાણાં છે અને એમાંથી કેટલા રાહે ખુદામાં આપું.) જો તમે તેની રાહમાં એ પ્રમાણે હિસાબ કરીને આપશો તો તે (ખુદા) પણ તમને હિસાબથી જ આપશે અને જો બેહિસાબ આપશો તો તે પણ પોતાની નેઅમતો તમારા પર બેહિસાબ વર્ષાવશે. દવલતને ભેગી કરી કરીને અને બંધ કરીને ન રાખો. નહીંતર અલ્લાહ તઆલા પણ તમારી સાથે એવો જ વર્તાવ કરશે (કે રહમત અને બરકતના દરવાજા તમારા પર ખુદા ન કરે કે બંધ થઈ જશે.) જેથી થોડું ઘણું જે કંઈ થઈ શકે અને જેની તવફીક મળે રાહે ખુદામાં છૂટા હાથે આપતી રહો.' ['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

□

# સદકહની બરકતો

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'સદકો અલ્લાહ તઆલાના ગુસ્સાને ઠંડો કરે છે અને બુરી મોતને દૂર કરે છે.' ['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']



હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે કે,

'ખયરાત કરવામાં (શકય એટલી) ઉતાવળ કરતા રહો, કારણ કે એનાથી બલા આગળ વધવા પામતી નથી.'

['રઝીન', 'હયાતુલ મુસ્લિમીન']



હઝરત અબ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'સદકાથી માલમાં કમી નથી થતી (બલકે વધારો થાય છે) અને કુસૂર (ભૂલ–ચૂક) માફ કરી દેવાથી આદમી નીચો નથી થતો, બલકે અલ્લાહ તઆલા તેને સરબુલંદ કરી દે છે અને તેની ઈજ્જતમાં વધારો થાય છે અને જે બંદો અલ્લાહ તઆલાના માટે વિનમ્રતા અને ખાકસારીનું વર્તન અપનાવશે, અલ્લાહ તઆલા તેને ઉચ્ચતા અને મહાનતા અર્પણ કરશે.'

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'સાત ચીજો એવી છે જેનો સવાબ બંદાના મરવા બાદ પણ ચાલુ રહે છે અને તે કબરમાં પડેલો રહે છે :

૧. જેણે (દીનનો) ઈલ્મ શીખવ્યો.
૨. જેણે (પાણી માટે) નહેર ખોદાવી.
૩. જેણે કોઈ કૂવો ખોદાવ્યો.
૪. જેણે કોઈ ઝાડ રોપ્યું.
૫. જેણે કોઈ મસ્જિદ બનાવી.
૬. જેણે કુર્આન વારસામાં છોડયું.
૭. જેણે એવી અવલાદ છોડી જે તેના મરવા પછી બક્ષિશની દુઆ કરે.

['તરગીબ અઝ બઝ્ઝાર વ અબૂ નઈમ']



ઈબ્ને માજહએ ઝાડ રોપવા અને કૂવો ખોદાવવાના બદલે સદકહ તેમજ મુસાફિરખાનાનો ઉલ્લેખ કર્યો છે. ['તરગીબ']



આ હદીસથી દીની મદ્રસાની અને સાર્વજનિક કલ્યાણ માટેના કામોની ફઝીલત સાબિત થાય છે. ['હયાતુલ મુસ્લિમીન']



## સદકહના હકદાર

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'અસલી મિસ્કીન (જેની સદકહથી મદદ કરવી જોઈએ) તે આદમી નથી જે (માંગવા માટે) લોકોની પાસે આવતો–જતો રહે છે (દર દર ફરે છે અને ભીખારીની જેમ ચક્કર લગાવે છે) અને એક–બે લૂકમા યા એક–બે ખજૂર (જ્યારે તેના હાથમાં મૂકી દેવામાં આવે છે ત્યારે) તે લઈને પાછો ચાલ્યો જાય છે, બલકે અસલી મિસ્કીન તે બંદો છે જેની પાસે પોતાની જરૂરતો પૂરી

કરવાનો સામાન પણ નથી અને ( તે પોતાની આ હાલતને લોકોથી છુપાવતો હોવાના કારણે) કોઈને તેની હાજતમંદીનો એહસાસ નથી થતો કે સદકહથી તેની મદદ કરવામાં આવે અને ન તો તે (સામેથી) ચાલીને લોકોથી માંગે છે.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



## પોતાની હાજતો છુપાવવી

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે આદમીને કોઈ સખત જરૂરત પેશ આવી અને તેણે તેને બંદાઓની સમક્ષ મૂકી (અને તેમનાથી મદદ માંગી) તો તેને તે મુસીબતથી સંપૂર્ણ છુટકારો નહીં મળશે અને જે આદમીએ તેને અલ્લાહ તઆલાની સમક્ષ મૂકી અને તેનાથી દુઆ કરી તો પૂરી ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા જલદીથી જ તેની એ હાજત ખતમ કરી દેશે યા તો જલદીથી જ મોત આપીને (જો તેની મોતનો નક્કી થયેલો સમય આવી ગયો હોય તો) યા કંઈક વિલંબથી (તેને) ખુશહાલ કરી દે.' ['સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ']



હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કદી કદી મને કંઈક આપતા હતા તો હું અરજ કરતો હતો કે,

'હઝરત ! કોઈ એવા આદમીને આપી દો જેને મારા કરતાં વધારે એની જરૂરત હોય.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા કે,

'ઉમર ! એને લઈ લો ! અને પોતાની મિલ્કત બનાવી લો (અને તે પછી ચાહો તો) સદકહ તરીકે કોઈ જરૂરતવાળાને આપી દો.(અને પોતાનો એ નિયમ બનાવી લો કે) જ્યારે કોઈ માલ તમને આ રીતે મળે કે ન તો તમે એના માટે માંગણી કરી હોય અને ન તમારા દિલમાં એની ચાહત અને લાલચ

હોય (તો તેને અલ્લાહ તઆલાની ભેટ સમજીને) લઈ લેતા રહો અને જે માલ આ રીતે તમારી પાસે ન આવે તો તેની તરફ ધ્યાન પણ ન કરો.'

['સહીહ બુખારી' , 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



## સદકહની હકીકત

હઝરત અબૂઝર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

- પોતાના ભાઈની ખૂશીના માટે થોડુંક મુસ્કુરાવી દેવું પણ સદકહ છે.
- કોઈ નેક વાત કહી દેવી પણ સદકહ છે.
- તમારું કોઈને બુરી વાતથી રોકવું પણ સદકહ છે.
- જે શખ્સની નજર કમજોર હોય તેની મદદ કરી દેવી પણ સદકહ છે.
- રસ્તામાંથી પથ્થર, કાંટા અને હાડકાંને હટાવવું પણ તમારા માટે એક સદકહ છે.
- પોતાની ડોલ વડે પોતાના ભાઈની ડોલમાં પાણી રેડી આપવું પણ એક સદકહ છે. ['તિરમિઝી શરીફ', 'તર્જુમાનુસ્સુન્નહ']



હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'ઉપરનો હાથ નીચેના હાથ કરતાં બેહતર છે. (અર્થાત્ આપવું લેવા કરતાં બેહતર છે.) તું શરૂ કર પોતાના બાળ બચ્ચાંઓથી (અર્થાત્ પ્રથમ તેમને જ આપે.) અયાલ કોણ છે ? તારી માતા, તારા પિતા, તારી બહેન, તારો ભાઈ, તે પછી જે વધારે નજીકતર હોય, તેના બાદ વળી જે નજીકતર હોય.'

['મઆરિફુલ હદીસ', 'તબરાની', 'મુસ્લિમ', 'બુખારી']



હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'માનવીએ જે પોતાના ઉપર અને પોતાની અવલાદના ઉપર, પોતાના અહલો–અયાલ (ઘરવાળાંઓના) ઉપર અને પોતાના દયાપાત્રજનો તથા સગાં–સંબંધીઓ પર ખર્ચ કર્યો તે સર્વ તેના માટે સદકહ છે.'

['તબરાની', 'મઆરિફુલ હદીસ']



હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જેની ત્રણ પુત્રીઓ હોય, તે તેણીઓને અદબ (સંસ્કાર અને સભ્યતા) શીખવે છે, તેણીઓ પર રહમ કરે છે, તેણીઓનો કફીલ (વાલી) છે તો તેના માટે ચોક્કસ રીતે જન્નત વાજિબ થઈ ગઈ.'

કોઈકે કહ્યું,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! જો બે જ દિકરીઓ હોય તો?'

ફરમાવ્યું, 'ભલે ને બે જ હોય.'

કેટલાક લોકોએ વિચાર્યું કે જો એક દિકરીના માટે પૂછવામાં આવત તો એકને પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવી દેત.

તબરાનીએ (નકલ કરેલી રિવાયતમાં) એ વધારો છે કે, તેણે તેણીઓના નિકાહ પણ કરી દીધા. ['અહમદ', 'બઝઝાર', 'તબરાની']



હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે મુસલમાન બંદો કોઈ ઝાડ રોપે અથવા ખેતી કરે તો તે ઝાડ અથવા તે ખેતીમાંથી જે ફળ કે દાણાં (અનાજ) કોઈ ઈન્સાન યા કોઈ પંખી યા કોઈ પ્રાણી ખાશે તો તે (પેલા ઝાડ રોપનાર કે ખેતી કરનાર) બંદાના માટે સદકહ અને અજ્ર તથા સવાબનો ઝરીયો બનશે.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં તેમણે અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

કયો સદકહ અફઝલ છે ?'

આપે ફરમાવ્યું કે,

'તે સદકહ અફઝલતરીન સદકહ છે જે ગરીબ આદમી પોતાની કમાણીમાંથી કરે અને પ્રથમ તેના પર ખર્ચ કરે જેમનો તે ઝિમ્મહદાર હોય (અર્થાત્ પોતાની પત્ની અને બાળકો પર.)

['સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ']

## શરીરના દરેક સાંધા પર સદકહ

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જેટલા ઈન્સાન છે, તે દરેકના શરીરમાં ત્રણસો સાઠ સાંધાઓ બનાવવામાં આવેલાં છે.(દરેક સાંધા વતી એક સદકહ અદા કરવું વાજિબ થાય છે.) તો જેણે :

'અલ્લાહુ અકબર' કહ્યું , યા

'અલ્હમ્દુલિલ્લાહ' કહ્યું , યા

'લા ઈલાહ ઈલ્લલ્લાહ' કહ્યું , યા

'સુબ્હાનલ્લાહ' કહ્યું, યા

'અસ્તગ્ફિરુલ્લાહ' કહ્યું તો

એક એક સદકહ સાદિર થઈ જાય છે.

એ જ પ્રમાણે જેણે લોકોના રસ્તામાંથી તકલીફ આપનારી ચીજને હટાવી દીધી (તો તે પણ સદકહ છે.)

['તર્જુમાનુસ્સુન્નહ', 'અદબુલ મુફરદ']



હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

'જો તમારાથી કંઈ બીજું ન થઈ શકે તો બેકસ અને હાજતમંદની મદદ જ કરતા રહો.' ['બુખારી']



વળી એ પણ ઈરશાદ ફરમાવ્યો કે,

'ભૂલેલા–ભટકેલાઓને તથા કોઈ આંધળાને રસ્તો બતાવવો પણ સદકહ છે.' ['તિરમિઝી']

એ પણ ઈરશાદ ફરમાવ્યો કે,

'જે શખ્સ રસ્તે ચાલવામાં કોઈ કાંટો રસ્તામાંથી હટાવી દે તો અલ્લાહ તઆલા તેના કામની કદર કરે છે અને તેના ગુનાહ માફ કરે છે.'

['તિરમિઝી', 'સીરતુન્નબી']



## ઈસાલે સવાબ સદકહ છે

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં એક શખ્સ હાજર થયા અને અરજ કરી કે,

'હઝરત ! મારા વાલિદનો ઈન્તિકાલ થઈ ગયો છે અને તેમણે વારસામાં કંઈક માલ છોડયો છે. સદકહ વગેરેની કંઈ વસિયત નથી કરી. જો હું તેમના તરફથી સદકહ કરી દઉં તો શું મારો આ સદકહ તેમના માટે ગુનાહોનો કફ્ફારો તથા મગફિરત અને નજાતનો ઝરીયો બની જશે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'હા ! ( અલ્લાહ તઆલાથી એની જ ઉમ્મીદ છે.)

['તહઝીબુલ આસાર લિઈબ્નિ જરીર', 'મઆરિફુલ હદીસ']



## હિજરત

હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)થી રિવાયત છે :

તેઓ બયાન કરે છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું કે, આપ ફરમાવતા હતા કે,

'ઈન્સાનના તમામ આમાલનો આધાર નિય્યતો પર છે. આદમીને તેની નિય્યત પ્રમાણે જ ફળ મળે છે. તો જે શખ્સે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરફ હિજરત કરી (અને ખુદા તથા રસૂલની પ્રસન્નતા મેળવવા અને ઈતાઅતના સિવાય તેની હિજરતનો બીજો કોઈ હેતુ ન હોય) તો તેની હિજરત હકીકતમાં અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તરફ થઈ (અને બેશક તે અલ્લાહ અને રસૂલનો સાચો મુહાજિર છે અને તેને તેની અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફની હિજરતનો મુકર્રર અજર મળશે) અને જો કોઈ દુન્યવી ગરજના માટે યા કોઈ ઓરતથી નિકાહ કરવાના માટે મુહાજિર બન્યો તો (તેની હિજરત અલ્લાહ અને રસૂલના માટે ન હશે, બલકે) હકીકતમાં જે બીજી ગરજ અને નિય્યતથી તેણે હિજરત અપનાવી છે, અલ્લાહની નજીક બસ તેની જ હિજરત માનવામાં આવશે.'

['બુખારી', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



## જિહાદ

હઝરત અબૂ-હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'અલ્લાહ તઆલાએ ફરમાવ્યું (હદીસે કુદસી) :

''જે શખ્સ મારા રસ્તામાં જિહાદ કરવા અને માત્ર મારા પર ઈમાન રાખવા અને મારા રસૂલોની તસ્દીક કરવાના કારણે (પોતાના ઘરથી) નીકળ્યો

છે તો ખુદા તેનો ઝામિન છે કે કયાં તો તેને જન્નતમાં દાખલ કરી દેશે (જો તે શહીદ થઈ ગયો) અથવા તેને ઘર તરફ જ્યાંથી તે (જિહાદના માટે) નીકળ્યો છે કામિયાબ પાછો પહોંચાડી દેશે. સવાબની સાથે અથવા ગનીમતની સાથે અને કસમ છે તે ઝાતની જેના કબ્જામાં મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જાન છે, કે તે કોઈ ઝખ્મ ખુદાના રસ્તામાં નહીં ખાશે, પરંતુ કિયામતના દિવસે તેને એ જ હાલતમાં લઈને હાઝિર થશે, જેવા ઝખ્મ ખાતી વખતે હતો. તેનો રંગ સુર્ખ (રાતો) હશે અને ગંધ મુશ્કની ખૂશ્બૂ જેવી હશે અને કસમ છે તે ઝાતની જેના કબ્જામાં મારી જાન છે, જો હું મુસલમાનો પર બોજ મહસૂસ ન કરત તો હું કોઈ લશ્કરથી જે જિહાદ કરી રહ્યું છે, કયારે ય પાછળ ન બેસત, ન હું ખૂદ એટલી વિપુલતા (સમૃદ્ધિ) પામું છું કે બધાંને સવારી આપું અને ન મુસલમાનોમાં જ એટલી સમૃદ્ધિ છે અને એ તેમના પર ભારે છે કે હું (જિહાદના માટે) ચાલ્યો જાઉં અને તેઓ મારાથી પાછળ રહી જાય અને કસમ છે તે ઝાતની જેના કબ્જામાં મારી જાન છે, બેશક, હું તમન્ના રાખું છું કે ખુદાના રસ્તામાં જિહાદ કરું અને શહીદ થઈ જાઉં. ફરી પાછો જિહાદ કરું , ફરી પાછો શહીદ થઈ જાઉં. ફરી પાછો જિહાદ કરું, ફરી પાછો શહીદ થઈ જાઉં !' ['મઆરિફુલ હદીસ']



## શહાદત

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે સાચા દિલથી શહાદત તલબ કરે છે તેને શહાદતનો દરજ્જો મળી જાય છે, ભલે તે શહીદ ન થાય.' ['મુસ્લિમ']



હઝરત જાબિર બિન અતીક (રદિ.)થી (એક લાંબી હદીસમાં) રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'તમે લોકો શહાદત કોને ગણો છો ?'

અરજ કરવામાં આવી કે,

'ખુદાના રસ્તામાં કતલ થઈ જવાને.'

આપે ફરમાવ્યું કે,

'ખુદાના રસ્તામાં કતલ થઈ જવા ઉપરાંત સાત બીજી પણ શહાદતો છે :

૧. કૉલેરાની બીમારીમાં મરનાર
૨. ડૂબી જવાથી મરી જનાર
૩. ન્યુમોનિયાના રોગમાં મરનાર
૪. પ્લેગના રોગમાં મરનાર
૫. સળગી જવાથી મરનાર
૬. ઈમારત (તૂટી પડવાથી) તેની નીચે દબાઈને મરી જનાર
૭. તે ઓરત જે બચ્ચું પેટમાં જ રહી જવાના કારણે અને પ્રસુતિ ન થવાના કારણે મરી જાય.

આ સર્વ શહીદ છે.

['અબૂ દાઉદ', 'નસાઈ', 'ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']



# સમાપ્ત